સ્વ. રા. બ. કમળાશંકરસ્મારકવ્યાખ્યાનમાળા–પુષ્પ ૩જું

# મીરાંબાઇ

(તેનું જીવન, તેનું કવન, અને તેના સમયની
સામાજિક સ્થિતિ)

---

વ્યાખ્યાનકર્ત્તા

**રા. રા. માણેકલાલ ચુનીલાલ સુતરિયા,**
એમ. એ., એલએલ. એમ.

---

પ્રસિદ્ધકર્ત્તા

સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી-
વ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિના મન્ત્રી
**પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે**
એમ. એ., એલએલ. બી.

---



---

ઇ. સ. ૧૯૨૯
સોલ એજન્ટ
**એમ. સી. કોઠારી,** બુકસેલર, રાવપુરા–વડોદરા

---

સુરત ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ
પ્રેસમાં વજેરામ માનસિંહે છાપ્યું.

કિંમત ૦–૧૦–૦ આવૃત્તિ ૧લી

# સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીસ્મારક ફંડનો અહેવાલ.

## સ્વ. રા. બા. કમળાશંકરવ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિના હાલ સભ્યો

૧. મિ. પિરોજશા જે, તાલેયારખાન., રિટાયર્ડ ડિસ્ટ્રીક્ટ જજ્જ, (પ્રમુખ).
૨. રા. બા. ચંદ્રવિદ્યાનંદ એસ. પંડયા, રિટાયર્ડ આસિ. સેક્રેટરિ, સેક્રેટેરિયટ, મુંબઈ, (ઉપપ્રમુખ).
૩. પ્રો. મોહનલાલ પી. દવે (મંત્રી).
૪. પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી.
૫. રા. સા. ઈશ્વરલાલ પ્રા. ખાનસાહેબ
૬. મિ. મંચેરશા પી. કેકોબાદ
૭. ડૉ. કરસુખ વી. હોરા
૮. રા. રા. રાજેન્દ્ર સો. દલાલ, જે. પી., મુંબઈ
૯. રા. રા. વ્યોમેશચન્દ્ર જે. પાઠકજી

ધીરજલાલ ગુલાબદાસ માસ્તર (મદદનીશ મંત્રી)

**સ્મારક ફંડના ટ્રસ્ટીઓનાં નામઃ—**

૧. સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજી
૨. પ્રો. મોહનલાલ પી. દવે
૩. રા. સા. વી. સી. જાદવ
૪. પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

**ફંડની શરૂઆતઃ**—તા. ૨૨–૮–૧૯૨૫ને દિને નગીનચંદ હોલમાં સાંજે ૬ વાગે સુરતના શહેરીઓની એક જાહેર સભા ડિસ્ટ્રીક્ટ જજ્જ મિ. કે. બી. વાસુદેવ સાહેબના પ્રમુખપદ નીચે મળી હતી. તેમાં સ્વર્ગસ્થના અવસાનને માટે દિલસોજીનો ઠરાવ પસાર કરવામાં આવ્યો તે ઉપરાંત સ્વર્ગસ્થના માનમાં યોગ્ય સ્મારક ઊભું કરવાને માટે એક સ્મારક સમિતિ નીમવામાં આવી હતી.

તે સમિતિએ નીચે મુજબ નાણાં ઉઘરાવ્યાં હતાં અને તેનો નીચે પ્રમાણે ઉપયોગ કરવા ઠરાવ નાણાં ભરનારાઓની સભાએ તા. ૧૫મી મે ૧૯૨૬ને રોજ કર્યો હતો.

**ઠરાવઃ—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીવ્યાખ્યાનમાળા**
સ્વર્ગસ્થના માનમાં નીચે પ્રમાણે વ્યાખ્યાનમાળા સ્થાપવામાં આવે છે.

૧ સદ્‌ગતના સ્મારક તરીકે કોઈ પ્રતિષ્ઠિત વિદ્વાન્ પાસે ગુજરાતી અથવા સંસ્કૃત વાઙ્મયને લગતા કોઈ એક વિષય પર દર વર્ષે બે વ્યાખ્યાન અપાવવાં.

૨ આ વ્યાખ્યાનો સમ્બન્ધી સઘળી વ્યવસ્થા કરવા નીચેના નવ સભ્યોની એક વ્યવસ્થાપક સમિતિ બનશે. તેમાંનો કોઈ પણ કોઈ કારણસર સભ્ય થતો બંધ પડે તો બાકીના સભ્યોએ તેની જગા પૂર્યા પછી કામ કરવું.

૧. મિ. પિરોજશા જે. તાલેયારખાન (પ્રમુખ)
૨. પ્રો. મોહનલાલ પી. દવે
૩. પ્રો. અતિસુખશંકર કે. ત્રિવેદી
૪. રા. રા. ઈશ્વરલાલ પ્રા. ખાનસાહેબ
૫. મિ. મંચેરશા પી. કેકોબાદ
૬. રા. બ. ચંદ્રવિદ્યાનંદ એસ. પંડયા
૭. ડૉ. કરસુખ વી. હોરા
૮. રા. રા. રાજેન્દ્ર સો. દલાલ
૯. રા. રા. વ્યોમેશચન્દ્ર જ. પાઠકજી (મન્ત્રી)

આ સમિતિ કોઈ પણ કામ તેઓમાંના ઓછામાં ઓછા ત્રણ સભ્યોની સંમતિથી કરી શકશે. વ્યાખ્યાનકર્તાની પસંદગી માટેની સભાની ખબર દરેક સભ્યને ઓછામાં ઓછા સાત દિવસ પહેલાં મન્ત્રીએ કરવી અને તે સભા રવિવારને દિવસેજ બોલાવવી.

૩ (અ) વ્યાખ્યાનોનો સમય વ્યવસ્થાપક સમિતિ નક્કી ઠેરવે તે રાખવો.
(આ) વ્યાખ્યાનો હમેશાં સુરતના રા. બા. નગીનચંદ હોલમાં કરાવવાં.
(ઇ) દરેક વ્યાખ્યાનને દિવસે વ્યાખ્યાનને સમયે સદ્‌ગતની હોલમાં

મૂકેલી છબી પર અવશ્ય ફુલનો હાર ચઢાવવોજ જોઈએ, ને તેમ કરવું તે વ્યવસ્થાપક સમિતિના મન્ત્રીની ફરજ રહેશે.

૪ પ્રતિવર્ષ વ્યવસ્થાપક સમિતિ વ્યાખ્યાનની જાહેરાત વ્યાખ્યાનમાળાના સમયથી ઓછામાં ઓછા છ મહીના અગાઉ આપશે, ને વ્યાખ્યાનને માટે અરજી કરનારી વ્યક્તિઓ વ્યાખ્યાનમાળાના મુદ્દાઓ રજુ કરશે. તે મુદ્દાઓ તથા અરજી કરનારાઓની લાયકાત ધ્યાનમાં લઈ વ્યવસ્થાપક સમિતિ વ્યાખ્યાનકર્તા પસંદ કરશે.

૫ વ્યાખ્યાનો સદ્‌ગતના નામને શોભે એવી કોટિનાં કરવાની વ્યવસ્થાપક સમિતિએ કાળજી રાખવી.

(અ) સાધારણ રીતે ગુજરાતી ભાષામાં એ વ્યાખ્યાનો અપાવવાનીજ ગોઠવણ કરવી, પરંતુ અપવાદરૂપે, સમિતિની સંમતિથી અંગ્રેજીમાં વ્યાખ્યાન આપવા દેવામાં આવશે.

(આ) દરેક વ્યાખ્યાન આશરે એક કલાક પહોંચે એટલું લાંબું હોવું જોઈએ. એ વ્યાખ્યાનો કર્તાએ લિખિત રૂપમાં આપી દેવાં જોઈશે, ને તેનો 'કોપીરાઈટ' ફંડના ટ્રસ્ટીઓનો ફંડના ઉપયોગને માટે રહેશે.

૬ વ્યાખ્યાનકર્તાને ઉપજની અનુકૂળતા પ્રમાણે રૂા. ૧૦૦ થી ૧૫૦નો મુષાહીરો (Honorarium) આપવો.

૭ વ્યવસ્થાપક સમિતિએ દર વરસનાં વ્યાખ્યાનો જેમ બને તેમ વહેલાં છાપવાની ગોઠવણ કરવી, ને તે વ્યાખ્યાનોના મણકા પાડી દરેકની સાથે સદ્‌ગતનું નામ જોડવું. એ માળા સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીવ્યાખ્યાનમાળાના નામથી ઓળખાવવી. દરેક વ્યાખ્યાનની આશરે ૧૦૦૦ નકલો છપાવવી અને તેમાંથી વ્યાખ્યાન-કર્તાને, તે સભાના પ્રમુખને, ટ્રસ્ટીઓને, તથા વ્યવસ્થાપક સમિતિના સભ્યોને અકકેક નકલ મફત આપવી. વ્યાખ્યાનની છાપેલી નકલો વેચનાં જે નફો થાય તેની રકમ સ્મારક ફંડમાં ઉમેરવામાં આવશે.

૮ દર વર્ષનો હિસાબ વ્યવસ્થાપક સમિતિએ ટ્રસ્ટીઓને રજુ કરવો.

૯ સદ્‌ગતના સ્મારક ફંડનાં નાણાંનું ટ્રસ્ટ કરવું. એ નાણાં નીચેનાં ટ્રસ્ટીઓનાં નામ પર રહેશે.

૧ સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજી
૨ પ્રો. મોહનલાલ પી. દવે
૩ રા. વંદ્રાવન સી. જાદવ
૪ સરદાર ઇશ્વિરદાસ જગજીવનદાસ સ્ટોર*

(અ) Indian Trust Act ૨૦મી કલમમાં જણાવેલી Securitiesમાં અથવા બોમ્બે પ્રોવિન્શિયલ કોઓપરેટીવ બેન્ક લિ.માં ડિપોઝીટ તરીકે એ નાણાં ટ્રસ્ટીઓ રોકશે. સિક્યુરિટિઓ અથવા ડિપોઝીટ ચાર ટ્રસ્ટીઓનાં નામ પર Payable to all or any two of them or survivors or survivor એવી રીતે રાખવામાં આવશે.

(આ) કોઈ પણ કારણસર કોઈ ટ્રસ્ટી થવો બંધ થાય તો તેની જગાએ બાકીનાઓ નવો ટ્રસ્ટી ત્રણ મહીનામાં નીમશે.

૧૦ ઉપરની કલમ ૬માં જણાવેલા રૂા. ૧૦૦થી રૂા. ૧૫૦નો મુષાહીરો વ્યાખ્યાનકર્તાને આપવા ઉપરાંત નીચે મુજબ ખર્ચનો અડસટ્ટો કરવામાં આવે છે.

રૂા. ૪૦–૦–૦ વ્યાખ્યાનો માટે સભાઓ ભરવાનો ખર્ચ.
રૂા. ૮૦–૦–૦ વ્યાખ્યાનો છપાવવાનો અને જાહેરખબર વગેરેનો ખર્ચ.
રૂા. ૧૦–૦–૦ પરચુરણ ટ્રસ્ટીઓનો ખર્ચ

(એક વ્યાખ્યાન માટે)
રૂા. ૮–૦–૦ હોલનું ભાડું
રૂા. ૨–૦–૦ હારના
રૂા. ૪–૦–૦ જાહેરખબરની છપાઈ
રૂા. ૧–૦–૦ વહેંચવાના.

કુલ્લે આશરે રૂા. ૧૫–૦–૦
બે વ્યાખ્યાનના આશરે રૂા. ૪૦

*એમના અવસાનને લીધે ખાલી પડેલી જગાએ ટ્રસ્ટી તરીકે પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદીની નીમણૂક કરવામાં આવી છે.

૧૧ વ્યાખ્યાનમાળાને લગતો સઘળો ખર્ચ બાદ જતાં બચત રહે તેમાંથી સદ્ગતની જયંતી ઉજવવાની કે એમના સ્મારક હેતુને પોષનારા કોઈ પણ કાર્યમાં ફંડના નાણાંનો ઉપયોગ કરવાની વ્યવસ્થાસમિતિને છૂટ રહેશે.

૧૨ ઉપજમાં વધારોઘટાડો થતાં મુસાહીરાની રકમ વધતીઓછી કરવાની સત્તા વ્યવસ્થાપક સમિતિના હાથમાં રહેશે.

૧૩ ઉપલી કલમોના ગૌણ વહીવટમાં એટલે કે વ્યાખ્યાનોની યોજનાના વિરોધમાં ન આવે એવી બાબતમાં કોઈ ફેરફાર કરવો જરૂરનો લાગે તો તે ટ્રસ્ટીઓ અને વ્યવસ્થાપક સમિતિની સંયુક્ત સભા મેળવી એકંદર સભ્યોની ⅔ બહુમતિથી કરી શકાશે.

*15th May 1926.* (Sd.) P. J. TALEYARKHAN
Chairman, Subscribers' Meeting

આ યોજના મુજબ તા. ૧૩–૬–૨૬ને દિને તે વખતના એક્ટિંગ ચીફ જસ્ટિસ ધિ ઓનરેબલ સર લલ્લુભાઈ આશારામ શાહ નાઈટ એમ. એ., એલ્એલ્, બી. એ સ્વર્ગસ્થની છબી રા. બા. નગીનચંદ હૉલમાં ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી.

સ્વર્ગસ્થની પ્રથમ જયન્તી આસો વદ આઠમ ૧૯૮૨ને દિને રા. બા. નગીનચંદ હૉલમાં થઈ હતી. તે વખતે રા. રા. હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફ બી. એ., એમણે એ પ્રસંગનિમિત્ત 'ધર્મ ને તેનું પ્રમાણ,' એ વિષય પર ભાષણ આપ્યું હતું.

વ્યાખ્યાનમાળાનાં પહેલા વર્ષનાં વ્યાખ્યાનો તા. ૩૦–૧–૨૭ને દિને રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ.એ આપ્યાં હતાં.

બીજી જયન્તી ૧૯૮૩માં ઉજવાઈ તે પ્રસંગે કવિ ચિત્રકાર રા. રા. ફુલચંદ ઝવેરચંદ શાહે કીર્તન કર્યું હતું અને તેમાં આખ્યાનને માટે "શુકદેવજીનું ચરિત્ર" એ વિષય લીધો હતો.

ત્રીજી જયન્તી ૧૯૮૪માં ઉજવાઈ તે પ્રસંગે વ્યાખ્યાનમાળાનું મુલતવી રહેલું ભાષણ પ્રો. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા એમ. એ. બી. ટી. એમણે આપ્યું. હતું. ભાષણનો વિષય "નરસિંહ મહેતો, તેનું જીવન, તેનું કવન, અને તેના સમયની સમાજિક સ્થિતિ" એ હતો. વ્યાખ્યાનમાળાનું એ બીજા વર્ષનું વ્યાખ્યાન હતું.

વ્યાખ્યાનમાળાનું ત્રીજા વર્ષનું વ્યાખ્યાન સને ૧૯૨૯માં રા. રા. માણેકલાલ ચુનીલાલ સુતરિયા એમ. એ. એલ્. એલ્. એમ. એમણે "મીરાંબાઈ, તેનું જીવન, તેનું કવન, અને તેના સમયની સામાજિક સ્થિતિ" એ વિષય પર આપ્યું. હતું. વ્યાખ્યાનમાળાનું એ ત્રીજું વ્યાખ્યાન હતું.

ચોથી જયન્તી ૧૯૮૫માં ઉજવાઈ તે પ્રસંગે વડોદરા કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર રા. રા. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ એમ. એ. એમણે "સાહિત્ય, ધર્મ, અને આપણી હાલની પ્રગતિ" એ વિષય પર સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજીને પ્રમુખપદે ભાષણ આપ્યું હતું.

એ સર્વ ભાષણકર્તાઓના હમે ઉપકૃત છીયે.

**મોહનલાલ પાર્વતીશંકર દવે,**

મંત્રી, સ્વ. રા. કમળાશંકર સ્મારક ફંડની વ્યવસ્થાપક સમિતિ

# મીરાંબાઈ

## મીરાંબાઈ, તેનું જીવન કવન અને તેના સમયની સામાજીક સ્થીતિ.

### પ્રકરણ ૧લું.

**શ્રી ગિરધરલાલની લાડીલી મીરાં.**

**સ્વયંભુ** ગિરધરલાલની લાડીલી મીરાં, સ્વયંપ્રકાશ સર્વેશ્વરની સુદૃઢ જ્યોતિરૂપે આ પૃથ્વી પર આવિર્ભૂત થઈને પૂર્ણ પ્રકાશી પ્રસિદ્ધિને પામી. ઇતિહાસના સાક્ષર જોધપુરના મુન્સફ મુનશી દેવી પ્રસાદજી તથા આપણા ગુર્જર સાહિત્ય રત્ન રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી આદિએ અતિ શોધન કરી મીરાંબાઈનું ભક્તિમય જીવન અને તેનું આદર્શ રૂપ ચરિત આલેખ્યું છે. મીરાંબાઈનું જીવન, તેની પૂર્ણ શ્રદ્ધા અપૂર્વ ભક્તિ અને અડગ સત્યાગ્રહના અદ્‌ભુત વિજયથી વખણાયું છે. તેનું કવન, હિંદુસ્થાનના ઉત્તરાર્ધમાં તેમજ ગરવી ગુજરાતમાં સ્થળે સ્થળે અને ઘેરેઘેર ઉલ્લાસે ગવાયાં કરે છે. મીરાંબાઈના સમયની સામાજીક પરિસ્થીતિ, રાજકીય, ધાર્મિક અને વ્યવહારિક વિષયોમાં નિર્બળ થતી જતી હતી. એવા સમયમાં ભક્ત કવિ મીરાંએ સુદૃઢ દૃઢતા દર્શાવી પ્રભુ પરાયણ જીવન તથા કવન કરી અખંડ ભક્તિ વડે વિશ્વેશ્વરની વૈજયંતી વિજયમાળા, જે નરસિંહ મ્હેતાએ રા૦ માંડલિકના દરબારમાં પ્રભુ પાસે હાથો હાથ ભરસભામાં લીધેલી તે મીરાંએ એકાંતમાં બંધ બારણે શ્રી ગિરધરલાલ પાસે ચિત્તોડ ત્યાગ બાદ ચિત્તોર ગૃહમાં–વૃંદાવનમાં નવનીત પિયાનું–મહાન માખણ ચોરનું અચળ ચિત્ત ચોરી, ગુપ્તરીતે પ્રાપ્ત કરી લીધી.

**મીરાંબાઈ અને તેની કવિતા.**

મીરાં જેવાં સંસ્કારી જીવો પૃથ્વી તળ પર અવતરી; અમર રૂપે પ્રદર્શિત કરે છે નિરંજન અમર આત્માને, પોતાની ઉજ્જ્વળ જીવન કૃતિથી; ગરવી ગુજરાતની પ્રથમ સ્ત્રી કવિ, એ આપણાં મીરાંબાઈ સાકાર સ્ત્રીભક્ત પૃથ્વી પર આવિર્ભાવ પામ્યા. એ ગુજરાતના, મારવાડના, મેવાડના, રે, ઉત્તર હિંદના હૃદયસ્થ પૂજ્ય પ્રેમ પ્રદેશના પરમ પુનીત મહા રાણી જન્મ્યા, અને ઉછર્યાં જોધપુર પાસે મારવાડમાં આવેલા મેડતા ગામમાં; પરણ્યાં લૌકિક લગ્ને મેવાડના ખરા પ્રતાપી રાઠોડ રાણા કુંભાજીના પૌત્ર સાંગાજીના પાટવી કુમાર ભોજરાજ જોડે; અને ઉજમાળ્યું ચિતોડને આંગણે સૂર્યવંશીય ગુહિલોત શ્વસુરકુળને; સિધાવ્યાં સાધ્વી રૂપે તીર્થયાત્રા નિમિત્તે, જ્ઞાન માર્ગે ગળી જવાને એટલે પરણવા, અલૌકિક ગરવા શ્રી ગિરિધરલાલ ગોવિંદ ગોપાળ સાંવરા પુરુશોત્તમ શ્રી રાધારંજન કૃષ્ણને; સોહાવી ગોકુળ મથુરાં વૃંદાનનની વાટોને—જ્યાં વૃંદાવનની વાટે, ને મળ્યા પ્રભુ ઘાટે, જ્ઞાનની ઉઘાડે ગિરધર આંખડી રે; ત્યાં નીરખી લીધો, રાધાકૃષ્ણના રમ્ય ક્રીડા પ્રદેશને તથા પ્રભુના રસિક રાસને; અને છેવટે પધાર્યા શ્રી દ્વારકાંધીશ રણછોડજીને દર્શને, ગુજરાતને છેક ઉત્તર ખુણે આવેલ અમરાપુરીના દ્વાર રૂપ દ્વારકાને બારણે ને આંગણે ને ભિત્તરમાં, શ્રી કૃષ્ણ ભગવાનની મધુપુરી—સુવર્ણ પુરીમાં; પદે પદે ભક્તિ ભાવના પદ ગરબા ભજન આદિથી સુવાસ અને સુધ્વનિ પ્રસારતા સ્થળે સ્થળે, શાંત સાદા સૌજન્યશાળી સુશીલ જીવન કવન અને કીર્તનથી; નૈસર્ગિક ચાતુરીવાળા અને નૈસર્ગિક સ્વરૂપવંતા સાધ્વી, સાધુસંતની નિસ્પૃહી સુશ્રૂષાથી બન્યા કવિ વિદૂષી અને જ્ઞાની; અને જણાયાં તેમજ ગણાયાં સ્ત્રી પુરૂપ સર્વના માનીતા, પરમાનંદના લાડીલા પરમ પવિત્ર વૈષ્ણવ હોઈ, ભક્તિભાવથી ભરપુર પદો ગાતાં સંભળાવતાં શીખવતાં, સર્વના હૃદય પ્રદેશમાં પૂજ્ય ગણાયા, ગવાયા, પૂજાયા સમાજમાં આપ્ત જનોના મંડળમાં, અને અગ્રે સર થઈ શોભ્યા, સાધુ સંતના સંઘમાં; જેને હરેક વ્યક્તિ આજે પણ હૃદયને ઉમળકે સન્માને છે, પ્રેમ પુષ્પે વધાવી લે છે, લલકારે છે તેના ગરબા, અને એ બહાને મીરાં કે પ્રભુ ગિરિધર નાગરને ઘડી પણ વિસારતા નથી. ગામે ગામ અને શેરીએ શેરીએ, ખાસ કરીને, રસિક સ્ત્રી

મંડળમાં, સન્નારીઓ આપણી લીલાવતીઓ અને કળાવતીઓ ધરાતી નથી, મીરાંબાઈના ગરવા ગરબાઓને ગાઈ ગાઈ મીરાંબાઈના કવનરૂપી અમૃત-પાનની અખંડ ધારાથી; મીરાંબાઈની ગરબી એટલે ગરબે ફરતી ગોરીઓનું –ગૌરીઓનું ગૌરવ–રમણ સ્થાન. આવાં માનનીય મીરાંબાઈ, દીનદયાળ ગિરિધરલાલ મહા પ્રભુનો મહિમા ગાઈ ગવડાવી નવધા ભક્તિ છેલ્લી આત્મનિવેદન ભક્તિથી દશમી પ્રેમ લક્ષણા વડે સારૂપ્ય મુક્તિને પામ્યા, દ્વારકાનાં દ્વારમાં.

## મીરાંનું જીવન.

એવી એ પરમ પુનીત પૂજ્ય ભક્તિ વિષયમાં અનુકરણીય મીરાંનો જન્મ અજમેરના માર્ગ ઉપર માન્ધાતાપુર–મેડંતકપુર–મેડતા પાસે કુડકી ગામમાં આશરે સં. ૧૫૫૯ (ઈ. સ. ૧૫૦૩)માં થયો. રાઠોડ વંશના રાવ જોધાજીએ સં. ૧૫૧૫ (ઇ. સ. ૧૪૫૯)માં જોધપુરનું રાજ્ય સ્થાપ્યું. રાવજોધાજીના એક દીકરા દૃદાજીના પુત્ર રત્નસિંહની દીકરી તે આપણાં મીરાંબાઈ. દૃદાજીના મોટા દીકરા વીરમજીને એક કુંવર જયમલજી નામે હતા. તે મીરાંના પિત્રાઈ ભાઈ થતા હતા. અને જયમલ તથા મીરાં સ્વ કુટુંબમાં પળાતા વૈષ્ણવ ધર્મમાં ચુસ્ત અને તલ્લીન નીવડયા. જયમલ મહા પ્રતાપી વીર સુભટ હતો. અને મીરાં સહૃદય શુદ્ધ હૃદયની અડગ રજપુતાણી હતી. મીરાં રત્નસિંહની દીકરી અને જયમલની પિત્રાણ બેન હોવાથી, મીરાં જયમલ રાઠોડની પુત્રી હોવાનું કથન અનૈતિહાસિક નીવડયું છે.

**મીરાંનો જન્મ.**

મીરાંના માતુઃશ્રી મીરાંની બાલ્યાવસ્થામાંજ પંચત્વને પામ્યા. સં. ૧૫૭૦ (ઇ. સ. ૧૫૧૪). તેથી મીરાંના પિતામહ દૃદાજીએ મીરાંને પોતાની પાસે રાખી તેનું લાલન પાલન કર્યું. રાવદૃદાજી પરમ વૈષ્ણવ હતા અને શ્રી ચતુર્ભુજના પરમ ભક્ત હતા. મીરાંના પિતા રત્નસિંહ પણ વૈષ્ણવ હતા. અને કૃષ્ણ મૂર્તિના ઉપાસક હતા. અને બડા ઠાઠથી શ્રીકૃષ્ણની સેવા પૂજા કરતા હતા. અને તે સં. ૧૫૮૩ (ઈ. સ. ૧૫૨૭) સુધી જીવતા હતા. મિરાંના પિતા રત્નસિંહ તથા મીરાંના કાકા રાયમલજી રાઠોડ,

**મીરાંની બાલ્યાવસ્થા.**

બાબર સાથેના રાણા સંગના યુદ્ધમાં રાણા સંગના પક્ષપર બહાદુરીથી લડતાં સં. ૧૫૮૩માં માર્યા ગયા.

**મીરાંની નવધા ભક્તિ**

મીરાં ક્રમે ક્રમે ભક્તિમાં વધતી ચાલી. અને નવધા ભક્તિ સિદ્ધ કરી દશમી પ્રેમ લક્ષણા ભક્તિમાં ગળી જઇ શ્રી ગિરિધરલાલજીની મૂર્તિના સાધન વડે ચક્ષુ બંધ કરી નિરાકાર પરમેશ્વરના સાકાર સ્વરૂપ ગિરધરલાલના જ્ઞાનદૃષ્ટિએ દર્શન કરી ગિરિધરલાલમાં ભળી જઈ દ્વારિકામાં તિરો ભાવ પામી. ગિરિધરને ભેટી તે ભેટી. પછી છેટી થઈજ નહીં.

નવધા ભક્તિ નીચે પ્રમાણે છે. શ્રવણં કીર્તનં વિષ્ણો સ્મરણં પાદસેવનં વંદનં અર્ચનં દાસ્યં સખ્યં આત્મનિવેદનં. એ નવધા ભક્તિ કોણે કોણે કરી?

**श्री विष्णोः श्रवणे परीक्षिति रभूत वैयासिकि कीर्तने ।**
**प्रह्लाद्द स्मरणे तदंघ्रि भजने लक्ष्मीः पृथु पूजने ॥**
**अक्रूरस्त्वभिवंदने च हनुमान् दास्ये च सख्येर्जुनः ।**
**सर्वस्वात्म निवेदने वलिरभूत् कैवल्यमेषां पदम् ॥ १ ॥**

શ્રવણ ભક્તિ પરિક્ષિત વગેરેએ કરી. કીર્તન ભક્તિ નારદાદિએ, સ્મરણ ભક્તિ પ્રહલાદ વગેરેએ, લક્ષ્મી વગેરેએ પાદસેવન, અર્ચન પૂજન ભક્તિ પૃથુએ, વંદનભક્તિ અક્રુરે, દાસ્યભક્તિ હનુમાને, સખ્ય ભક્તિ અર્જુને, અને બલિ વગેરેએ આત્મ નિવેદન ભક્તિ કરી. એ સર્વ કૈવલ્યપદને પ્રાપ્ત થઈ કેવલી કહેવાયા. એ દરેકે પ્રથક પ્રથક ભક્તિ કરી. પરંતુ મીરાંએ ક્રમે ક્રમે નવે નવ પ્રકારની ભક્તિ સિદ્ધ કરી તમામ સિદ્ધિઓ મેળવી, છેલ્લી આત્મનિવેદન ભક્તિ વડે પ્રેમલક્ષણા ભક્તિ કરી ગિરિધરલાલની પરમ જ્યોતિમાં સ્વજ્યોતિ એકરૂપ એક રસ કરી કૃતકૃત્ય થઈ.

રા. દલાલ જેઠાલાલ વાડીલાલ લખે છે કેઃ—

"પ્રેમ લક્ષણા ભક્તિથી, વશ કીધા કિરતાર,
ધન ધન મીરાંબાઇને, ગિરધારી શું પ્યાર"

વળી રા. જેઠાલાલ કહે છે કે મીરાંના જન્મ સમયે અલૌકિક પ્રકાશ બિંબ પ્રકાશ્યું. અને તેથી એ કુંવરીનું નામ મહી ઈરાં એટલે મીરાં એજ

નામ એમના પિતાને ઉચિત લાગ્યું. મહી એટલે પૃથ્વી. અને ઈરાં એટલે તેજ અથવા પ્રકાશ. રત્નસિંહ પિતાથી પ્રગટેલો, પ્રભુ પ્રેરિત–પ્રેષિત રત્ન પ્રકાશ (નૂરજહાન) પૃથ્વી પર નિર્દોષ પ્રેમ ભક્તિ કરવા પ્રકાશ્યો. આવી ભરતભૂમિને ભક્તિમતી કરનાર તેજસ્વી રૂપવતી દેવાંગના તે રસિક સ્ત્રીઓની મોટી મીરાંત (ઠકરાત–દોલત) મીરાંબાઈ. મીરાં તથા મીરાંત મીરાત્વનો મીર તથા અમીર સાથે મળતો અર્થ, સમજ પડે એવી રીતે મીરાં પોતે પોતાના એક પદમાં ગાય છે કેઃ–"મુજ અબળાને મોટી મીરાંત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે. વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયેરે. ચિત્તમાળા ચતુર્ભુજ ચુડલો, શિદ સોની ઘેર જઈએરે. મુજ. ૧" આ પદ મીરાંએ રાણાજીને અથવા એમની સાસુ કરમેતીને અથવા નણંદ ઉદાબાઈ (પદ્મા) ને, તેમની ચિત્તોડની મીરાંત નહીં તજવાની શિખામણ વેળા કહ્યું હોય એમ સંભવે છે. હે બાઈ, હું તો હવે અબળા થઈ છું. મારા પતિ ભોજરાજ ગત થયા છે. હવે તો મારે સૌભાગ્યનો મુખ્ય શણગાર જે વાળી–તે વિઠ્ઠલવર એજ અખંડ સૌભાગ્યનું ચિહ્ન સમજવાનું છે. "વર રે વિઠ્ઠલ કન્યા રાધિકા" એવાં એવાં પદ ગાઇ દીવસ નિર્ગમન કરવાના છે. મારી મીરાંત તો એવી છે કે "સોનાને પારણે સોનાના મોર, રાધાને બારણે નંદ કીશોર"–હવે મારે સંસાર તજી સુવર્ણ જેવી આરાધના—ભક્તિ કરવાની છે; ચાલુ રાખવાની છે.

**મીરાંની શ્રવણભક્તિ.** વૈષ્ણવ મહિમાના તથા રાધાકૃષ્ણના મહિમાના કથા કીર્તન તો મીરાંને આંગણે–એના પિતા રત્નસિંહના રાજમહેલમાં થયાંજ કરતાં. તેનું અહોનિશ શ્રવણ બાલ્યાવસ્થાથીજ મીરાંને થતું. તેથી તેજ સંસ્કારો પરિચિત થઇ મીરાંના ચિત્તમાં સ્ફુરી સુદૃઢ થતા ગયા. એમ ભક્તિ મય આનંદમાં દીવસો વ્યતીત થવા લાગ્યા. જેમ સૂર્ય પોતાની કળા ધીમે ધીમે પ્રકાશે છે, તેમ દીવસે દીવસે મીરાં મોટી થતી ગઈ. બાર મહિનાની ઉમરે બોલતાં ચાલતાં શીખી. મહેલ આખામાં ફરતી ફરે. એની કાલી કાલી બોલી સર્વને વ્હાલી લાગવા માંડી. મીરાંની તે વેળાની તોતડી વાણી વ્હાલાંઓને મીઠાશવાળી મધુર લાગી.

**મીરાંની કીર્તન ભક્તિ.**

રાજા રત્નસિંહને ત્યાં રાજસેવા હતી, અને તેનું નિયમિત પૂજન અર્ચન થાળભોગ આદિ સેવન સાચા દિલથી અને ધામ ધૂમથી કીર્તન સાથે થતું હતું. પ્રભાતમાં પાંચ વાગે વ્હેલાં ઉઠી શૌચ આદિ કર્મથી પરવારી દંતધાવન કરી સ્નાન કરી સર્વ સેવામાં લાગી જતા. તે જોઇ છોટી શી મીરાંની રમત ગમત પણ ભગવાન સાથેજ શરૂ થઇ. કુટુંબના સર્વે સભ્યો એકત્ર મળી ઠાકોરજી આગળ કીર્તન કરે તેમાં મીરાંની કોયલ જેવી સુસ્વર તીણી વાણી તુરતજ જુદી પડી શોભી નીકળતી અને મીઠાશ ઉમેરતી. સાસરે ગયાં પછી પણ મીરાંબાઇ કીર્તન કરતા હતા. અને ત્યાં એના નણંદ ઉદાબાઇ તેમાં સામેલ થતાં. અને મીરાંબાઈના અદ્ધાળુ જુસ્સા વાળા રસીલા કીર્તનો ઉદાબાઇમાં ભક્તિ પ્રેરનારાં થઈ પડયાં.

**મીરાંની સ્મરણ ભક્તિ.**

મીરાં બાર મહીનાની થઈ ત્યારથીજ મીરાંની નામ સ્મરણ ભક્તિ તો શરૂ થઈ હતી. અને તે ધીરે ધીરે વૃદ્ધિગત થતી ચાલી. તોતડી ભાષામાં ગીલધળલાલ. નટવળલાલ, થામલાલ, વિથલનાથ, કલથન (કૃષ્ણ) ભગવાન આદિ નામો તો એને મન ધાણી ચણાની મહા પ્રસાદી થઈ પડી હતી. પ્રથમ તો એ નામ સ્મરણ પોપટજી અચરે અચરે રામ જેવુંજ હતું. પરંતુ પાછળથી મીરાંના પદમાં "ઝંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાંને કાંબીરે, વીંછવાં ઘુઘરાં રામ નારાયણના, અણવટ અંતર જામીરે." વગેરે શણગાર સાથે વિષ્ણુ નામાવળીનું ગીતકડું ગાઈ એ બહાને નામ સ્મરણ કરતા.

**મીરાંની પાદસેવન ભક્તિ.**

પાદસેવન એ તો એની મુખ્ય ભક્તિ છે. લક્ષ્મીજીએ જેમ પાદસેવન ભક્તિ કરી છે તેમ મીરાંએ પણ સદા ગિરિધરનાગરને પોતાની સમીપ માની, તેના ગુણ પર મોહિત થઈ ગુણ ગાઈ ગાઈને દરેક પદમાં "મીરાં કે પ્રભુ ગિરિધરનાગર, ચરણ કમળ બલિહારી" ને મળતો છેડો આણેલો છે. કાવ્યદોહન ભાગ. ૫માં પા. ૮૨૯મે પદ ૫.માં "લટકાળોરે ગિરિવર ધારી, મને મારી છે પ્રેમ કટારીરે,........" ચરણ કમળ

બલિહારી". વગેરે મીરાંની પાદસેવન ભક્તિ દર્શાવે છે. કા. દો. ભાગ ૭.માં પા. ૭૦૮ ઉપરનું પદ.૨૭" ચરણ રજ મહિમા મેં જાની–યેહી ચરણ લપટાની" વગેરે પાદસેવન ભક્તિ સિદ્ધ કરે છે. મીરાં મોટી થતી ગઈ તેમ ભક્તિ નૌકા વડે ભવસાગરના ભવજળ તરવામાં પ્રભુ પાદારવિંદ નૌકા ચરણ કમળ સર્વોત્તમ સાધન છે એમ જાણી લઈ પાદ સેવન ભક્તિની નૌકા મીરાંએ સ્વીકારી તેમાં તે આરૂઢ થઈ બેઠી.

**अपार संसार समुद्र मध्ये। निमज्जतो मे शरणं किमस्ति ॥**
**गुरो कृपालो कृपया वदैतत्। विश्वेशपाद्मांबुज दीर्घ नौका ॥ १ ॥**

એ ભાવ મીરાંએ સ્વીકાર્યો. મીરાં ભક્તિથીજ એમ કહેવાને શક્તિમાન થઈ કેઃ– "મોહે, લાગી લગન હરિચરનનકી, હરિ૦ (૨) ભવસાગર તો સુક ગઇ હે, ફીકર ન રહી અબ તરનનકી, મોહે. ૧" જેને સંસાર લીલો હોય તે તરવાને ફાંફા મારે, પણ મે તો સંસારને ભક્તિ વડે સુકવી નાંખ્યો છે. એટલે હરિચરણમાં સ્થીર આનંદ મેળવતાં સંસાર દૃષ્ટિ છેજ ક્યાં? કે તરવાની ફીકર હોય. આ પદ એને છેવટનો અનુભવ મળતાં એણે પાકી ઉમરે રચ્યું હોય એમ લાગે છે. ધન્યાસ્મિ, ધન્યાસ્મિ. હવે મને ભવભય રહ્યો નથી. એવો ભાવ જણાય છે.

**મીરાંની અર્ચન ભક્તિ.**

કા દો. ભાગ–૭ પા. ૭૦૪. પદ ૧૦ વગેરે અર્ચન ભક્તિનો અનુભવ આપે છે. "વાટ જુવે છે મીરાં રાંકડી રે, ઉભી ઉભી અરજ કરે છે. ફુલના તે હાર ને ફુલના તે ગજરા, ફુલના તોરાને ફુલ પાંખડી. પાંચે પકવાન મીઠાઇઓને મેવા, ઘેબર જલેબી તલસાંકળી. લવેંગ સોપારી ને પાનના બીડલાં, એલચી દોડાને તજપાંખડી." વગેરે સેવા અર્ચન સામગ્રી મનમાં રમી રહે છે. મીરાંને તો આવી અર્ચન સેવાથી દરરોજ દીવાળીના દીવસ જેવો આનંદ થઇ રહેતો. જેમ કોઈ પોતાની પ્રાણ પ્યારીને "લવેગ સોપારીને એલચી, પાનના બીડલાં આપું મારી વ્હાલી, આજ રાત દીવાળી અજવાળી" કહી મઝા માનતો હોય, તેમ મીરાં પોતાના વ્હાલા ગિરધરલાલનું અર્ચન પૂજન સેવન કરી આનંદ માનતી હતી.

મીરાંની બાલ્યાવસ્થામાં એની પાંચ છ વર્ષની ઉમર હશે તે સમયે એના પિતાને ત્યાં કોઈ અભ્યાગત સાધુ પધાર્યા.

**મીરાંની વંદન ભક્તિ.** તે ઠાકોરજીની સેવા કરતા હતા. મીરાં, એ ઠાકોરજીને વંદન કરવા પ્રેરાઈ. એક વેળા એ ચળ મૂર્તિમાં મીરાંની નિશ્ચળ દૃષ્ટિ ઠરી. "મીરાં કે પ્રભુગિરિધર નાગર, જોતાં ઠરે છે મારી આંખડી" આમ આ મૂર્તિ દર્શનથી મીરાંની દૃષ્ટિ આકર્ષાઈ અને મન તે મૂતિમાં ચોંટયું. અસલ ગિરિધારીજીની પ્રેરણાથી, કે ભક્તિ ભાવનાથી, કે બાળક બુદ્ધિએ ઈચ્છિત વસ્તુની લાલસાથી, કે સદ્દવસ્તુ મેળવવાના સદ્દભાવ અને સત્યાગ્રહથી, મીરાંએ તે મહાત્માને એ મૂર્તિનું નામ પૂછયું. તેણે કહ્યું કે એ તો "ગિરિધરલાલજી"ની મૂર્તિ છે. બસ. થઈ ચૂક્યું. બાળહઠ અને રાજહઠના દોરથી મીરાંએ એ મૂર્તિની માગણી કરી. હરેક પ્રકારે તે મેળવવા પ્રયત્ન કર્યો. પરંતુ એ ચળ ગિરિધરલાલજી તો એ મહાત્માનું વ્હાલું જીવનધન હતું. તે તેને છોડે કેમ? અને મીરાંને તો એની અલૌકિક લેહ લાગી. તેથી મીરાં પણ એ સાક્ષાત્ ગિરિધરલાલજીને છોડે કેમ? "વાટ જુએ છે મીરાં રાંકડી રે ઉભી ઉભી." મહાત્મા અને મીરાં વચ્ચે ખેંચાતાણ "Tug of war" ચાલી. મહાત્મા સાધુ અને મહાત્મા મીરાં વચ્ચેના આ ઝગડાનો ન્યાય આખરે અલૌકિક ગિરધારીજીને કરવો પડયો. મહાત્મા સાધુને એની એ ઝંખના હોવાથી થયું સ્વપ્નું. કે "એ મૂર્તિ મીરાંને આપી દે". મહાત્માએ પ્રથમ ના પાડેલી છતાં તેણે મીરાંને બોલાવી વ્હાલ સાથે એ મૂર્તિ અર્પણ કરી તેને પોતાની પાસે સદા રાખવા તથા તેનું પૂજન અર્ચન વંદન સેવન કીર્તનાદિ કરવા સદ્દબોધ આપ્યો. અને મીરાંના સત્યાગ્રહની પ્રશંસા કરી પ્રેમ દર્શાવી મીરાં પર કૃપા કરી; પ્રભુ પ્રેરણાને માન આપી મીરાંને એ મૂર્તિ ભેટ આપી કૃતકૃત્ય થયો. મીરાં પણ આથી અત્યંત રાજી થઈ, છોડી દીધેલાં અન્નાહાર શ્રી ગિરિધરલાલને આરોગાવી પોતે પણ આરોગવા લાગી. કહ્યું છે કેઃ—

**भिद्यंते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्वसंशयाः।**
**क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ १ ॥**

મીરાં તો આ મૂર્તિમાં એટલી ગુલતાન થઈ ગઈ કે પોતાને કૃતકૃત્ય થઈ માનવા લાગી.

---

## પ્રકરણ બીજું.

**મીરાંના વિવાહ–લગ્નની તૈયારી.**

હવે મીરાં પંદર સોળ વર્ષની થઈ હતી. રાજ્ય દરબારમાં ભાટ ચારણ દશોંદી આવે જાય છે. તે પ્રમાણે એક દીવસ રાજ્ય દશોંદી આવી પહોંચ્યા. રત્નસિંહે તેનો સત્કાર કરી સામાજીક સ્થીતિ પૂછી. દશોંદી કહેઃ–

"વખત વિષમ આ આવીયો, નજર ન જોયું જાય,
બેટી આપી યવનને, ક્ષત્રી મન મલકાય."

મહારાજ નવા જુની શું પુછો છો? આજ કાલ ક્ષત્રીઓ પૈકી કેટલાક પોતાની બ્હેન બેટી મોગલને પરણાવી મોગલ બાદશાહોની મોહબતમાં માન સમજે છે. અને યવનના દાસ બની બેઠા છે. મહારાજ, વળી જયપૂરનો રાજા તમારી પ્રભુ પરાયણ દેવી સમાન પુત્રીનું તેના રૂપગુણથી આકર્ષાઈ, પોતાના પુત્ર માનસિંહ માટે માગું કરવાની તૈયારીમાં છે. તે માગું જો તમે નહીં કબુલ કરો તો તમારી સાથે તાગું કરી, મોગલ બાદશાહને કુમકમાં બોલાવી બલાત્કારે પણ તે તમારી મીરાંબાઈ સાથે પોતાના પુત્રનું લગ્ન કરી મગ્ન થવા તત્પર થયેલ છે.

આવા પ્રસંગથી બચવાને અને મીરાંનો લગ્ન કાળ પણ સમીપ આવી પહોંચેલો હોવાથી મીરાંને કોઈ યોગ્ય સ્થળે પરણાવી દેવાની પેરવી ચાલી. મેવાડમાં ચિત્રકૂટ નામે પર્વતનો ઘાટ છે. તે શ્રી રામચંદ્રના રામબાણ રામ નિવાસથી પ્રસિદ્ધિ પામેલ છે. "ચિત્ર કૂટકે ઘાટ પે, ભઈ સંતનકી ભીડ, તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર".

એ ચિત્રકૂટ તલમાં ચિત્તોડ ગામ છે. અને ત્યાં ચિત્રદુર્ગ (ચિત્તોડનો કિલ્લો) છે. એ ચિતોડના ગુહિલોત વંશમાં, રાઠોડ વંશ વાળાઓને વિવાહ કરવાનો પ્રસંગ આવ્યાંજ કરતો. એ ગુહિલોત વંશમાં રાણા કુંભ (કુંભાજી)ને રાયમલજી નામે કુંવર હતો. તે સં. ૧૫૪૫માં હયાત હતો.

તેના પછી તેના પુત્ર મહારાણા સાંગાજી (સંગ્રામસિંહ) થયા. જે રાણા સંગે બાબરને હંફાવ્યાનું જગ જાહેર છે. એ રાણા સંગ આશરે સં. ૧૫૮૪ (ઈ. સ. ૧૫૨૭)માં ગુજર્યા. એ સાંગાજીને ભોજરાજ વિક્રમાદિત્ય વગેરે કુંવરો હતા. ભોજરાજ યુવરાજ હતો. અને પાટવી કુંવર એટલે "મહારાજ કુંવર" કહેવાતો. તેના ખાંડા સાથે મેડતીઆ રાઠોડ રત્નસિંહની રૂપવતી પુત્રી મીરાંનો વિવાહ તેની ૧૭ વર્ષની વયે અને ભોજરાજની ૧૯ વર્ષની વયે સં. ૧૫૭૬ (ઈ. સ. ૧૫૧૯)ના અરસામાં થયો. અને તે રાણા સંગની હયાતીમાં થયો.

**ધર્મ વિરોધ.**

ખરૂં જોતાં "ધર્મ" એ સુખનું સાધન છે. સુખનો પાયો છે. તેમ છતાં ધર્મની ઝુંબેશમાં ધર્મના અનુયાયીઓ તેને દુઃખનો દાવાનળ બનાવી દે છે. દુનીયામાં તેમજ હિંદુસ્થાનમાં, મારવાડમાં તેમજ ગુજરાતમાં, ધર્મનો વિરોધ, ભેદ બુદ્ધિનો પ્રતિપાદક નીવડયો છે. "એકોહં બહુ સ્યામ્"ના ભેદને પાછો એકત્ર અભેદ કરવા, "વસુધૈવ કુટુમ્બકમ્" કરવા, ઉદારચરિત ધર્મ સ્થાપકોનો હેતુ જોતાં "ધર્મ" તો "અભેદ" સફળ કરવા માટે છે. તે વાત ધર્મઘેલછામાં ભુલી જવાય છે. અને પરિણામે અનર્થ ઉપજે છે. હિંદુ મુસલમાન, વૈષ્ણવ જૈન, વૈષ્ણવ શૈવ, આર્યસમાજીષ્ટ અને વૈષ્ણવ વગેરે, અનેક અન્યોન્ય ભેદભાવ ઉપજતાં સુખની આહ્‌લાદક વાડીમાં કાંટાવાળી શૂળ ઉત્પન્ન થતી દૃષ્ટિ ગોચર થાય છે.

પરંતુ આ બે જાણીતા રાજ્યવંશીઓ વચ્ચેના, મીરાંના વિવાહની પહેલા થયેલ છ વિવાહમાં સુભાગ્યે ધર્મવિરોધ પ્રગટ પણે આગળ પડવા પામેલો નહીં; છતાં ધર્મકર્મ સંજોગે આ વિવાહમાં મીરાંબાઈનું વૈષ્ણવપણું કંઈક વિશેષ પડતું પ્રદર્શિત થયું. પ્રત્યેક સત્યાગ્રહની એજ પરિસ્થિતિ હોય છે.

મીરાંનું પિતૃકુળ વૈષ્ણવ હતું. અને શ્વસુર કુળ શૈવ હતું. એક વેળા વૈષ્ણવ અને શૈવ મત વચ્ચે એટલો બધો વિરોધ હતો કે ચુસ્ત વૈષ્ણવ, શીવનું નામ પણ દઈ શકે નહીં. કપડું સીવવું હોય તો ત્યાં પણ "શીવજે" એમ દરજીને કહેવાય નહીં. કેમકે એમ કહેતાં શીવની જે-જય સમજાય. પણ શીવ એટલે સુખ વગર કોને ચાલે? રાગદ્વેષને સનાતન કાળથી અંતકાળ

સુધી અનાદિ પ્રણામ છે. એ રાગદ્વેષ રૂપી બે સ્તંભ તો આજ સુધીમાં મહાદેવજી શીવશંકર સીવાય બીજા કોણે નિર્મૂલ જીત્યા છે? એના સીવાય કામદેવને બીજા કોણે બાળ્યા છે?

**रागद्वेषौ महामल्लौ दुर्जितौ येन निर्जितौ।**
**महादेवस्तुसएव ह्यन्ये तु नाम धारकाः॥ १॥**

સ્ત્રીઓની દૃષ્ટિથી કામદેવ જન્મે છે એમ જાણીને ત્રિપુરાધીશ ત્ર્યંબકે પોતાને કપાળે ત્રીજું નેત્ર જ્ઞાનાગ્નિ દૃષ્ટિ ઉપજાવી ત્ર્યંબક વડે સ્મર (કામદેવ)ને બાળી મુક્યો. એવા મહાદેવને પણ કેટલાકે ભીલડીની પાછળ ભટકતો ભાળ્યો. અને કુબજાની કાયા સુવર્ણની બતાવી. એમ છતાં પ્રેમાનંદે પોતાના સમયમાં આ બેઉ પંથને "નમો નમો" કરીને વૈષ્ણવ અને શૈવ બેઉને સન્માન સ્થળે સમાનતાને આસને બેસાડી વિષ્ણુ અને મહેશ ઉભય, સ્વરૂપે એકજ છે એવું સમાધાન કરવા હિંમત કરી સહુને ઠેકાણે પાડયા. અને પ્રેમ ભક્તિનો અભેદ આનંદ પ્રસરાવ્યો.

મીરાંની એકાગ્ર દૃષ્ટિમાં આ અભેદ આવતાં હજી વાર હતી. પુખ્ત ઉમરની, પુખ્ત અનુભવની, અને સત્યાગ્રહની સત્યકુંચીની સાચી સમજવાળી, થતાં હજી વાર હતી. તેમ છતાં વડીલને માન આપવાના વિવેકને તેણે તિલાંજલી આપી ન હતી. એવામાં ધર્મમાં ધીમે ધીમે શીવ અને શક્તિના જુદાં રાજ્ય સ્થપાવા લાગ્યા. પિતા સાથે માતાનો પ્રભાવ વધવા લાગ્યો. કૃષ્ણ પેઠે કાળી પૂજાવા લાગ્યા. મીરાં પરણીને શ્વસુરગૃહે આવી ત્યારે સ્વાભાવિક રીતે પોતાની વહાલી વસ્તુઓને સાથે રાખવા લલચાઈ. જળ વિખુટી માછલી જીવી શકે નહિ; તેમજ ગિરિધર લાલની મૂર્તિથી વેગળી મીરાં વ્યાકુળ વ્યગ્ર અને વિહ્‌વળ થાય એમાં શું આશ્ચર્ય! ગિરિધર મૂર્તિ વિયોગે મીરાંનું અર્ચન વંદન કોને થાય? સ્વામી નારાયણ વગેરે પંથમાં ધર્મ પિતાની અને ભક્તિ માતાની મૂર્તિને અથવા ઇષ્ટ મૂર્તિ સહજાનંદ મૂર્તિને-સ્વામી નારાયણને, આગળ સમક્ષ રાખી, તેને પ્રથમ જમાડી પછીજ પોતે જમે, એવો વૃત્તનો વિધિ હોય છે. અને બ્રાહ્મણ પણ પંચગ્રાસ પ્રથમ દેવને નિમિત્તે કાઢી પછી પોતે જમે છે. એ વિધિ કૃતજ્ઞતાને આભારી જણાય છે. પોતાના ઇષ્ટદેવને જમાડયા વિના, ઇષ્ટદેવે પોતાને

માટે સરજેલી પ્રસાદી, સેવક પોતે લેય તો તે કૃતધ્નતા થાય. કૃતજ્ઞી કદી કૃતધ્ની થાય નહીં. મીરાંને તો ગિરિધર લાલની લગની-લેહ લાગી હતીજ. મા બાપથી દીકરીને, કે બચ્ચાંથી મા બાપને, કે પતિથી પત્નીને, કે બાળકને તેના વ્હાલા ક્રીડકણાથી વિખૂટાં પડતાં શી વેદના થાય તેનું આબેહૂબ ચિત્ર, મીરાંની મૂર્તિ, મીરાંની સાથે મીરાંને સાસરે નહીં આવવાથી, ખડું થયું.

મીરાંની એવી વ્યગ્રસ્થીતિમાં, મીરાંના સાસુ નણંદ વગેરે સર્વે લગ્ન વિધિને પરિપૂર્ણ કરવા નિમિત્તે અને કાળકા માતાની કૃપા થાય એ હેતુથી નવી વહુને (મીરાંને) કાલીના દર્શન કરવાં-તેને વંદન કરવા કહેવા લાગ્યા. મતમતાંતર થાય ત્યાં વડીલ આગળ રાંકડી મીરાંના મતને કોણ ગણકારે ? નવી વહુ સાસરે જાય ત્યારે તે નાની મુગ્ધા છતાં સો વર્ષની અનુભવી હોવીજ જોઈએ એમ તેના વડીલો માની લે છે. અને તેની તરફથી તેવા દરેક મહાન ગુણ તથા વર્તનની આશા રાખે છે. તેની નાનામાં નાની ભૂલને મોટામાં મોટો ગુન્હો ગણી લે છે. એ ભ્રાંતિ ભૂલ કેટલાંક હિંદુ કુટુંબમાં અનેક અનર્થનું કારણ થઈ પડયું છે. અને તે જીવનને કલુષિત કરી હમેશને માટે ક્લેશમય બનાવી મુકે છે. તેમાં અધુરામાં પુરૂં એમ બને છે કે આસપાસની પરિસ્થીતિનો પવન સળગેલા અગ્નિમાં ખોરૂં કટુ ઘી હોમી ક્રોધાગ્નિને ઉત્તેજીત કરે છે. તે પરથી "ચાર મળે ચોટલા તો ભાગે ઘર ને ઓટલા" એવી કહેવત પડી છે. આવી વેળાએ પ્રભુની કૃપા સીવાય બીજો કોઈ ઉપાય નાની વહુને ભાગ્યેજ સહાય કરે છે સહુના મન રાખવાં, ક્ષમાશીલ થવું, કુમળી વયે ટોણા ટચકાં સહન કરવાં, મહાદેવજી પેઠે ભોળા થઈ કાળકૂટ પી જઈ કોટે કાળીગાંઠીની કાંઠલી પ્રદર્શિત કરવી, અને વડીલોની ચિત્ર વિચિત્ર ઇચ્છા પર નાચી તેમને રીઝવવાં, વળી વ્હાલા વરના વ્હાલા મિત્રોને મસાલેદાર ચાહ ચાર મિનિટમાં ચારકોલ ( Charcoal ) વાળા ચુલાપર નહીં, પણ સળગાવી દેતાં જીવલેણ પ્રાઇમસના સંચાપર, ઘાંસ્લેટનો ધુમાડો મિશ્રણ ન થાય એવી રીતે કાળજીથી, તૈયાર કરી આપવાની આવડત દર્શાવવી, વગેરે વગેરે નૂતન ગુણો નવા નાવલીઆના નવી વહુ રૂપી નવા રમકડાંના

આંતરિક સંચાઓમાં સર્વનો સ્નેહ ખેંચવાની સહન શીલતાદિ આકર્ષણ શક્તિ હોવી જોઇએ. મીરાંને તો તે ઉપરાંત રાજદરબારની નીતિ રીતિને અનુકુળ રહેવાનું હતું. નવી વહુ રૂપી એ રમકડું પતિને વહાલું હોય તોપણ તે સાસુ નણંદને અકારૂં ન થવું જોઈએ. આજે તો વહુ અકારી થાય તો મહેણું પડે કે "મીરાંબાઈ થવું છે?" જાણે મીરાંએ પોતાના પતિને તિલાંજલી આપી તજી દીધો હોયને? જાણે તેણે પતિ જીવતાં ઘરસંસાર છોડયો હોયને? ખરૂં જોતાં તેમ બન્યુંજ નથી. મીરાંએ તો સાસરે આવી એકતરફથી પોતાના સ્વામીને ગિરિધરલાલ જેવાં પૂજ્ય ગણીને તેની લૌકિક દાસ્ય ભક્તિ, અને બીજી તરફથી પ્રભુ ગિરિધરલાલની અલૌકિક દાસ્યભક્તિ, એક બીજાને વિરોધ નહીં આવે એવી રીતે સાથે સાથે સંપૂર્ણ શ્રદ્ધા અને પરિપૂર્ણ પ્રેમથી કરી, મીરાંએ હરેકને રીઝવ્યા છે. એટલુંજ નહીં પણ, પ્રભુ સેવા પતિસેવાની આડે આવે, એ માન્યતા અનુચિત અને અનર્થોત્પાદક છે એમ પોતાના પવિત્ર જીવનથી સિદ્ધ કર્યું છે. મીરાંના પતિ ભોજરાજ, રાજાભોજ જેવાં હોઈ, મીરાંથી રાજી રાજી હતા. દંપતી ઉભય વિદ્વાન સાક્ષર કવિ અને ધર્મચુસ્ત વિવેકી હોઈ સદા આનંદિત રહેતા હતા. ધાર્મિક મત મતાંતરમાં ભોજરાજ વચ્ચે પડી, અનર્થને કે જીવન કલહને આમંત્રે એવો ન હતો. એક વિસ્તૃત મહાન માર્ગ પર સૌ, સૌને રસ્તે અકેકને આડે આવ્યા વિના નિર્વિઘ્ને પસાર થઈ શકે છે. તેમ કરવા મીરાંને ભોજરાજે સંપૂર્ણ છૂટ આપી હતી. પોતે જીવ્યા ત્યાં સુધી સાધુસંતની સાથે જ્ઞાનકથા કીર્તનના મીરાંના પ્રસંગો તરફ તેણે અણગમો બતાવ્યો ન હતો. આવું દંપતી સુખ છતાં, મનુષ્ય ધારે છે કંઈ અને ઈશ્વર કરે છે કંઇ! ભોજરાજનું "મહારાજ કુંવર" અવસ્થામાંજ એકાએક અવસાન આસરે સં. ૧૫૮૧ (ઇ. સ. ૧૫૨૪)માં આવી પડયું. જેથી મીરાંને વૈધવ્ય દશા પ્રાપ્ત થઈ. એમાં પ્રભુનો શો હેતુ હશે તે વિષે મનુષ્ય, કલ્પના માત્ર કરી શકે. પ્રભુ જે કરે છે તે સારાંને માટેજ કરે છે એવી શ્રદ્ધા લાભદાયી છે. "શ્રદ્ધાવાન્ લભતે સર્વમ્".

**શ્રી ગિરિધરની મૂર્તિ.** જ્યારે વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણ, મથુરામાં હતા, ત્યારે તેમના પ્રભુત્વની પરીક્ષા કરવા દેવતાઓના રાજા ઇંદ્રે અતિવૃષ્ટિ કરી જળપ્રલય કરી મુકયો. તે વેળા ભગવાન વાસુદેવે હાથની એક આંગળી ઉપર–ટચલી આંગળીએ

ગિરિરાજને ધરી રાખી—ટેકવી રાખી પોતાનો ટેક અને સામર્થ્ય સિદ્ધ કરી પ્રજાનું રક્ષણ કર્યું હતું. તે પરથી ભગવાન "ગિરિધર" નામથી પ્રસિદ્ધ છે. ઉપર કહી ગયા છીએ કે મીરાં પિતાને ત્યાં હતી ત્યારે કોઈ સાધુ પાસે તેણે ગિરિધરની મૂર્તિ જોઈને તે લેવા તેને ઇચ્છા થઇ. સાધુએ ના પાડી પણ મીરાંએ પ્રભુ પ્રાર્થના કરવાથી તે સાધુને સ્વપ્ન થયું. અને તેણે તે મૂર્તિ મીરાંને અર્પણ કરી. તે દીવસથી મીરાંને ગિરિધરલાલપર પ્રેમ દિનપ્રતિદિન વધતો ગયો. મીરાં એ મૂર્તિમાં એટલી તો લીન થઈ જતી કે એકાગ્ર મીરાંને પોતાના મહેલ આગળથી જતા વરઘોડાનું પણ ભાન રહ્યું નહીં. અને સઘળા તે જોવા ઉઠયા—દોડયા, છતાં મીરાંને એ વાતની ખબર પણ રહી નહીં. એવી તે પૂજા પ્રાર્થના વેળા તલ્લીન થઈ જતી હતી. આ સંસાર પોતે એક વરઘોડો છે તેમાં સર્વે "સાવધાન" થયા વિના દોડા દોડ કરી રહ્યા છે. જે "સાવધાન" થઈ વર્તન વ્હેવાર કરે છે તેનો પરમાર્થ—નિશ્ચય સાથે સાથે સિદ્ધ થાય છે. મીરાંને તેમજ થયું. જો કે તેને તેમ કરવામાં વિટંબના સહન કરવી પડી, છતાં તે વિટંબના તે નિમિત્તે તેની નામના વધારનારી નીવડી.

---

## પ્રકરણ ૩જું.

### મીરાંબાઈને રાણા વિક્રમાદિત્યથી વિટંબના અને પ્રપીડનઃ—

સં. ૧૫૮૮ (ઇ. સ. ૧૫૩૨)માં રાણા વિક્રમાદિત્ય આસરે ૧૮ વર્ષની ઉમરે ભરજુવાનીમાં ચિતોડના ગાદીપતિ થયા. તેનો સ્વભાવ ક્ષુલ્લક ઉદ્ધત અને છોકરવાદી હતો. મીરાં વિધવા છતાં સાધુસંગમાં રહે છે, મહેલમાં સંતસાધુ ભેળા થઇ કથા કીર્તનની ધમાલ મચાવે છે, મીરાં પોતાની (રાણાજી વિક્રમાદિત્યની) ઇચ્છાને અનુસરતી નથી, અને મગજની સ્વતંત્ર જાજવલ્યવતી છે. તેને સમજાવવાને અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિ કર્યા છતાં કાંઈજ વળે એમ નથી. તે કોઈનું માને એમ નથી. માન ભંગ થવાની ભીતિ છે. એ માન ભંગથી મરણ સારૂં. એ તો રાણાજીને ભારે અપમાન. મીરાં અતિ રૂપાળી, બહુ ચતુર, ને બુદ્ધિમતી, પૂર્ણ પતિવ્રતા, પરિપૂર્ણ પ્રભુરતા, હતી. એ વાત આ સ્થળે ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. તેને સ્વમાન, ટેક, અને સ્વતંત્રતા વ્હાલાં હતાં. બાળ વિધવા, રૂપવતી, અને સાધુસંઘમાં લક્રંગા

લોક હોવાનો પણ સંભવ, તેથી રાણાને સંશયિત થવાનું વધુ કારણ–પરંતુ મીરાંને ધીમે ધીમે અભેદ દૃષ્ટિ–વિસ્તૃત દૃષ્ટિ આવવા લાગી હતી. પોતે નિર્વિકાર તેથી તે ઉજળું એટલું દુધ દેખતી. વૈધવ્યમાં ગિરધરનેજ પતિ માની અન્ય તરફ સ્વપ્ને પણ વિચાર કે વિકાર કે ઉર્મિ ઉત્પન્ન કરતી નહીં. વિક્રમાદિત્યને વશ નહીં થતાં, હરેક રીતે તેનું કપટ વર્તી ગઈ હતી. તે પોતાની ( રાણાજીની ) દરકાર રાખતી નથી, અને રાજ્યની–રાજ્ય કુળની, રીતિથી વેગળી વર્તન કરે છે, એમ વિક્રમાદિત્યને લાગ્યું. અને સત્યાગ્રહી એમ વશ નહીં થાય એમ રાણાજીને જણાયું. તેથી તેણે મીરાંને રણવાસ નજીકથી દૂર કરી, જુદું રહેવાનું કરી આપ્યું. અને તેની તહેનાતના દાસદાસી ઓછા કરી નાંખ્યાં. અને તેમને બદલી નાંખી ભુતડા જેવાં ખવાસ સોંપ્યા, અને ભૂતડાં જેવો વાસ આપ્યો. તથા તેની રાજવડાઈમાં ન્યૂનતા આણી. અણ ગમતી રાણીનું અથવા રાજ્ય કુટુંબની કોઈ પણ નારાજી વ્હોરી લેનાર વ્યક્તિનું અપમાન એવી તારાજી ભરેલી રીતેજ કરવાનો કેટલીક રિયાસતોમાં રિવાજ કે પ્રસંગ પડી ગયો હોય છે. તે મુજબ આ રાણાજીએ મીરાંની બાબતમાં કરવા માંડ્યું. પોતાને ઘડીઘડીની બાતમી આપે, ખરીખોટી ચાડી ખાય, એવી ચંપા તથા ચંપેલી નામની, ચાંપલી દાસીઓને મીરાંની તહેનાતમાં રાખી અને તેમને વરદી આપી કે તમે મીરાંને સમજાવી હરેક રીતે રાણાની ઇચ્છા પ્રમાણે વર્તે એવું કરો. સમજાવો. ચોકી રાખો. સાધુસંત આવતા ઓછા કરો. ગોપી ચંદનની માતાના સંબંધમાં એવોજ વ્હેમ અને એવીજ વિટંબના આદરવામાં આવી હતી. તેમાં પણ ભક્તિમહાત્મ્ય અને ભક્તિની અદ્‌ભૂતતા એજ બચાવ હતો. પરંતુ મીરાંની બાબતમાં થયું એવું કે, ચતુર કેદી જેલરનો મિત્ર થઈ તેને વશ કરી લેય. જાણે ધરતીકંપ થતો હોય તેમ જેલર તે કેદીને કેદ રાખતાં ધ્રુજે, અને ઉલટો કેદીને વશ થઈ જાય, તેમ ચંપા અને ચંપેલી તો મીરાંના ભક્તિ-ભાવના આકર્ષણથી અને શ્રી ગિરધરજીની ઇચ્છાથી મીરાં જેવી ભક્તિમય થઈ ગઈ અને મીરાંની ખરી દિલોજાન દોસ્ત–સહેલીઓ થઈ પડી. અને તેમને પણ ભક્તિનો પુરો રંગ ચડી ગયો. અને મીરાં સાથે તેના નામ પણ પ્રસિદ્ધિને પામ્યા. ઈશ્વરના દરબાર પર ચોકી રાખેથી મમત–આગ્રહ

વધતો જાય છે. એમાં કંઈ સાર નીકળતો નથી. શ્રી કૃષ્ણ જન્મીને પોતાને મારશે એવા ભયથી કંસે દેવકી વસુદેવ ઉપર ચોકી રાખી હતી. પણ કૃષ્ણજન્મ વેળા આપોઆપ "ભાંગી ભુંગળને ઉઘડયાં બારણાંરે લોલ" સુતા છે સહુ દરવાન જો; પુરણ પરસોતમ પ્રેમ શું પધારીઆ જો." થવા માંડયું. રાણા વિક્રમાદિત્યને ખબર ન હતી કે મીરાંને પૂર્વ જન્મનો "પ્રેમ" હતો તે "નામ" કેમ છોડે ?

પદઃ—હાંરે મીરાંને પૂર્વ જનમની છે પ્રીત રે. નામ નહીંરે છોડું હોજી.
મીરાંને હૈયે લખેલા હરિના હેત રે, નામ.
રાણાજીએ આપીઓ, ભૂતડા ભેળો વાસ,
ભૂત પ્રેત નાશી ગયા, મીરાંને ઇંદ્રભુવનનો સુવાસ રે. નામ. ૧
રાણે વસીધર મોકલ્યો, દેજો મીરાંને જઈ,
પૂજ્યો મીરાંએ પ્રેમથી, મૂર્તિ શાલીગરામની થઈ રે. નામ. ૨
ઝેરના પ્યાલા મોકલ્યા, દેજો મીરાંને હાથ,
અમૃત કરી આરોગીઆ, મીરાંને રાખણ હારો રઘુનાથ રે. નામ. ૩
રાણે રજા આપી પછી, કાઢી ગણીને કોશ,
મીરાં ચાલ્યા મ્હાલતાં, બાઈને ભાવ્યો છે વ્રજનો સુવાસ રે. નામ. ૪
પાછળથી પસ્તાઈને, રાણો કહે કોઈ જાવ.
વેગે જઈને વીનવો, મીરાંબાઈ એક વાર ચિતોડગઢમાં આવો રે. નામ. ૫

આ ઉપરથી જણાશે કે મીરાં ઉપર વિષ પ્રયોગ પણ થયા. રાણે ઝેર મોકલ્યું. પરંતુ રા. તનસુખરામના કહેવા પ્રમાણે **विषमप्यमृतायत्ते क्वचित्** (રઘુ. સર્ગ. ૮. શ્લોક. ૪૬) આ વિષ પ્રયોગ વેળા દ્વારકામાં શ્રી રણછોડજીના મુખમાંથી જવાળા નીકળી. એ વાત અસંભવિત નથી જો "રણછોડજી"ને મીરાં તરફની કાંઈ પણ લાગણી હોય. મીરાંની ભક્તિ તેવી તીવ્ર હોય તો ભક્તને કાંઈ પણ ભારે અન્યાય થાય ત્યારે સહૃદય જીવોને ઘણો ખેદ તથા આઘાત થાય છે. ભૂત કાઢે છે ત્યારે ખબર લાવનારને તમાચો મારે કે ડામ દે તો જે ભૂત થઈને ભરાયું હોય તેને વાગે છે. દૂર છતાં તેને તે ડામ પડેલો જણાય છે, પત્નીનું અપમાન કરે તો તેના પતિને મરવા જેવું લાગે છે. દ્રૌપદીનું અપમાન

તે પાંચે પાંડવની અવગણના બરોબર હતું. મીરાંનો તિરસ્કાર તે "રણછોડજી" કેમ સાંખે? મીરાં પર તો દ્વારિકાધીશને અસલથીજ કૃપા હતી. એટલે તેમને આ વાતથી આઘાત થાય, Indignation થાય, ક્રોધ ઉપજે એ બનવા જોગ છે. જેવો જેનો સંબંધ. મા બાપને જેટલાં છોકરાં હોય તે દરેકને થતું દુઃખ દરદ માબાપને કંઈને કંઈ પણ અસર કર્યા વિના રહેજ નહી; દિલરૂબાના દરેક તારની કસુરથી આખું દીલરૂબા કસરવાળું બેસુરૂં થાય એ નિઃસંદેહ છે. ઇડિનની વાડીમાં આદમ અને ઇવની ભૂલથી તમામ મનુષ્ય–આદમની ઓલાદ પાપના ભાગી થયા. અને નીતિમૂર્તિ–ન્યાયમૂર્તિ પ્રભુનો બેટો જીસસ ક્રાઇસ્ટ જ્યુ અને જેન્ટાઇલને બધાને વસુધૈવ કુટુમ્બકં કરીને પોતે પવિત્ર પૂન્યાત્મા છતાં, માત્ર પ્રભુની પ્રાર્થના કરીને હરેકના પાપ દૂર કરવાની શક્તિવાળો છતાં, બીજાં સર્વેના પાપ પોતે લીધાં, અને પરોપકારી થઈ સ્વભોગ આપી, કૅલવરીમાં ક્રૉસ ઉપર ચડયો. એ પ્રમાણે પાપ વારસામાં ઉતરી ઓલાદ પર વારસાની માલીયત મુજબ દરખાસ્ત બજાવણી થઈ શકે, એટલુજ નહીં પણ યુનીવરસીટીની ડીગ્રી ટ્રાન્સફર થાય નહી, રેલવે ટીકીટ કે કોર્ટ ફી સ્ટાંપ ટ્રાન્સફર થાય નહીં, પણ પાપ પુણ્ય ટ્રાન્સફરબલ બાઈબલના આપેલા હકથી પ્રસિદ્ધ છે. એ તો સંબંધ ઉપર અવલંબે છે. સંબંધ–મમત્વ–માયાનો માર ન હોય તો એકનું સુખદુઃખ અન્યને નહીં લાગે. માટે પ્રભુ સાથે સંબંધ–સંસર્ગ રાખીએ તેટલો ને તેવો લાભ ભક્તિ વડે પ્રાપ્ત થાય એમાં કાંઈ નવાઈ નથી. જીસસે આપેલા બલીદાનથી તમામ લોકો પાપમુક્ત થઈ ગયા એટલુંજ નહીં પણ અસંખ્ય ઘેટાં બકરાંની હિંસા પણ તે દીવસથી નાબુદ થઈ ગઈ. આ સૃષ્ટિમાં આપણા સર્વનો સંબધ એટલો ધાડો ઉઘાડી રીતે છે. કે એ મહાન વસુધાના વાજીંત્રોનો એક તાર હાલે કે તેનો નાનો મોટો આઘાત બીજા તારોને થયા વગર રહેજ નહીં. પણ તે એક બીજા સાથે "મળેલા" (tuned) હોવા જોઈએ. તીવ્ર સંબંધીને તીવ્ર લાગણી થાય. બે દરકારને પણ ગ્રહણ લાગે તો ખરૂં, પણ તેની બેદરકારીથી તેને તે જણાય નહીં. એકજ પ્રભુપિતાના રાજ્યમાં એકજ Designમાં એકજ હારમોનીઅમમાં–એકજ વાજીંત્રમાં–કોઈ પણ તાર બેસુરો હોય તો તે કસુરની અને તે કસરની અસર આખી Harmonyને અનર્થ-કારક થાય છે. તેમ રાણાજી તરફના પ્રપીડને પ્રજામાં પણ પક્ષાપક્ષી કરી હતી.

રજવાડામાં બેઉ પક્ષના માણસો હોય છે. રાણાનો ખટલો ભારે તેથી તેમાં ફૂટેલ હોવાનો પણ સંભવ ભારે. મીરાંના પક્ષના થોડાં, પણ નીમકહલાલ. મીરાંની નણંદ ઉદાબાઈ વગવાળી હતી, અને રજવાડાની ખવાસણો–નોકરડીઓ–છોકરીઓ–પણ ઘણી ચતુર રહે છે. રાજ્યખટપટમાં સમજે છે. શંભુજી જેવી ભોળી, કે કેટલીક સુરતી સ્ત્રીઓ જેવી અડદ મગ સાથે ભરડી નાંખે એવી નિષ્કપટ હોતી નથી. કઈ વાત મનમાં રાખવી ને કઈ વાત કહેવી અને તે કેવા રૂપમાં કહેવી વગેરે આવડતવાળી હોય છે. તેથી મીરાંને રાણાએ ઝેર મોકલ્યું છે એ વાત ગમે તેટલી ગુપ્ત રાખવાના પ્રયત્ન છતાં મીરાંને કાને આવી પહોંચી. મીરાંને વહેમ તો હતોજ. તેમાં સ્ત્રી વર્ગની ચેતવણી. અને ગિરિધર પ્રભુની કૃપા. તેથી મીરાં ચેતી ગઈ. મીરાંએ ગાયું છે કે:–"રાણાજી ઝેર દિયો હમ જાની". એ "જાની" શબ્દ ઉપર એક ટુંકું દૃષ્ટાંત છે. એક શેઠનો દીકરો લૂલો. તેને કોઈ કન્યા આપે નહીં. તેથી હજામને નાળીએર આપી બ્હારગામ કન્યા શોધવા મોકલ્યો. બીજા એક ગામમાં શેઠની કન્યા કાણી. તેને વર મળે નહીં. તેને ત્યાંનો હજામ નાળીએર લઈ નીકળેલો, તે વરવાળા હજામને માર્ગમાં મળ્યો. બેઉના પેટમાં ચોરી, તેથી એકદમ સાટુ કરી દીધું. અને લગ્ન દીવસ નક્કી થયો. હસ્ત મેલાપ થયો. સામસામી બ્હેનપણોના ટોળાં ગીત ગાવા લાગ્યા, ગીતો ગાવામાં બેઉ પક્ષના બૈરાંઓનું મંડળ Boiling *point* પર આવી ગયું એટલે તેને શું ગાય છે તેનું ભાન રહ્યું નહી. કન્યાવાળા ગાવા લાગ્યા કે "વર જીત ચલી મેરી કાણી" ઓય મારી કાણી, કેથે નહીં સમાણી, પણ આજથી તો તું ગોરણીમાં ગણાણી. એમ જ્યારે વરવાળી ટોળીએ સાંભળ્યું કે "વર જીત ચલી મેરી કાણી" ત્યારે તેઓ મોટેથી ગાવા લાગ્યા કે "વર ખડા હોય તબ **જાની.**" કન્યાને જેમ તેનો મામો કેડમાં ઊંચકીને પધરાવે તેમ વર ખોડો લૂલો લંગડો તેથી તેને કેડમાં ઉચકી પધરાવેલો. આ પ્રમાણે અલ્લાએ બનાયા જોડા એક અંધા ઓર દુસરા ખોડા જેવો ઘાટ થયો. પણ એ તરફની બોલીજ એવી. તેથી મીરાંએ કહ્યું કે "રાણાજી ઝેર દીયો હમ **જાની.**"

એમ કહેવાય છે કે રાણાજી મીરાંની ભક્તિમાં વિઘ્ન નાંખવામાં તથા નિત્ય નવીન ઉપદ્રવ કરવાથી અટક્યા નહીં, ત્યારે મીરાંએ શ્રી રામના

અનન્ય ઉપાસક તુળસીદાસજીને એક પત્ર લખ્યો. જેનો ઉત્તર તુળસીદાસજીએ લખી મોકલ્યો. તેમાં જણાવ્યું કે "જીનકે પ્રિય ન રામ બૈદેહી (વિદેહી) તીન ત્યાગીએ, કોટી બૈરી (વેરી) સમ યદ્યપિ પરમ સનેહી જીનકે. પિતા તજ્યો પ્રહલાદ બિભીષન બંધુ, ભરત મહતારી, બલિ ગુરૂ તજ્યો, કાન્ત બ્રજ બનિતન (સ્ત્રી), ભયે જગ મંગલકારી વગેરે.

આ ઉપરથી મીરાંબાઈએ જાત્રા નિમિત્તે ચિતોડમાંથી નીકળી થોડો વખત મેડતે રહી વૃંદાવન તરફ પગલા ભર્યાં (ચિત્તકી ઓર) "ચિતોર"માંથી નીકળી વૃંદાવન ગોકુળ (ગોકુળ) તરફ પ્રયાણ કર્યું અને ત્યાર બાદ નવે દ્વાર વશ કરી દ્વારિકાના દ્વાર તરફ વળવા યોગ્યતા મેળવી.

મીરાંને પોતાના પતિ ભોજરાજ તરફથી કોઈ પ્રકારનું પીડન હતું જ નહીં. છતાં મીરાં વિધવા થઈ ત્યારથીજ તેને પોતાને સાસરે જ ગત પતિના શોકમાં દિન નિર્ગમન કરતાં, અને ગિરધર મૂર્તિનું પૂજન કરતાં સામાન્ય વિધવાઓને ઉચિત જીવન ગાળવું પડયું. મેવાડના જ મહારાણા રત્નસિંહના સમયમાં એ પતિમૃત્યુના ઘાવ કંઈક રૂઝાયા. સાધુસંતોના સમાગમથી કંઇક ઉચ્ચ સંસ્કારનો પ્રાદુર્ભાવ થયો. અને મીરાંની નજરે શુભ માર્ગનું દર્શન થયું. વિધવાને ઉચિત, ઉન્નત અને ધર્મ્ય માર્ગ કયો તે દેખાયો અને તે રસ્તે તેણે પગલાં ભર્યાં. પરંતુ રાણા વિક્રમાદિત્ય તરફથી મીરાંના પીડનો શરૂ થયાં. દુષ્ટ રાણી કરમેતી અને તેનો ઉદ્ધત પુત્ર મહારાણો વિક્રમાદિત્ય ઉભય નીતિનિયમનો વિક્રમ કરી પોતાના પરાક્રમ કુટુંબની વિધવાને પીડવામાં સમાયલાં સમજી તેવાં દુરાચરણે મંડયા એ ઉભયની આંખમાં મીરાં અને મીરાંના સાધુસંત અને તેમની પાછળ થતો ખર્ચ ખુંચવા લાગ્યો.

ચિત્તોડના મહારાણા સંગ્રામસિંહ અને ચિત્તોડના રત્નસિંહના સમયમાં વિધવા તરીકે મીરાંબાઈને દુઃખના પ્રસંગ આવ્યા હશે. પરંતુ તે એવા પ્રગટ અને ગંભીર નહીં કે જેથી રાઠોડો રીસાય. પણ જ્યારે રાણા વિક્રમાદિત્યના નીચ પીડન થોડાજ સમયમાં સૌને જ્ઞાત થયાં અને મીરાંએ છચોક રાણાજીની આજ્ઞાઓ નહીં ગણકારતાં પોતાની સ્વાભાવિક સ્વતંત્રતા પ્રગટ કરવા માંડી અને કેટલાંક રૂઢીના બંધનો પણ તોડવા માંડ્યા. એટલે

રાણાજી વધારે ચીડાયા. તે તમામ વાત રાઠોડોને કાને પહોંચતાં જ મેડતાના રાવ વીરમજીએ મીરાંબાઈને મેડતે તેડાવી લીધી. અને મીરાંબાઈ ચિત્તોડ છોડી મેડતે ગયાં. મીરાંબાઈ ચિતાડથી ગયાં એટલે ચિતોડનું પુણ્ય પણ પરવાર્યું.

સં. ૧૫૮૯ (ઇ. સ. ૧૫૩૨)ના અરસામાં મીરાંબાઈએ ચિતોડનો ત્યાગ કર્યો. અને મેડતામાં કાકા વીરમદેવને ત્યાં વાસ સ્વીકાર્યો. કાકા કાકીના આશ્રયે ઓશીયાળો અવતાર ભોગવવા કરતાં મીરાંબાઈના સ્વતંત્ર હૃદયને યાત્રા નિમિત્તે વૃંદાવનની વાટો રૂચી હોય. પિયેરમાં કંઈ સહેજસાજ રોકટોકથી અથવા મેડતા ઉપર આવતી આફતોથી અથવા જયમલના અતિ આગ્રહ છતાં સાધુસંતના સહવાસ અને સમાગમની પ્રબળ પ્રવૃત્તિઓના બળે, કે કેટલાક દૂરના હિતેચ્છુઓના વૃંદાવન જવાના ઉપદેશથી, ગમે તેમ હોય તો પણ ઉપર જણાવેલું એકાદ કારણ અથવા વિશેપ કારણોથી વૃંદાવન ગમનના મીરાંના વિચારોને પુષ્ટી મળી. કાકા-કાકી તથા જયમલને મીરાંને મેડતામાં રાખવા ગમે તેટલી ઈચ્છા હોય તો પણ મીરાંના આંતરિક ઉછાળા તેને વૃંદાવનની વાટે લઈ જવા પ્રેરાયા. ત્યાં તેના જ્ઞાન ચક્ષુ ખુલવાના હતા. ભક્તિનું સત્યસ્વરૂપ ત્યાં તેને સમજાવાનું હતું. તેથી મેડતામાં કાકાને ઘેર આઠ દશ માસ સુખમાં નિર્મગ્ન કરી નિર્વિઘ્ને રહી મીરાંબાઈ સીધાં વૃંદાવન સીધાવ્યાં રા. તનસુખરામ લખે છે કેઃ—વૃંદાવન શતકમાં નીચેનો શ્લોક છે.

**सा मे न माता स च मे पिता न। स मे न बन्धुः स च मे सखा न॥**
**स मे न मित्रं स च मे गुरुर्न। यो मे न वृंदावन वास मा दिशेत्॥**

રા. તનસુખરામ લખે છે તે મુજબ તુળસીદાસજીએ તો નહીં પણ મીરાંના અન્ય સ્નેહીઓએ એનું વૈધવ્યદુઃખ જોઈ એને તેમાંથી મુક્ત કરવા આ વૃંદાવન માર્ગ સૂચવ્યો હોય એ બનવા જોગ છે. તુલસીદાસજીએ તો રામાયણ સં. ૧૬૧૩માં આરંભ્યું. અને સં. ૧૬૮૦માં તે મરણ પામ્યા: તો પછી મીરાં જે સં. ૧૬૨૪–૨૫માં મરણ પામી તેનો અને તુલસીદાસજીનો પત્રવ્યહવાર અસંભવિત જણાય છે.

# પ્રકરણ ૪થું.

ગમે તેમ હોય પણ મીરાં યમુના તટે આવી પહોંચી. ગોપાળોને–ગોવાળોને–સંતોને તેણે વૃંદાવનની વાટ પૂછી વૃંદાવનની વાટ તો ગોપાળ હોય તેજ બતાવી શકે. તેઓએ તેને દુગ્ધામૃત પાયું. સચ્છાસ્ત્રથી, સત્યસમાગમથી, સ્વચ્છ ગ્રામ્ય દોહન કરેલું જ્ઞાન દુગ્ધામૃત પણ પાયું. આ પ્રમાણે શ્રીકૃષ્ણના કીર્તન કરતી ગાતી અને એ રીતે પ્રવાસીઓના મન હરતી છોટી શી મીરાં સર્વના નયન અને મનને આકર્ષતી વૃંદાવન ચાલી.

પદઃ—છોટી શી મીરાં રામ ભજન કરવા ચાલી. (૨).
નિતનિત ઉઠી મીરાં ભોગ લગાવે, નિત ચરણામૃત લેતી.
પાંચ નામ પરમેશ્વરના લઈ, પછીથી ભોજન કરતી રે. છોટીશી ૧.
કોમળ કાયા કાં કરમાવો, બાઈ વિભૂતિ ચોળી,
હવે વિભૂતિ મુજને વ્હાલી, રૂપ રંગ દઉં રોળી.
પાંચ નામ પરમેશ્વરના લઈ પછીથી. છોટીશી ૨.
વૃંદાવનમાં મીરાંએ જોગણ વેશે પ્રવેશ કર્યો.

પદઃ—(રાગ બેહાગ)—હું તો પ્રેમની જોગણ, પિયુને શોધવા ચાલી (૨)
પ્રેમની માળા પિયુની, પ્રેમની કંઠી,
અંગે વિભૂતિ પ્રેમની, બસ પ્રેમથી ચોળી.
પિયુને શોધવા ચાલી. હુંતો. ૧.
પ્રેમની કફની પહેરીને, પ્રેમની ઝોળી,
પ્રેમવશ થઈને પિયુને શોધવા ચાલી. હુંતો. ૨.
( કામલતા )

વૃંદાવનમાં આવેલા પ્રસિદ્ધ ચૈતનમતવર્તી જીવગોસ્વામી બ્રહ્મચારી એક સાધુ સં. ૧૫૪૧થી ૧૫૮૯ના અરસામાં વસતા હતા. તેમનું દર્શન કરવા મીરાંને ઇચ્છા થઈ. તેથી મીરાંએ તેને કહાવી મોકલ્યું. ઉત્તરમાં જીવગોસ્વામીએ પોતાનો નીયમ જણાવ્યો કે પોતે બાળબ્રહ્મચારી હોવાથી સ્ત્રીનું મુખ કદાપિ જોતા નથી. મીરાંએ ઉત્તરમાં કહાવ્યું કે " વાહ મહારાજ,

સ્ત્રી પુરૂષના ભેદમાંજ આપ હજી રમી રહ્યા છો. આ પરથી મીરાંએ પટાંતર રાખી વાર્તાલાપ કરવાની રજા મેળવી. અને જીવગોસ્વામીને પૂછ્યું કેઃ—

**वासुदेवः पुमानेकः स्त्रीमयमितरज्जगत् ।**

વ્રજમાંતો એક ગિરિધરજ પુરૂષ છે. અન્ય સર્વે ગોપીઓ છે—ગોપીતુલ્ય ભક્તિમત્વથી લક્ષિત છે. તો આપ આ વ્રજમાં પુરૂષ થઈ કેવી રીતે રહ્યા છો? શ્રી કૃષ્ણના ભાગીદાર જણાવો છો! આજજ મેં જાણ્યું કે વાસુદેવ ઉપરાંત બીજા પણ પુરૂષ તમે વ્રજમાં છો. મીરાંની આ તર્કોક્તિથી જીવસ્વામી (રૂપસ્વામી) ચકિત થયા અને પટાંતરનો ત્યાગ કરી, મીરાંને પાત્ર અને જ્ઞાની જાણી હરિકથાના રસપાનનો આનંદ આપ્યો અને લીધો.

**મીરાંની દાસ્ય ભક્તિ તથા સખ્ય ભક્તિ.**

મીરાંના વૃંદાવન વાસ દર્મ્યાન મીરાંની દાસ્ય અને સખ્ય ભક્તિ વૃદ્ધિપામી. "દાસી"ની છાપના એના પદો તથા સખા તરીકેનાં ઉપાલંભ વચનોના પદો મશહુર છે.* વળી કહે છે કે વૃંદાવનમાં એક દીવસ એક સાધુએ મીરાં સમીપ જઈ કહ્યું કે "અમે ગિરિધરના દાસ છઈએ. અને તમે ગિરિધરના દાસી છો. અમને સ્વપ્નમાં આપણા ઈષ્ટ દેવે આજ્ઞા કરી છે કે તમે જઈ મીરાંનું દુઃખ હરો. તેથી હું આવ્યો છું. (તમારૂં દરદ હરવા). અને તમે મારો અંગિકાર (અંગ વિકાર) કરો." મીરાંએ કહ્યું કે મારે શ્રીગિરિધરલાલની હરેક આજ્ઞા માથા ઉપર છે. પણ આપ પ્રથમ ભોજન વિશ્રામાદિ કરો. પછી અન્યત્. તદનંતર મીરાંએ તેને ભોજનથી તૃપ્ત કર્યો. સાધુસમાજ મધ્યે શય્યા પાથરી તે સાધુને કહ્યું કે આ ઉપર આપ બિરાજો. અને આ દાસીને જે આજ્ઞા કરવી હોય તે આપ કરો. અને પુનઃ કહ્યું કે અત્ર લજ્જા કે ભય કોઇનું પણ ન રાખવું તે વિષયી સાધુએ એકાંત સ્થળમાં જવા સૂચવ્યું. મીરાં એ નિર્વિકાર રહી, ક્રોધ આશ્ચર્ય કે પ્રેમ દર્શાવ્યા વિના કહ્યું કેઃ—"સાધો, મારી દૃષ્ટિમાં તો સમગ્ર ત્રિભુવનમાં એક પણ એવુ એકાંતસ્થળ નથી કે જ્યાં મારા પ્યારા કાંત ગિરધરલાલ

---

* દાસ્ય ભક્તિના પદો કા. દો. ભાગ. ૭. પા. ૭૧૫ પદ. ૧–૬૩–૧૦૧. વગેરે છે. સખ્ય ભક્તિના પદો કા. દા. ભાગ ૨ પાન ૮૫૯. પદ ૭–૧૦. વગેરે તથા કા. દા. ભાગ ૭. પા. ૭૧૩. પદ ૨૮–૪૮–૫૬ વગેરે છે.

ન હોય. વળી "આદિત્ય ચંદ્રાવનિલો નલશ્ચ" વગેરે પાપ પુણ્યના અષ્ટ સાક્ષી સર્વત્ર નિહાળી રહ્યા છે. તો પ્રિય "ભાઈ," આપને જે એકાંતસ્થળ જોઈએ છે તે તે હું ક્યાંથી લાવું? એ સાંભળતાંજ તે વિષયી–વિષય વિષવૃત્તિ નિર્મુક્ત થયો. તેના હૃદયમાં ભક્તિભાવ ઉદિત થયો. અને મીરાં ચરણે ક્ષમાદાન યાચતો નાચતો નાચતો નમન કરવા લાગ્યો. મીરાંની કૃપાદૃષ્ટિનો તેના ઉપર પાત થયો. અને એ ભક્તના વિકાર ભસ્મીભૂત થયા. મીરાંની મહેરથી એ સાધુને ઇશ્વર દર્શન થયું. અને સાધુ મંડળી હર્ષ પામી અને ગાવા લાગી. કેઃ–પદ. રાગ સારંગઃ–ભક્તિ મોટો થંભ, નિત દુઝાણુંરે, આ સુઈ રહ્યો સંસાર, વાયું વ્હાણુંરે, આ ભવસાગર ભરપુર, કેમ કરી તરશોરે, તમે બાંધોની પુણ્યની પાજ, પાર ઉતરશોરે."

પાવાની પટરાણી કાળી કાળકાએ "ફટફટ પાવાના રાજનકે" કહી પાવાગઢનું અને પાવાના રાણાનું નિકંદન કાઢી નાંખ્યું. તે મુજબ મીરાં પણ આ સાધુને વીતાડત. પરંતુ ક્ષમાશીલ મીરાંએ મોટું મન રાખી તેને બચાવી લીધો એટલું જ નહીં પણ તે પતિતને પાવન કરી પ્રભુ પ્રેમને પાત્ર બનાવ્યો. અને મીરાંએ તેને કહ્યું કે "મૂર્ખ, તેં મને ના ઓળખી! મારૂં દર્દ તું શું મટાડશે? મારૂં દર્દ લૌકિક નથી અલૌકિક છે.

"એરી મૈંતો દર્દે દીવાની, મેરા દરદ ન જાને કોઇ"

(કા. દો. ભાગ–૭ પદ–૩૫. પાન ૭૦૯.)

સં. ૧૫૯૫થી સં. ૧૬૧૮ સુધીનો સમય મેડતાને બહુ કષ્ટ પ્રદ થયો હતો. તે સમયમાં અથવા સં. ૧૬૧૧થી જ્યારે જયમલજીને મેડતા છોડવું પડયુ ત્યારથી, મીરાંબાઇનું કયાં અવસ્થાન રહ્યું એ જાણવાનું ચોકસ સાધન નથી. પરંતુ મીરાંબાઇનો નિસંદિગ્ધ ઇતિહાસ સં. ૧૬૦૦ સુધી મળે છે. ત્યાર પછી તે થોડા વર્ષ જીવી હશે. અથવા વધારે વર્ષ જીવી હોય તો તે વૃંદાવનના અંતિમ ભાગનો તથા દ્વારકાંનિવાસનો ઇતિહાસ મળી આવ્યો નથી.

જે યુદ્ધાદિ વ્યવસાયમાં તે વેળા ઉદેપુર, જોધપુર ને દિલ્હીના રાજ્યો પડયાં હતાં તે ઉપરથી તથા સં. ૧૫૯૫માં મેડતાની દુર્દશાનો આરંભ

થયો તે ઉપરથી અનુમાન થાય છે કે મીરાં સં. ૧૫૯૦ થી સં. ૧૫૯૫ સુધીના સમયમાં મેડતાથી નીકળી વૃંદાવન તરફ વિચર્યાં હશે અને ત્યાં આશરે ત્રીશ વર્ષ રહ્યા બાદ શ્રી વિષ્ણુભગવાનના ચાર મુખ્ય ધામોમાં સમીપસ્થ શ્રી દ્વારિકામાં શ્રી રણછોડજીના ચરણારવિંદનો આશ્રય લીધો હશે એમ લાગે છે.

એમ કહેવાય છે કે મીરાંની કીર્તિ સાંભળી મીરાંને મળવા બાદશાહ અકબર તાનસેનને સાથે રાખી ગુપ્ત વેશે વૃંદાવનમાં મીરાં પાસે આવ્યા. ત્યાં બાદશાહે મીરાં સાથે જ્ઞાનવિષયક અને તાનસેન સાથે સંગીતવિષયક ચર્ચા કરી. અકબર ધર્મજ્ઞાનમાં પૃથ્વી પરના પંડીતો દ્વારા પારંગત હતો અને તાનસેન સંગીતમાં એકકો. એઉની જુગલ જોડીએ મીરાંબાઇ સાથે અનેક શુભ વિષયોની ચર્ચા કરી. અને તે સર્વમાં મીરાંના ઉત્તરથી ઉભય પ્રસન્ન થયા. અને મીરાં શ્રીકૃષ્ણ કૃપાનું પાત્ર છે એમ બાદશાહને મન નિશ્ચિત થયું અને કોઈ કહે છે કે અકબર પોતે પોતાને પ્રભુ માનનારો હતો છતાં તે વેળા મીરાંને અકબરે અને તાનસેને શ્રી ગિરિધર રૂપે દીઠી. કહેવાય છે કે મીરાંએ તે વેળા "માઈરી મેં સાંવળીયા જાણ્યો નાથ" એ પદ ગાયું હતું.

અકબરનો જન્મ સં. ૧૫૯૯માં થયો હતો. અને પટ્ટાભિષેક સં. ૧૬૧૨માં થયો હતો. એ લક્ષમાં લેતા ઉપરની વાર્તા ખરી હોય તો મીરાં તત્કાળ પર્યંત જીવતી હતી એમ જણાય છે. અકબર બાદશાહે સન્યાસીનો વેશ ધારણ કરેલો હતો. તેથી એ ( અકબર ) સન્યાસીએ મીરાંની ચાતુરીથી પ્રસન્ન થઈ તેને એક રત્નમાળા ભેટ આપી. "ભકતોને એવાં મૂલ્યવાન પદાર્થો ન જોઈએ" એમ મીરાંએ કહી પ્રશ્ન કર્યો કે "સન્યાસી રત્નહાર ક્યાંથી લાવ્યા?" અકબરે કહ્યું કે "યમુના સ્નાન કરી ધ્યાન ધરતાં તેને તે રત્નમાળા પ્રાપ્ત થઈ હતી. અને તમે ઇશ્વરના પરમ ભક્ત છો, તેથી તમને તે યોગ્ય છે; એમ માની હું તમને તે ભેટ આપું છું. જોઈએ તો તમે પહેરો કે તમારા ઇષ્ટને કંઠે તે પહેરાવો." પછી તેઓ ગયા. આ પ્રસંગથી મીરાંની નિંદા થવા માંડી. રત્નમાળાનું મૂલ્ય અંકાવતાં દશ લાખ રૂપીઆની તે અંકાઈ. કોઇ ઝવેરીએ તે બાદશાહને વેચી

હતી. એ ઉપરથી તે સન્યાસીઓ અકબર અને તાનસેનજ હોવા જોઈએ એમ પ્રગટ થયું.

દંતકથા છે કે દ્વારકાં જતાં પહેલાં વૃંદાવનમાં મીરાંના મઠમાં અન્ય વેશે ચિતોડના રાણા ઉદયસિંહ પધાર્યા તથા મીરાં જોડે વાતચીત કરવા લાગ્યા. અન્ય વેશે છતાં તેની ભાષા પરથી તે ઓળખાઈ ગયા. અને તેની વાત પર ભરોસો રાખી મીરાં ભોળપણે વૃંદાવનથી પાછા ચિતોડ તરફ જવા તૈયાર થયાં એવી લાલચમાં કે રાણો કૃષ્ણ ભક્ત થશે. પરંતુ રાણાનું કપટ જાણવામાં આવવાથી મીરાં અડધેથી પાછી વળી દ્વારકા ગઈ.

---

## પ્રકરણ ૫ મું.

**મીરાંની આત્મનિવેદન ભક્તિ**

આ પ્રમાણે મીરાં સં. ૧૬૨૩–૨૪ (ઇ. સ. ૧૫૬૬)ના અરસામાં દ્વારકામાં આવ્યાં. મીરાંબાઈએ જ્યારે દ્વારિકાધીશનું પ્રથમ દર્શન કર્યું ત્યારે તેણે " હરી કરી હો જન કી ભીર " એથી આરંભાતું પદ ગાયું હતું. (જનની–સ્વજનની ભીડ હરી લીધી.) દ્વારકામાં મીરાંએ આત્મનિવેદન ભક્તિ સિદ્ધ કરી.

મીરાંએ ચિતોડ ત્યાગ કર્યો ત્યાર પછી ચિતોડમાં સજ્જનો અને ભક્તો આવતા બંધ થઈ ગયાં. રાજ્ય કલહો વધી પડ્યા. સુલતાન બહાદુરે ચિતોડ લૂટ્યું. ને રાણા ઉદયસિંહના સમયમાં રાણા ઉપર વિપત્તિ પર વિપત્તિ આવવા માંડી. એ સર્વ જોઇ લોકોને મીરાંબાઇ જેવી ભક્તનો મહિમા ચિત્તારૂઢ થયો અને સર્વેને નિ:સંદિગ્ધ અનુભવ થયો કે જ્યાં ભક્તોના ચરણારવિંદ પધારે છે ત્યાં કંઇ કષ્ટ કે ઉપાધિ પાસે આવી શકતાં નથી. અને તેથી મીરાંને પાછી બોલાવવા ઉદયસિંહે રાજપુરૂષો મોકલ્યા. તેઓ દ્વારકામાં આવ્યા. પણ મીરાંએ તેમનું ન માન્યું ત્યારે મીરાંને બોલાવી લાવવા બ્રાહ્મણોને મોકલ્યા. તેઓએ આવી મીરાંને સમજાવી. પરંતુ મીરાં એકની બે થઇ નહીં. (જો કે રાણા વિક્રમાદિત્ય આગળ એ એકની ચાર રૂપે દર્શન દઈ શકતી.) પણ અંહી તો તે અડગ રહી બ્રાહ્મણોની સમજાવટને સ્વીકારતી નહીં

થયો તે ઉપરથી અનુમાન થાય છે કે મીરાં સં. ૧૫૯૦ થી સં. ૧૫૯૫ સુધીના સમયમાં મેડતાથી નીકળી વૃંદાવન તરફ વિચર્યાં હશે અને ત્યાં આશરે ત્રીશ વર્ષ રહ્યા બાદ શ્રી વિષ્ણુભગવાનના ચાર મુખ્ય ધામોમાં સમીપસ્થ શ્રી દ્વારિકામાં શ્રી રણછોડજીના ચરણારવિંદનો આશ્રય લીધો હશે એમ લાગે છે.

એમ કહેવાય છે કે મીરાંની કીર્તિ સાંભળી મીરાંને મળવા બાદશાહ અકબર તાનસેનને સાથે રાખી ગુપ્ત વેશે વૃંદાવનમાં મીરાં પાસે આવ્યા. ત્યાં બાદશાહે મીરાં સાથે જ્ઞાનવિષયક અને તાનસેન સાથે સંગીતવિષયક ચર્ચા કરી. અકબર ધર્મજ્ઞાનમાં પૃથ્વી પરના પંડીતો દ્વારા પારંગત હતો અને તાનસેન સંગીતમાં એકકો. એઉની જુગલ જોડીએ મીરાંબાઇ સાથે અનેક શુભ વિષયોની ચર્ચા કરી. અને તે સર્વમાં મીરાંના ઉત્તરથી ઉભય પ્રસન્ન થયા. અને મીરાં શ્રીકૃષ્ણ કૃપાનું પાત્ર છે એમ બાદશાહને મન નિશ્ચિત થયું અને કોઈ કહે છે કે અકબર પોતે પોતાને પ્રભુ માનનારો હતો છતાં તે વેળા મીરાંને અકબરે અને તાનસેને શ્રી ગિરિધર રૂપે દીઠી. કહેવાય છે કે મીરાંએ તે વેળા "માઈરી મેં સાંવળીયા જાણ્યો નાથ" એ પદ ગાયું હતું.

અકબરનો જન્મ સં. ૧૫૯૯માં થયો હતો. અને પટ્ટાભિષેક સં. ૧૬૧૨માં થયો હતો. એ લક્ષમાં લેતા ઉપરની વાર્તા ખરી હોય તો મીરાં તત્કાળ પર્યંત જીવતી હતી એમ જણાય છે. અકબર બાદશાહે સન્યાસીનો વેશ ધારણ કરેલો હતો. તેથી એ (અકબર) સન્યાસીએ મીરાંની ચાતુરીથી પ્રસન્ન થઈ તેને એક રત્નમાળા ભેટ આપી. "ભક્તોને એવાં મૂલ્યવાન પદાર્થો ન જોઈએ" એમ મીરાંએ કહી પ્રશ્ન કર્યો કે "સન્યાસી રત્નહાર ક્યાંથી લાવ્યા?" અકબરે કહ્યું કે "યમુના સ્નાન કરી ધ્યાન ધરતાં તેને તે રત્નમાળા પ્રાપ્ત થઈ હતી. અને તમે ઇશ્વરના પરમ ભક્ત છો, તેથી તમને તે યોગ્ય છે; એમ માની હું તમને તે ભેટ આપું છું. જોઈએ તો તમે પહેરો કે તમારા ઇષ્ટને કંઠે તે પહેરાવો." પછી તેઓ ગયા. આ પ્રસંગથી મીરાંની નિંદા થવા માંડી. રત્નમાળાનું મૂલ્ય અંકાવતાં દશ લાખ રૂપીઆની તે અંકાઈ. કોઇ ઝવેરીએ તે બાદશાહને વેચી

હતી. એ ઉપરથી તે સન્યાસીઓ અકબર અને તાનસેનજ હોવા જોઈએ એમ પ્રગટ થયું.

દંતકથા છે કે દ્વારકાં જતાં પહેલાં વૃંદાવનમાં મીરાંના મઠમાં અન્ય વેશે ચિતોડના રાણા ઉદયસિંહ પધાર્યા તથા મીરાં જોડે વાતચીત કરવા લાગ્યા. અન્ય વેશે છતાં તેની ભાષા પરથી તે ઓળખાઈ ગયા. અને તેની વાત પર ભરોસો રાખી મીરાં ભોળપણે વૃંદાવનથી પાછા ચિતોડ તરફ જવા તૈયાર થયાં એવી લાલચમાં કે રાણો કૃષ્ણ ભક્ત થશે. પરંતુ રાણાનું કપટ જાણવામાં આવવાથી મીરાં અડધેથી પાછી વળી દ્વારકા ગઈ.

---

## પ્રકરણ ૫ મું.

**મીરાંની આત્મનિવેદન ભક્તિ**

આ પ્રમાણે મીરાં સં. ૧૬૨૩–૨૪ (ઇ. સ. ૧૫૬૬)ના અરસામાં દ્વારકામાં આવ્યાં. મીરાંબાઈએ જ્યારે દ્વારિકાધીશનું પ્રથમ દર્શન કર્યું ત્યારે તેણે " હરી કરી હો જન કી ભીર " એથી આરંભાતું પદ ગાયું હતું. (જનની–સ્વજનની ભીડ હરી લીધી.) દ્વારકામાં મીરાંએ આત્મનિવેદન ભક્તિ સિદ્ધ કરી.

મીરાંએ ચિતોડ ત્યાગ કર્યો ત્યાર પછી ચિતોડમાં સજ્જનો અને ભક્તો આવતા બંધ થઈ ગયાં. રાજ્ય કલહો વધી પડ્યા. સુલતાન બહાદુરે ચિતોડ લૂટયું. ને રાણા ઉદયસિંહના સમયમાં રાણા ઉપર વિપત્તિ પર વિપત્તિ આવવા માંડી. એ સર્વ જોઇ લોકોને મીરાંબાઇ જેવી ભક્તનો મહિમા ચિત્તારૂઢ થયો અને સર્વેને નિઃસંદિગ્ધ અનુભવ થયો કે જ્યાં ભક્તોના ચરણારવિંદ પધારે છે ત્યાં કંઇ કષ્ટ કે ઉપાધિ પાસે આવી શકતાં નથી. અને તેથી મીરાંને પાછી બોલાવવા ઉદયસિંહે રાજપુરૂષો મોકલ્યા. તેઓ દ્વારકામાં આવ્યા. પણ મીરાંએ તેમનું ન માન્યું ત્યારે મીરાંને બોલાવી લાવવા બ્રાહ્મણોને મોકલ્યા. તેઓએ આવી મીરાંને સમજાવી પરંતુ મીરાં એકની બે થઇ નહીં. (જો કે રાણા વિક્રમાદિત્ય આગળ એ એકની ચાર રૂપે દર્શન દઈ શકતી.) પણ અહીં તો તે અડગ રહી બ્રાહ્મણોની સમજાવટને સ્વીકારતી નહીં

હતી. ત્યારે બ્રાહ્મણોએ અંતિમ ઉપાય બ્રહ્મહડનો લઈ "લાંઘવાં" માંડયું. તેથી મીરાંના મનમાં અતિ દુઃખ થયું. અને અંતે તે દ્વારિકાનાથની રજા લેવા મંદિરમાં ગઈ. (મીરાં ગિરિધરલાલને–રણછોડજીને–દ્વારકાનાથને–પૂછ્યા વિના પાણી પણ પીતી નહીં. એવો પ્રભુ પર તેને અંતરનો ભાવ હતો. એ તેની અડગ શ્રદ્ધા હતી. તે તેને ફળી.) એવુંજ વ્રત આજ પણ આપણી બાળાઓ બહાર દેખાવ માટે ગ્રહણ કરે છે. એથી છોકરાંને છાનું ખાવાની ટેવ ઓછી થાય છે. રામવ્રત લીધું હોય તો "રામ" કહ્યા વિના પાણી પણ પીવાય નહીં. મીરાં દ્વારકાનાથજી જોડે વાત કરવા ભીતર ગયા. ત્યાં મૂર્તિ સન્મુખ **ઊભારહી** પગમાં ઘુઘરા બાંધી હાથમાં કરતાલ લઈ એકાગ્રમને " સાજન સુધ, જો જાને ત્યોં લીજે હો " Dearest let Thy Will be done" એમ આરંભાતું પદ ગાયું. એ પુનઃ પુનઃ ગાતાં ગાતાં Pitt જેમ Platform પર, Christ જેમ Calvaryના Cross પર, તેમ મીરાં શ્રી રણછોડજી (દ્વારકાંધીશ) ચતુર્ભુજ શ્યામમૂર્તિમાં સમાઈ ગઈ. લીન થઈ ગઈ. અદૃશ્ય થઈ ગઈ. પંચત્વ પામી–એકત્વ પામી. સાયુજ્ય–સારૂપ્ય મુક્તિ મેળવી.=કૃષ્ણ કૃષ્ણ મેં કરતીથી, મેહી કૃષ્ણ હો ગઈ." કૌશલ્યા જેમ રામ જન્મ વેળા "રામ" રૂપ બની ગઈ હતી તેમ.

ગુજરાતી સાતમી ચોપડીમાં મીરાં બાઈનો પાઠ છે. તેમાં લખે છે કે "મીરાંનો પિતા વૈષ્ણવ હતો. અને કૃષ્ણની મૂર્તિની બહુ ઠાઠથી પૂજા કરતો." એ વાત ખરી છે. પરંતુ એજ પાઠમાં બીજી હકીકતો ભૂલ ભરેલી છે તે સુધારવાની ખાસ જરૂર છે. જો તે હકીકતો ખરી હોય તો એ પાઠ તદ્દન કાઢી નાંખવો એજ ઠીક છે. કારણ કે નિશાળમાં ભણતાં છોકરાંઓને મીરાંના એ પ્રમાણે જણાવેલા જીવનથી માઠી અસર થવા સંભવ છે. એ પાઠમાં લખે છે કેઃ–"મીરાંને દુનીયાદારી તરફ અભાવ થયો. તેની મરજી ઉપરાંત તેના પિતાએ લોક નિંદાથી ડરીને તેનું લગ્ન કર્યું.........પતિપત્ની વચ્ચે મૂળથીજ અણબનાવ થયો. રાણાએ પાર્વતીની પૂજા કરી. પણ મીરાંએ માથું નમાવવાની ના કહી. સાસુને રીસ ચડી અને પુત્રને શીખામણ દીધી કે એને જુદી રાખો. આથી મીરાંને જુદું રહેવું પડયું..........સ્વામીની મના છતાં તેણે વધારે વધારે સંતોને એકઠા કરવા માંડયા.........મીરાંએ

નણંદને એવો ઉપદેશ કર્યો કે તમારે પણ સાસરે ન જવું.......... કુંભારાણાની ખાત્રી થઈ કે મીરાંબાઇએ મારા કુટુંબને ડાઘ લગાડયાને બદલે તાર્યું છે તેથી તે વેશ બદલીને વૃંદાવન ગયો. આથી મીરાંબાઈ સ્વામી સાથે ચિતોડ ગયાં. તે છ માસ ચિતોડમાં રહેતાં ને છ માસ યાત્રાએ જતાં." વગેરે હકીકત અનૈતિહાસિક અને તમામ ભૂલભરેલી જણાય છે. મીરાંબાઇએ પતિનું ઘર માંડયું નહી એ ભાવ અને ભાવના તેમજ તેણે નણંદને સાસરે નહીં જવાનો ઉપદેશ કર્યો એ ભાવના શાળામાં ભણતાં છોકરાંઓને શા ઉપયોગમાં આવે? કુંભોરાણો મીરાંના સસરાનો દાદો છતાં મીરાંનો પતિ શી રીતે થઈ શકે? વગેરે ભૂલો સત્વર સુધારવી ઇષ્ટ છે એ જો કાયમ રહે તો બાલવાડીમાં ખારા સમુદ્રજળના સિંચન રૂપજ ગણાય.

---

## પ્રકરણ ૬ઠું.

**પ્રભુનો પ્રસંગ અને ભક્તિનો પ્રભાવ.**

"ગુણીગણ ગણના રંભે, પતતિ કઠિની સુસંભ્રમાત્ યસ્ય" વગેરે જોતાં મીરાંનું નામ દેતાં વારને ભક્તિમયીનો ભાવ એકદમ નજર આગળ ખડો થઈ જાય છે. એનું કારણ એ છે કે ગુણીજનના નામની ગણત્રીમાં એકદમ જો તે નામ તરફ દૃષ્ટિ કે આંગળી જાય નહીં, તો પછી તે પુરૂષ કે સ્ત્રીએ જન્મ શો સાર્થક કર્યો? પરંતુ મીરાંએ તો ગિરિધર પ્રભુપ્રત્યે "પ્રેમ" સીવાય બીજી માગણી કરી જ નથી. "She did not ask that "Men, with flattering finger, should point her out within the crowded mart; But only that the thought of her may linger, in some glad heart."

મીરાં તો એજ ઇચ્છતી હતી કે સાધુસંત એને સંભારે, અને પોતે જીવનયાત્રા ગાળે પ્રભુને પ્યારે.

"I would not rise upon the men below me,

By pulling at the robes of men above,
I would that friends, a few dear friends,
may know me,
And knowing love."

મીરાંને રાણાજીની મીરાંતની દરકાર ન હતી. તેને તો પ્રભુના દરબારની તીવ્રેચ્છા હતી હીરા મોતી માણેકમય મહેલને તે શું કરે ?

"I do not pray for palaces of splendour,
Or far amid the world's delights to roam,
I pray that I may know the meaning tender
Of home, Sweet home."

મૂળ સ્વરૂપે મીરાંને તો પોતાના અલૌકિક સનાતન પતિ ગિરિધરલાલનું ઘર વ્હાલું, વ્હાલાસહ પરમ વિલાસગૃહ વૃંદાવન જેવું વિશાલ પ્રભુનું પરમધામ, પ્રાપ્ત કરવું હતું. તે તેણે પ્રેમલક્ષણા ભક્તિથી પ્રાપ્ત કર્યું એજ તેની બલિહારી. " મીરાં કહે પ્રભુગિરિધરનાગર સુંદર મુખ પર વારી." એજ એનું ધ્યેય અને મહામન્ત્ર–સૂક્ષ્મ સૂત્ર. જેમ વેલી વૃક્ષને વળગી રહે તેમ મીરાંએ પૂર્ણ શ્રદ્ધા રાખી"મેરે તો ગિરિધર ગોપાળ,દુસરો ન કોઈ"એમ જાહેર કર્યું. As the branch dwells in the vine, she did in the Lord, abide. She made a glad surrender by her faith in Him complete.

"પ્રેમકા વાયદા કરકે સનમ તેને પ્રેમ લગાના છોડ દીયા" ગોપીઓને છોડી ગિરધરજી જાણે કુબ્જાના મોહમાં લપટાઇ ગયા, અને ઓધવજી સાથે વિરહ સંદેશ કહાવ્યા છતાં "કઠણ થયા માધવ મથુરા જઇ, કાગળ ન લખ્યો કટકોરે" વગેરે મીરાંના ઉદ્દગારો એની ગિરિધર સાથેની તન્મયતા દર્શાવે છે. પ્રભુએ મીરાંપરનો પ્રેમ જાણે વિસારી મુકયો હોય અને તે એને પાછો મેળવવાનો હોય તેમ મીરાંએ પોતે ધન દોલત સર્વ છોડી દીધું પણ She did not lose touch with God. પ્રભુ સન્મુખરહી પ્રભુનો સંસર્ગ વધારતી ચાલી. વૃંદાવન ગઈ. દ્વારકા ગઈ અને રણછોડજી સન્મુખ મુક્તિને પામી. For touch with God means all things good. જે પ્રભુ

સન્મુખ હોય તેને શું કમી છે? In touch with God means all things pure. મીરાંનું પવિત્ર જીવન એવું હતું. She was purity all compact. જો કે કથન એ એક વાત છે અને વર્તન એ અન્ય વાત છે. પણ કથનને અનુસાર વર્તન કરવું એ મીરાંને આવડયું અને તેણે કરી દેખાડયું. સૃષ્ટિ દૃષ્ટિમાં, સમાજ સમષ્ટિમાં અને શ્રી ગિરિધરલાલજીની અમી વૃતિ મય કીકીમાં, મીરા ઝબકી ઉઠી. કંઈક ભક્તોએ ભક્તિ કરી છે. પણ મીરાંની ભક્તિ ન્યારી છે. તેની તો બલિહારી છે. કેમકે મૂળથીજ એ ગિરિધરની પ્યારી છે. એની ભક્તિ most marvellous, most mighty અને most blessed હતી. ભક્તિનો રંગ જેને લાગે તે અલૌકિક રસ ચાખે. જ્યાં લગી ભક્તિ રહસ્ય જાણ્યું નથી ત્યાં લગી તેનું મહત્વ સમજાતું નથી. મુસલમાનની મોટે અવાજે બંદગી, મોટેથી હોય તોજ અલ્લા મીયાં સાંભળે એમ નથી. પણ એથી નીમાજ પઢનારના દીલને કેટલો સંતોષ અને લાભ મળે છે. તે એ પ્રમાણે જે, જીસસના ચેલા પીટરની પેઠે છાપરે ચડી, પ્રાર્થના કરી જોય તેનેજ જણાય. વળી વિખુટું પડેલું વિયોગી બાળક પોતાના દૂર જણાતા પિતાને માટે જો કે તે પોતાની પાસે હોય છતાં બાળપણાના અજ્ઞાનથી તેને અતિ દૂર જાણી—રડતા કકલતા વિલાપ કરતા બાળકને તેના પોકારવાથી, કેટલું આશ્વાસન મળે છે. વળી આશક પોતાની માશુક માટે તલવલાટ કરે, પોકાર કરે, તે સમયની લાગણીની કલ્પના કરવી કઠીન છે. બુદ્ધિસ્ટ પાદરીનું પ્રાર્થના ચક્ર તેમજ માળાનામણકા ફેરવવાની રીતિ એ પણ ઉપલા પોકાર પેઠે જુદી જુદી તરેહના ભક્તિના પ્રકાર છે. પરંતુ ફોનોગ્રાફમાં ગવાતા ભજનોથી ફોનોગ્રાફની પોતાની ભક્તિ સિદ્ધ થતી નથી. કેમકે ત્યાં ફોનોગ્રાફને પોતાને તે ભાવ નથી. તે તો અચરે અચરે રામ છે. કૃત્રિમ છે. તેજ પ્રમાણે શ્રદ્ધા અને ભાવ વિનાની ભક્તિનું પણ સમજી લેવું. Lip service (પ્રાર્થના) is meaningless without heart affection. ખરાદીલની ભક્તિ વિના માત્ર નાચ્યા કુદયાથી પ્રભુવશ થાય નહી. કહ્યું છે કે "ભક્તિ વિના વશ નાંહી, વીણાથી કે મૃદંગ નાદે તે,

કન્યાદાન ફળે નહીં, કન્યા બદલે "મૃદંગના" દેતે."

મૃદંગ એટલે ઢોલકું, ટબલા. અને "મૃદંગના" એટલે માટીની ઢીંગલી. ઢીંગલા ઢીંગલીના લગ્ન એ ખરાં લગ્ન નહીં. બાળલગ્ન ઢીંગલા ઢીંગલીના લગ્ન જેવાં ગણાય છે. "મારા ઢીંગલા સંગાથે તારી ઢીંગલી રમે" ગમે તેમ હો, પરંતુ માટીની ઢીંગલી આપે કંઇ કન્યાદાન ફળે નહીં. તેમજ ખરી ભક્તિ વિના મુક્તિ મળે નહીં. ફળફળાદિના ચિત્ર જોઈએ તેથી કદાપિ તે લેવા લલચાઇએ પણ તે મોંમાં મૂકેથી કંઇ ભૂખ ભાંગે નહીં. કે સ્વાદ ચખાય નહીં. તેમ શ્રદ્ધા વિનાની ભક્તિ નિષ્ફળ નીવડે છે.

તીવ્ર ઇચ્છા જોઇ ભક્તને માટે ભગવાન દોડી આવે છે.
The infant crying in the night,
The infant crying for the light,
And with no language but a cry.

કોઇ પણ ભાષામાં કરેલી પ્રાર્થના ભજન કે ભક્તિ, ભાવ સહિત કરવામાં આવે તો તે પ્રભુને ગ્રાહ્ય છે. કેમકે ભગવાન તો ભાવના ભૂખ્યા છે. અખો કહે છે કે "ભાષાને શું વળગે ભૂર, રણમાં જે જીતે તે શૂર." મેડતાણીજી મીરાં, રાણાજીની મારાંત છોડી શ્રી ગિરધારીજીમાં નિરાંતે રહી એજ તેની દૃઢતા અને તેનું પવિત્ર રજપુતાણી તરીકેનું શૂરત્વ દાખવે છે. ભક્તિનો સતત પ્રયાસ અને પ્રયોગ એક એવું બળ સમર્પણ કરે છે કે જેથી સાચો ભક્ત પ્રભુને તેમજ મનુષ્યને ઇચ્છા મુજબ વશ કરી શકે છે. વ્યવહારમાં વિવેકથી વર્તન કરી નિર્વિઘ્ને સંસારયાત્રા સફળ કરી લે છે. એ બળ કેવી રીતે પ્રાપ્ત થાયછે, એ જોવા ઊંડા ઉતરવાનું કામ આપણું નથી. પરંતુ એવું બળ પ્રાપ્ત થાય છે એટલું જ જાણવાની જરૂર છે. વૈદ દરદીને ઔષધ આપી રોગ મટાડે, એટલું જ જાણી વૈદ ઉપર શ્રદ્ધા રાખવી ઇષ્ટ છે. તેની દવાથી કેવી રીતે રોગ મટ્યો તેના કારણો સમજ ન પડે તો ચિંતા નહીં. તેમ છતાં વૈદ ઉપર વિશ્વાસ રાખી તેના કહેવા મુજબ અનુપાનાદિનું પાલન આવશ્યક છે. તેમ ન બને તો અમૂલ્ય ઔષધ છતાં રોગ મટે નહીં, અને સંશયાત્મા દરદી મરણને શરણ થઇ જાય. ભક્તિ તો પ્રભુ પ્રત્યે તાર પહોંચાડવાની શક્તિ છે. તેમાં ટેલીગ્રામ ઓફીસના કુદરતના નિયમો સમજાય

કે નહીં સમજાય તેની પરવા નથી. પરંતુ તાર પહોંચે છે. તેનો પ્રત્યુત્તર આવે છે. આપણું ધાર્યું કામ થાય છે. એથીજ સંતોષ પામવો.

મનુષ્યની આસપાસ અદ્દભૂતતા અને અલૌકિકતા પ્રસરે છે. અજ્ઞાનનું આવરણ પણ આછું કે ઓછું નથી. Sir Isaac Newton, when dying, said that the great Ocean of Truth lay unexplored before him. અખા એ અંધારો કુવો, ઝગડો ભાંગી કોઈ નહીં મુઓ. જીવની મુક્તિ શીવમય થાય, પણ તેમાં ક્રિયા કેવા પ્રકારે થાય છે, ભેદ મટી અભેદ કયા નિયમે થાય છે, એ જો નહીં સમજાય તો તે જાણવાની જરૂર પણ ક્યાં છે? જીવનું ગાડું રગસીયું થઈ ધીરે ધીરે ચાલે કે ટ્રેઈન માફક ત્વરાથી ચાલે, તેમાં પૈંડાની દોડાદોડની ગણતરી કરવાની શું જીરૂર? જે સ્થળે પહોંચવું છે તે સ્થળે પહોંચાય એટલે બસ. ભક્તિ ભાવથી ભગવાન મળે એટલોજ હેતુ છે. રોટલા સાથે કામ છે. ટપટપાટ કેમ ન થયો કે ન સંભળાયો, એવું વહુ પ્રતિ સાસુનું ઉપાલંભ વાક્ય નિરર્થક છે. ચાહમાં ખાંડ નાંખી એટલે ગળી ચાહ સ્વાદિષ્ટ લાગી. ત્યારબાદ એ ચાહનો ઘુંટડો હાથમાં લઈ ચોળીને ચીકણું કરી સદરહુ ચાહમાં ખાંડના રજકણો ચાહના પ્રવાહીમાં કયે કયે ખુણે કેવે પ્રકારે ગોઠવાઈ મિશ્ર થયા. એ શોધી કાઢયાનું અતિ ડહાપણ તથા પરિશ્રમ મિથ્યા છે. તાત્પર્ય એ છે કે ભક્તિ ભાવની અલૌકિકતા એકદમ સમજાતી નથી. છતાં તેનું ફળ સ્પષ્ટ છે. ભક્તિથી જીવનમાં મીઠાશ, મૃદુતા, શોભા અને અજબ શક્તિ પ્રાપ્ત થઈ, આત્મબળ વધી, ધ્રુવની પેઠે, પ્રહલાદ પેઠે, મીરાં પેઠે, અડગ સત્યાગ્રહમાં દૃઢ નિશ્ચય ઉમેરાય છે. અને ધીરભક્ત ન્યાયને માર્ગેથી જરા પણ હઠતો નથી.

निन्दन्तु नीति निपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समा विशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरण मस्तु युगान्तरे वा ।
न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

મીરાંના સમયમાં એક કલાકમાં સાઠ (૬૦) માઇલ આગગાડી ચાલે એ વાત કોણ માન્ય કરતે? એ તો કુદરતના કાયદાનો ભંગ ગણાત. પરંતુ આજે

મૃદંગ એટલે ઢોલકું, ટબલા. અને "મૃદંગના" એટલે માટીની ઢીંગલી. ઢીંગલા ઢીંગલીના લગ્ન એ ખરાં લગ્ન નહીં. બાળલગ્ન ઢીંગલા ઢીંગલીના લગ્ન જેવાં ગણાય છે. "મારા ઢીંગલા સંગાથે તારી ઢીંગલી રમે" ગમે તેમ હો, પરંતુ માટીની ઢીંગલી આપે કંઇ કન્યાદાન ફળે નહીં. તેમજ ખરી ભક્તિ વિના મુક્તિ મળે નહીં. ફળફળાદિના ચિત્ર જોઈએ તેથી કદાપિ તે લેવા લલચાઇએ પણ તે મોંમાં મૂકેથી કંઇ ભૂખ ભાંગે નહીં. કે સ્વાદ ચખાય નહીં. તેમ શ્રદ્ધા વિનાની ભક્તિ નિષ્ફળ નીવડે છે.

તીવ્ર ઇચ્છા જોઇ ભક્તને માટે ભગવાન દોડી આવે છે.
The infant crying in the night,
The infant crying for the light,
And with no language but a cry.

કોઇ પણ ભાષામાં કરેલી પ્રાર્થના ભજન કે ભક્તિ, ભાવ સહિત કરવામાં આવે તો તે પ્રભુને ગ્રાહ્ય છે. કેમકે ભગવાન તો ભાવના ભૂખ્યા છે. અખો કહે છે કે "ભાષાને શું વળગે ભૂર, રણમાં જે જીતે તે શૂર." મેડતાણીજી મીરાં, રાણાજીની મારાંત છોડી શ્રી ગિરધારીજીમાં નિરાંતે રહી એજ તેની દૃઢતા અને તેનું પવિત્ર રજપુતાણી તરીકેનું શૂરત્વ દાખવે છે. ભક્તિનો સતત પ્રયાસ અને પ્રયોગ એક એવું બળ સમર્પણ કરે છે કે જેથી સાચો ભક્ત પ્રભુને તેમજ મનુષ્યને ઇચ્છા મુજબ વશ કરી શકે છે. વ્યવહારમાં વિવેકથી વર્તન કરી નિર્વિઘ્ને સંસારયાત્રા સફળ કરી લે છે. એ બળ કેવી રીતે પ્રાપ્ત થાયછે, એ જોવા ઊંડા ઉતરવાનું કામ આપણું નથી. પરંતુ એવું બળ પ્રાપ્ત થાય છે એટલું જ જાણવાની જરૂર છે. વૈદ દરદીને ઔષધ આપી રોગ મટાડે, એટલું જ જાણી વૈદ ઉપર શ્રદ્ધા રાખવી ઇષ્ટ છે. તેની દવાથી કેવી રીતે રોગ મટ્યો તેના કારણો સમજ ન પડે તો ચિંતા નહીં. તેમ છતાં વૈદ ઉપર વિશ્વાસ રાખી તેના કહેવા મુજબ અનુપાનાદિનું પાલન આવશ્યક છે. તેમ ન બને તો અમૂલ્ય ઔષધ છતાં રોગ મટે નહીં, અને સંશયાત્મા દરદી મરણને શરણ થઇ જાય. ભક્તિ તો પ્રભુ પ્રત્યે તાર પહોંચાડવાની શક્તિ છે. તેમાં ટેલીગ્રામ ઓફીસના કુદરતના નિયમો સમજાય

કે નહીં સમજાય તેની પરવા નથી. પરંતુ તાર પહોંચે છે. તેનો પ્રત્યુત્તર આવે છે. આપણું ધાર્યું કામ થાય છે. એથીજ સંતોષ પામવો.

મનુષ્યની આસપાસ અદ્દભૂતતા અને અલૌકિકતા પ્રસરે છે. અજ્ઞાનનું આવરણ પણ આછું કે ઓછું નથી. Sir Isaac Newton, when dying, said that the great Ocean of Truth lay unexplored before him. અખા એ અંધારો કુવો, ઝગડો ભાંગી કોઈ નહીં મુઓ. જીવની મુક્તિ શીવમય થાય, પણ તેમાં ક્રિયા કેવા પ્રકારે થાય છે, ભેદ મટી અભેદ કયા નિયમે થાય છે, એ જો નહીં સમજાય તો તે જાણવાની જરૂર પણ ક્યાં છે? જીવનું ગાડું રગસીયું થઈ ધીરે ધીરે ચાલે કે ટ્રેઈન માફક ત્વરાથી ચાલે, તેમાં પૈંડાની દોડાદોડની ગણતરી કરવાની શું જીરૂર? જે સ્થળે પહોંચવું છે તે સ્થળે પહોંચાય એટલે બસ. ભક્તિ ભાવથી ભગવાન મળે એટલોજ હેતુ છે. રોટલા સાથે કામ છે. ટપટપાટ કેમ ન થયો કે ન સંભળાયો, એવું વહુ પ્રતિ સાસુનું ઉપાલંભ વાક્ય નિરર્થક છે. ચાહમાં ખાંડ નાંખી એટલે ગળી ચાહ સ્વાદિષ્ટ લાગી. ત્યારબાદ એ ચાહનો ઘુંટડો હાથમાં લઈ ચોળીને ચીકણું કરી સદરહુ ચાહમાં ખાંડના રજકણો ચાહના પ્રવાહીમાં કયે કયે ખુણે કેવે પ્રકારે ગોઠવાઈ મિશ્ર થયા. એ શોધી કાઢયાનું અતિ ડહાપણ તથા પરિશ્રમ મિથ્યા છે. તાત્પર્ય એ છે કે ભક્તિ ભાવની અલૌકિકતા એકદમ સમજાતી નથી. છતાં તેનું ફળ સ્પષ્ટ છે. ભક્તિથી જીવનમાં મીઠાશ, મૃદુતા, શોભા અને અજબ શક્તિ પ્રાપ્ત થઈ, આત્મબળ વધી, ધ્રુવની પેઠે, પ્રહલાદ પેઠે, મીરાં પેઠે, અડગ સત્યાગ્રહમાં દૃઢ નિશ્ચય ઉમેરાય છે. અને ધીરભક્ત ન્યાયને માર્ગેથી જરા પણ હઠતો નથી.

निन्दन्तु नीति निपुणा यदि वा स्तुवन्तु।
लक्ष्मीः समा विशतु गच्छतु वा यथेष्टम्॥
अद्यैव वा मरण मस्तु युगान्तरे वा।
न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः॥

મીરાંના સમયમાં એક કલાકમાં સાઠ (૬૦) માઇલ આગગાડી ચાલે એ વાત કોણ માન્ય કરતે? એ તો કુદરતના કાયદાનો ભંગ ગણાત. પરંતુ આજે

આગગાડી ૬૦ માઇલના વેગે અથવા તેનાથી વધુ વેગે દોડતી દૃષ્ટિ ગોચર થાય છે. પચાસ માઇલ દૂરના મિત્રો સાથે વાત કરવી હોય તો તે ટેલીફોન મારફત કરી શકાય એ પણ સંભવિત સત્ય જણાયું છે. અને હવે લાખો માઇલ દૂરના સખસો જોડે વાત ચિત ટેલીફોન અને વાયરલેસથી થઇ શકે છે. તેના નિયમ નહીં સમજાતા હોય તેથી કંઇ તે કૃતિ અસંભવિત માનવા કારણ નથી. અને તેથીં કુદરતનો કોઈ નીયમ ન સમજાય તો તે નિરૂપયોગી છે એમ માનવું નહીં. ભક્તિથી અલૌકિક શક્તિ આવે છે એ પણ નિઃસંદેહ છે. સતત અભ્યાસ અને પ્રભુ કૃપા સઘળું પાર પાડે છે. "The receiver must be in tune with the transmitter; obey the law of the power, and the power obeys you. ભક્તિ is simply a means of getting into communication (and intimacy) with power, as is the telegrapher's key or the electrician's button, or the engineer's liver. The power is in the steam and the electricity. Man simply supplies the means, furnishes the channel, makes connection. The reason, science has produced so many wonderful feats, is that man has discovered, cooperated with, and utilized the governing laws. એમાં અદ્‌ભુતતા છે જ નહીં. કર્તુમકર્તુમન્યથા કર્તુ શક્તિમાનીશ્વરઃ ।

ભક્તિ અને ધર્મની વાતો—દંત કથાઓ પણ એવીજ અદૃશ્ય—અસંભવિત જણાતી પરંતુ સચોટ છે. એનો પાયો અડગ શ્રદ્ધા ઉપર અવલંબી રહ્યો છે. Mahatma Gandhi, in the Indian National Herald of the 28th November 1928, says "I claim in all humility to be a man of faith. I claim to be a man of Prayer. Mussalman saints say: God is, and he alone." Christianity says the same thing, and if I may speak of the Budhist, I say in all humility,

that even he says the same thing. We have all a different meaning. We, little crawling creatures, how can we possibly measure His greatness, His grace, His boundless Love, His compassion ? Inscrutable are the ways of the Almighty."

જો કે પ્રભુના માર્ગ અગમ્ય અગોચર છે. છતાં પ્રભુની કૃપા જેને પ્રાપ્ત થાય છે તેનો બેડો પાર ઉતરે છે. દેવકીજીના ગર્ભમાંથી શ્રી કૃષ્ણ આ પૃથ્વીપર પ્રગટ થયા ત્યારે "ભાંગી ભુંગળ ને ઉઘડયાં બારણાં રે લોલ. પૂરણ પરશોતમ પ્રેમ શું પધારીયા જો." એ રીતે વસુદેવ અને દેવકીના દીવ્યચક્ષુ ખુલી ગયા. હૃદય કપાટ, દેહગેહના દ્વાર ખુલ્લાં થયાં. અને પૂર્ણ પુરૂષોતમની પ્રાપ્તિ થઈ. એ અલૌકિક બળ આ દંપતીને પુત્ર ભાવે પ્રભુની ભકિત કરવાથી પ્રાપ્ત થયું. તેવીજ રીતે મીરાંને પતિભાવે ભકિત ફળી. અલૌકિક શકિત, અને અખંડ અમૃતત્વ પ્રાપ્ત થયું. Daniel curbed the lions, Elijah brought nature's laws into subjection. આ પરથી જણાશે કે "ભકિત" એ દૈવી "કળા" છે. જેવી રીતે સંગીત કે ચિત્રકળા દૃસ્ય કળા છે, તેમ ભકિત એ અદૃસ્યને દૃસ્ય મારફત મેળવવાની અદૃસ્ય કળા છે શ્રી કૃષ્ણની મોરલીને સાંભળી તેની મીઠાશ ગ્રહણ કરવા માટે પ્રભુસંનિધિમાં તેનો સંસર્ગ કેમ રાખવો, તેની સાથે વાત, વિનય વિવેકનું વર્તન કયે પ્રકારે રાખવું, અને તેને કેમ પ્રાપ્ત કરી લેવા એ કળા પ્રેમ લક્ષણા ભકિતમાં સમાયલી છે.

જમના મહારાણીજીનું તટ અતિ રળીઆમણું છે. વૃંદાવનની ગોપીઓને અને મીરાં વગેરે ભકત તથા સંત સાધુને રમણ કરવાનું અતિ રમણીય વૃંદાવનનું સ્થળ, વન ઉપવનને ઉદ્યાન કુંજો સહ મીરાંને પ્રભૂ પ્રાપ્તિનું સાધન થઈ પડયું. The material universe is only a platform and an agency for the spiritual. પરંતુ આ જગત્ સંસારમાં ગુલતાન થઇ રહેલ સ્ત્રી પુરૂષોનું આત્મબળ સબળ નહીં હોવાથી તેમની જપતપ નોકા અધબીચ ટૂટ પડે છે. માટે What we need do is to sail our frail barks in the channel that leads to the

Ocean of God's Love and to the harbour of eternal rest. એનું નામ ભૂતળ ભક્તિ પદારથ મોટું, અને એજ ભક્તિમાર્ગની સુશોભિત શીતળવાહિની સરિતા. પરંતુ એ માર્ગે એ સરિતામાં મુસાફરી કરતો ગોથાં ખાતો પ્રાણી વિષયોના વમળમાં લપટાઇ, આ ભવ-સાગર જેવાં વિકટ સમુદ્રમાંથી નીકળતી સુરતથી મુંબઇ જતાં વચમાં આવતી માહીમની ખાડી જેવી અનેક ખાડીમાં ભટકી ભટકી બુમ પાડે છે કે:—

ઘરને સંભાળી રાખતાં વાડી જતી રહી.
લટકાળીને લોભાવતાં લાડી જતી રહી.
સીધી સડક જાતો હતો, ત્યાં થાંભલો નડયો,
મોટર અમારા પ્રેમની આડી જતી રહી.
જાવું હતું દાદર ઉપર, પણ ભાન ના રહ્યું.
એ મોહમાં માહીમની ખાડી જતી રહી.

આ પ્રકારે મોહમય લક્ષચોર્યાસીના ભટકણમાંથી ભક્તિભાવથી મોક્ષનો દરવાજો–દ્વારકાં–અનેકવેળા દર્શન દેછે. પરંતુ તે સ્થળે જીવને લલચાવનાર પંચવિષયોની ચેળ એવી તો સજડ–તીવ્ર આવે છે, કે તે દબાવી દેવાનું આત્મબળ–સામર્થ્ય નહીં હોવાથી નિર્બળ મનુષ્યની ભક્તિ સફળ નીવડતી નથી. ખરૂં સામર્થ્ય મેળવવા માટે ભક્તિભાવ સતત્ ચાલુ રાખવો કે જેથી વિષયવાસના લૂલી થાય અને દીવ્યદૃષ્ટિ સતેજ થતી જાય. એક વકીલ અને તેની સ્ત્રી વિષે દૃષ્ટાંત છે. ધર્મની બાબતમાં તે વકીલ ઉંડો ઉતર્યો હતો. પરંતુ તેની સ્ત્રી જરા છણકાખોર હતી તેથી તેને પ્રભુપર ખરી શ્રદ્ધા નહતી. જો કે પુરૂષ કરતાં સ્ત્રીમાં ધર્મભાવના વહેલી પ્રગટ થાય છે પણ આ વકીલદંપતીમાં તેનાથી ઉંધુ જણાતું હતું. એવામાં વકીલશ્રી એકાએક મરણપથારીએ પડયા તે વેળા તેની સ્ત્રી આકાશ પાતાળ એક કરી ડુસકે ડુસકે રડવા લાગી. લટીયાં પીંખી વિલાપ કરવા લાગી. કાલી ઘેલી થઈ પ્રભુપ્રતિ પ્રાર્થના કરવા લાગી. મીરાંબાઇએ ભોજરાજાના મરણ સમયે જાલીમ જમડાને પાછા કાઢવાને ક્યાં ઓછો પ્રયાસ કર્યો હતો? In dire distress, God was needed." "કહેવત છે કે સુખે સોની ને દુઃખે રામ." એવું કામ છે. ચમત્કાર વગર નમસ્કાર ક્યાં છે?

શ્રી જમના મહારાણીજીને એમજ શ્રી કૃષ્ણને નમતું આપવું પડેલું. વસુ દેવ જ્યારે શ્રી કૃષ્ણના જન્મ વેળા મથુરાથી રતેવાઈ ગોકુળ જતાં હતાં ત્યારે શ્રી કૃષ્ણના ચરણ સ્પર્શથી જમનાજીના બે ભાગ થયા. જમનાજીને બે તરફ ખસી જઈ આવકાર આપવાની જરૂર પડી. જમના મહા રાણીના સેંતાની શોભા શ્રી કૃષ્ણ ચરણથી, હળધરવીરના હળથી–સુદર્શનથી, ભક્તિ-ક્ષેત્ર ખેડાતું હોય તેમ સફ્લિત થઈ એમાં કંઈ આશ્ચર્ય નથી. કેમકે શ્રી જમના મહારાણીજીના પતિ જે સમુદ્ર તેને રામાવતારમાં શ્રી રામચંદ્રે સેતુબંધ કરી–પુલ વડે બાંધી લીધેલો તે સમયનો ભય જમનાજીના પેટમાં ભરાઈ રહેલો. જેણે સમર્થ સમુદ્ર પતિને વશ કરેલો તે સમુદ્રના એક પત્ની જમનાજીને વશ કર્યા વિના રહેશે નહીં જાણી કૃષ્ણાવતારમાં તરતજ નમતું આપી બે ભાગમાં ખસી જઈ માર્ગ આપ્યો. વસુદેવને વરસતે વરસાદે અવતરણ આપ્યું. એમાં કાંઈ આશ્ચર્ય નથી. પ્રભુ ધારે તે કરે. એવો પ્રભુનો મહિમા છે. When the children of Israel stood before the Red Sea, Moses prayed to God, and the waters were divided. (Ex: 14: 15–21). મુસાને અને ઇસાને જો "આપો દેવી"–સરિતાના જળ માન આપે છે તો તે સાક્ષાત્ વાસુદેવને માર્ગ આપવા ઇનિકાર કરી તેની અવગણના કેમ કરે ?

ભક્ત સુધન્વાને ઉકળતા તેલના કઢામાં નાંખતાં છતાં તેની ભક્તિ જોઈ પ્રભુએ તેને બચાવી લીધો. અને "ખાડો ખોદે તેજ તેમાં પડે" એ ન્યાયથી તેના વેરીઓને હાની કરી એમાં પણ આશ્ચર્ય માનવા કારણ નથી. When the three Hebrew children were thrown into a fiery furnace by Nebuchadnezzar's (નવશેદ નઝર) orders, the fire consumed the would be executioners, but did not so much as touch the garments of those committed to the flames, because they prayed to God. (Dan: 3: 19–27).

આ પ્રમાણે જોતાં શ્રી ગિરધર લાલજીની લાડીલી મીરાંને રાણાજીએ મોકલેલું ઝેર અમૃત થઈ જાય, સર્પ વિનિમય પામી શાલી ગ્રામ કે પુષ્પનો

હાર થઈ જાય, ભુતિઆ વાસ ભવ્ય ભક્ત ભવન બની રહે, એમ પંચમહા-ભૂતના બનેલા પવિત્ર પૂતળાં—કાળા માથાના માનવીની માન્યતામાં શું અશક્ય છે? જીઝસ કબરમાંથી ચોકી પહેરા છતાં સજીવન નીકળ્યો, મોયલા લેઝેરસને તેણે પોતાની હયાતીમાં જીવતો કર્યો. પીટર જેલમાંથી ચોક્સ બંધ દરવાજા છતાં છૂટી આવી શકયો. આ તમામ વાત શું પોકળ ગપ્પાં છે કે? એ તો પુરાવા સાથેની વાતો છે. તો પછી જે ગિરિધારીજીએ પ્રજા માટે ગિરિરાજ ટચલી આંગળી પર તોળેલો તે વ્હાલી મીરાંને માટે તેની ભક્તિ જોઈ આટલું ન કરી શકે?

રાવણે વરૂણાદિ દરેક દેવને વશ કર્યા હતા. વરૂણ પાણી ભરી જતો, પવન વાસીદું વાળી જતો, એ વાતમાં પણ શી અતિશયોક્તિ કે આશ્ચર્ય છે? રાવણ સમર્થ વિદ્વાન સુભટ શીવજીનો સુભક્ત માત્ર એક અક્ષમ્ય દોષ "સીતા હરણ"થી હડધૂત થયલો એવો દશ માથાનો, રાક્ષસી દૈવી અલૌકિક વ્યક્તિ હતો. મહાદેવનો ભક્ત તેથી ભક્તિ વડે દેવલોક તેને વશ હોય એમાં આશ્ચર્ય નથી. આજે પણ રાજાની માનીતી સો ગામ ઉજાડ કરી વાયરલેસ પેગામ "દેહગામ" સુધી મોકલે, તો શ્રી ગિરિધારિજીની, મીરાં કે ભોળા ભોળા શંભુનો કપટી ભક્ત રાવણ ધારે તે કરે અને તેને પ્રભુ હર બહાને બચાવી લેય એમાં કંઈ આશ્ચર્ય નથી. Air, fire, earth and water, all moved by man's appeal to God, even the Sun stood still and the Moon stayed. (Joshuah 10: 12–13). તપોબળથી ગજરામારૂએ સૂર્યને સ્તંભાવ્યો હતો તેથી પ્રભાત થતાં વાર લાગી હતી. એ કલ્પના ગણાય છે. પરંતુ તે તે કલ્પના નો પાયો આવાં અણ જાણીતા કારણો ઉપર અવલંબીને રહેલો છે. કલ્પના કલ્પ સુધી નહીં સમજાયલી કલ્પના પણ સત્ય હોઈ શકે છે.

ચતુર્વિધ મુક્તિ માટે, પ્રભુની આવશ્યકતા, પ્રભુના અસ્તિત્વમાં માન્યતા, અને પ્રભુપર અવલંબન, એ ત્રણ જરૂરી બાબતો છે. પ્રભુ અદ્રશ્ય છે, છતાં પ્રાપ્ત થઈ શકે. અપ્રાપ્ય મનસા સહ–પણ ભક્તને તે અનેક રૂપે પ્રાપ્ત થાય છે. તેનો સ્પર્શ થઈ શકતો નથી. પણ સાક્ષાત્કાર થાય છે. મીરાંને વૃંદાવનમાં સાક્ષાત્કાર થયો અને તેણે ગાયું કે:—"આજ હમ દેખ્યો

ગિરિધારી" અને "તબતે મોહોં નંદનંદન દૃષ્ટિ પડયો માઈ." આ પ્રમાણે પ્રભુ દૂર દૃષ્ટિને દૂર છે અને સમીપ દૃષ્ટિને સમીપ છે. જીવને ઉંચામાં ઉંચુ, ઉમદામાં ઉમદું, અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જે કાંઈ પ્રાપ્ત થઈ શકે તે પ્રભુ સીવાય અન્ય શું હોઈ શકે ? પ્રભુ સર્વત્ર છે તેથી હરેક પ્રકારે પ્રભુની સમીપતામાં રહેવાનું જ્ઞાન સદા કાયમ રહેવું જોઈએ. Still, all my songs shall be, "Nearer my God to Thee, Nearer to Thee."

નાસ્તિક, પ્રભુને જાણી શકતો નથી. કેમકે તેની માનસિક અને અધ્યાત્મિક ગ્રહણ શક્તિને આંતરિક ગ્રહણ લાગેલું (internal eclipse) છે. આવરણ વિક્ષેપથી સમીપ છતાં પ્રભુ તેની આંખે જણાતો નથી. પ્રભુ મેળવવા હોય તો પ્રભુનો વિચાર કરો. પ્રભુને શ્રદ્ધાથી માનો, પ્રભુની નિષ્કપટ ભક્તિ કરો. અને પ્રભુ સાથે એકાંત સંસર્ગ રાખો. મન એવી વસ્તુ છે કે જ્યાં ચોંટે ત્યાંથી પાછું ફરવું મુશ્કેલ. સઘળો આધાર ચોંટાડનારની ચતુરાઈ પર છે. તેથીજ ગીતાજીમાં કહ્યું છે કે મન, પ્રમાથી બલવત અને ચંચળ છતાં વૈરાગ્યે અને અભ્યાસે વશ થાય છે. मनएव मनुष्याणां कारणं बंध मोक्षयोः" બંધ મોક્ષનું કારણ મન છે. વળી કહ્યું છે કેઃ–

"મન મેરા પંખી ભયા, જહાં તહાં ઉડ જાય,
જેહ વૃક્ષ પર જઈ ચડે, તેવાં ફળ તે ખાય." ૧

સુંદરદાસ કવિ કહે છે કેઃ—

જો મન નારીકી ઓર નિહારત તો મન હોતહિ તાહિ કુરૂપા,
જો મન કાહુસુ ક્રોધ કરે પુની તો મન વ્હે તબહી તદ્રૂપા.
જો મન માયહી માય રહે નિત તો મન બૂડત માય કે કૂપા,
સુંદર જો મન બ્રહ્મ વિચારત તો મન હોતહી બ્રહ્મ સ્વરૂપા.–૧

Whatever the mind thinks about, reacts on the character of the thinker. Think Good, and self is purified. ચંદ્ર જો સૂર્ય તરફ દૃષ્ટિ રાખે તો તેના ઉપર સૂર્યનું તેજ પ્રકાશ્યા વિના રહેજ નહીં; વાડીમાં ફરવા જઈએ તો ત્યાં નો સુગંધી

પવન નાકને લાગ્યા વગર રહેજ નહીં; તેમ ભક્તિવાનની સાથે બેસીએ તો દૈવી વાતાવરણ કંઈપણ અસર કર્યા વગર રહેજ નહીં; કંઈ નહીં તો ધાર્મિક વિષયની વાતે વળવાનું પણ મન થાય, અને જેવું વિચારીએ તેવું વર્તન થવાનો સંભવ. Thought is the fore runner of action. As one thinketh in his heart, said Solomon, so is he. (Prov. 23 : 7) We are what we love. એજ ન્યાયે મીરાં શ્રીકૃષ્ણ થઈ ગઈ. એ "કીટભ્રમરી ન્યાય" કહેવાય છે. પ્રભુ પર પ્રેમ કરીએ, પ્રભુની ચટક લાગે, તો પ્રભુમય થવાય. પ્રભુએ નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી. પરંતુ ખરો વિચાર કરીએ તો હરેક પળે આપણો હરેકનો હીસાબ અને હુંડી, વગર હુંડીયામણે વગર દાણે હરિ વિના બીજો કોણ ચુકવે છે? પરતુ જે કાંઈ આપણે પોતે કરી શકીએ તે પ્રભુ આપણે માટે તૈયાર કરી આપે નહીં; God helps those who help themselves. God is a strict economist. The office of the teacher is not to relieve, but to incite, not to dwarf, but to draw out. ગરૂડ અને ગરૂડાધિપતિ પોતાના બચ્ચાંને ધીમે ધીમે ઉડતાં શીખવે છે. આકાશ સુધી સ્વર્ગ સુધી અને પોતાના ખોળા સુધી ઊંચકી લઈ, ભેટી, પોતામાં સમેટી લે છે. જ્યાં સુધી બચ્ચાં પોતાનો કારભાર નીભાવે ત્યાં સુધી પોતે ન્યારા રહી જોયાં કરે છે. પણ જ્યાં ખરી જરૂર જણાઈ કે તે તકે મદદે દોડી આવે છે. God never yet forsook at need, the soul that trusted him indeed. આપણે પણ એવું ઇચ્છીએ કે, મીરાંને જેવી ગિરધરલાલની પ્રાપ્તિ થઈ તેવી આપણને પણ થાય.

"Face to face shall I behold Him,
Far beyond the starry sky,
Face to face in all his His glory,
I shall see Him by and by."

જેમ નાની છોડીઓ અને સ્ત્રીઓ રામવ્રત પાળે છે. અને નામ નામ લીધા વિના કંઈ પણ મોંમાં નાંખતી નથી તેમ મીરાં ગિરધરલાલને

પુછ્યા વિના, તેની સાથે એકાંતમાં વાત કર્યા વિના, તેનો શો અભિપ્રાય છે તે જાણી લીધા વિના, કંઈ પણ કામ કરતી નહીં. અને એજ પ્રેમ-લક્ષણા ભક્તિનું સાચું સ્વરૂપ છે. Martinson કહે છે કે What are prayers ? Taking, Thanking, Trusting God, whether raptures or the rod, He prepares.

કેટલાકનું માનવું એવું છે કે "થનાર વસ્તુ થયાં કરે છે. પ્રારબ્ધ બળવાન છે. ઇશ્વર અને ઇશ્વરેચ્છા તથા ભજન એ શબ્દો બહાનાં તરીકે આગળ કરેલા છે." જો એવું કહેનારા એમજ માનતા હોય તો પછી દાણા વાવવાની કે લણવાની કે કેળવણી લેવાની, કે કાયદા બાંધવાની કાંઈ જરૂર રહેતી નથી. પરંતુ આવી કલ્પના પોકળ જણાઈ છે. ભાગવતમાં સ્તુતિઓ સ્થળે સ્થળે છે. તેનો હેતુ ભક્તો પ્રભુની ભલાઈ અને મોટાઈ (goodness and greatness) પીછાને એવો હોય છે. મીરાંની મીરાંત શામળામાં સમાયલી હતી. પિતૃગૃહે, શ્વસુરગૃહે, વંદાવનની વાટે, અને દ્વારકાધીશના દરબારમાં આખરે રામમાં વિરામ પામતી" "મીરાં" ઉલટભેર "રામી" થઈ ગઇ. કે "મોહે લાગી લટક પ્રભુ ચરનનકી. મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ઉલટ ભઇ મોરે નયનનકી. એટલે કે જે નયન પંચ વિષયો તરફ વળી સંસારમાં મોહ પામતા હતા, તેજ નયનથી દૃષ્ટિ અને વૃત્તિ ઉલટી કર્યાથી શ્રી ગિરિધરલાલની ચંદ્રબદન અણીઆળી આંખો વાળા સુંદર મુખડાના દર્શનમાં ગુલતાન થઇ તેનાજ મુખડાની માયા લાગી. તે એવી કે ઝાંઝવાના નીર જેવું જગતડું ખારૂં થયું. અને મન તો ન્યારૂં ને ન્યારૂં રહ્યું. તેમ છતાં દુનીયાને ઉંધા ચશ્મા હોય તો નરસિંહ મીરાં વગેરે ભક્તો તરફ કંઇ કંઇ કટાક્ષ દૃષ્ટિથી જોય સુરદાસ કહે છે કેઃ– સુરદાસકી સબી અવિદ્યા દૂર કરો નંદલાલ" અને મીરાં કહે છે કેઃ–તમને જોતાંમાં ઠરે આંખડી." અવિદ્યા દૂર થાય તો એની મેળે પ્રભુ પર આંખ ઠરે.

Grace of God. so strong and boundless
Magnify them all in me.

મારામાં પ્રભુની અપાર કૃપા સ્થીર થઈ સર્વ સદ્‌ગુણ મારામાં મહાન રૂપે પ્રદર્શિત થાઓ.

કેટલાકનું મ્હેવું એમ છે કે ભક્તિની જરૂર ખરી. પણ Time ક્યાં છે ? એટલો વખત નકામો ગુમાવવો તેના કરતાં બીજાં જરૂરી કામો ક્યાં ઓછાં છે ? પરંતુ પ્રવૃત્તિવાળા પુરુષોએ પણ ભક્તિમાં લાભ જોયો છે. લાભ મેળવ્યો છે. અને ભક્તિ વગર જે કામો તેઓ કરતા તેના કરતાં ઓછા વખતમાં ભક્તિ વડે વધારે સારાં કરી શકતા.

ઇંગ્લાંડના મહાન મશહૂર રાજા કિંગ આલ્ફ્રેડ ધ ગ્રેટ પોતાના રાજ-દરબારી જાહેર કામોના દબાણ છતાં પોતાના સમયનો ત્રીજો ભાગ ભક્તિમાં –પ્રાર્થનામાં ગાળતા. વિલ્યમ પિટ ગમે તેવું જરૂરી અને અગત્યનું કામ હોય તોપણ પોતાની પ્રભુ પ્રાર્થના ચુકતો નહીં. અને તેને ભક્તિનું ફળ સદા મળતું પણ ખરૂં. સર રૉબર્ટ પીલ ભારે કામના બોજા છતાં, તુમારો પડેલા હોય છતાં, પ્રભુની પ્રાર્થના કરતો. એક દિવસે તેનો એક મિત્ર તેને મળવા ગયો ત્યારે તેને ધુંટણીએ પડી આંખ મીચી પ્રાર્થનામાં રોકાયલો દીઠો. જ્યારે તે ઉઠયો ત્યારે પેલા મિત્રે કહ્યું. "મેં આપને આપના ખાનગી –પ્રાઇવેટ–કામમાં અડચણ કરી." Sir Robert answered, "No, these are my public devotions. આ મારી જાહેર ભક્તિ છે. એને હું ખાનગી માનતો નથી. I was giving the affairs of State into the hands of God, for I could not manage them. મારા યોગક્ષેમ પ્રભુ નીભાવે છે. તાણ પડે ત્યારે હું તેને ભરોસે મારા તમામ કામ સોંપું છું. અને તેની ભક્તિ કરવા મંડી પડું છું. અને પ્રભુના–વડીલના આશીર્વાદ મને સદા ફળે છે.

"Time" મળતો નથી. એ કહેવું ભલે ઠીક ગણાતું હોય. પરંતુ Time *only* for the material, means death to the Spiritual." આ "જીવપતિ"એ તો, વિષયપત્નીને તથા પ્રભુ માઉલીને –સાસુ વહુ–બેઉને સમાલી–સંસારમાં સરસા રહીને મન મારી પાસે રાખી જીવનયાત્રા સફળ કરવાની છે. કે જેથી હાલમાં વિશેષ નજરે પડતો વ્યાધિ "Moral and spiritual anœmia may not prove fatal."

મીરાંને પિતૃગૃહે વાતાવરણજ ભક્તિનું હતું. એજ ધાર્મિક કેળવણી તેને બાળપણથી મળી હતી. We are in a great measure

what we are by education. પરંતુ પાછળથી પણ તેવું Culture જોઈએ. Nature and Culture બેઉની જરૂર છે. While birth may have much to do with character, environment, example and instruction have more to do with it. મીરાંને સાધુસંતનો સમાગમ એ તેની ભક્તિમાં વૃદ્ધિ કરનાર કલ્યાણકારી કુંચી મળી આવી. અને તેથી સ્વર્ગના તાળા તેને માટે એકદમ ઉઘડી ગયાં. કુમળી ડાળી જેમ નમાવીએ તેમ નમે. Just as the twig is bent, so is the tree inclined. માટે બાળપણથીજ માબાપે ધાર્મિક કેળવણી આપવી જોઈએ. Cultivation is the only method to reach perfection. હે પ્રભુ તારો પ્રેમ એવો કર, કે હું તને સદા ભજું.

Let me love Thee more and more,
Till this fleeting, fleeting life is over,
Till my soul is lost in love,
In a brighter, brighter world above.

અક્ષર ધામમાં–પરમ ધામમાં હે પુરૂષોત્તમ તારી સમીપ સાયુજ્ય મુક્તિ મેળવી તારી ભક્તિ અહોનિશ કર્યાજ કરૂં.

મીરાંને કેટલાં વિઘ્નો આવ્યાં તોપણ તે હઠી નહીં; અને પોતાનું ભક્તિનું ધ્યેય પ્રભુ પ્રત્યે પ્રીતિનું પણ પૂર્ણ કર્યું. છોકરાંઓ ચીંચવાની રમત રમે છે ત્યારે તેઓ જે લાકડા પર બેસે છે તે લાકડાનો એક ભાગ જેટલો ઉંચો જાય છે તેટલોજ બીજો ભાગ નીચો જાય છે. તેમ મનુષ્ય પોતે જેટલો સંસાર તરફ ઉંચો ચડે છે, તેટલોજ ભક્તિ તરફ નીચો પડે છે. સંસારમાં બહુ લીન થઈ જાય તેને ભક્તિ કયાંથી સૂઝે?

હરક્યુલીસ અને પિગ્મી એટલે મહામલ્લ અને વેંતીયાની એક વાત છે. તેમાં વેંતીયાએ મલ્લને હરાવ્યો. મલ્લ પોતે અને બીજા સર્વે તાજુબ થયા અને એમ થવાનું કારણ શોધવા મંડ્યા. તપાસ કરતાં જણાયું કે જ્યારે જ્યારે યુદ્ધ થતું ત્યારે તે તરતજ પોતાના પગ પોતાની મા "પૃથ્વી" ઉપર ચોંટાડી દેતો–ટેકવતો. એ વેંતીઓ પૃથ્વી પુત્ર હતો. આપણે પણ પ્રભુ માઉલી પર અવલંબન રાખવું જોઈએ. "પૃથ્વી" માતા પર ટકી રહી

તે "મલ્લ"ને છાતી નિર્મળ થતો. અને મહામલ્લ ઉપર પણ વિજય મેળવતો. પરંતુ જ્યારે તેણે તેમ કરવું છોડી દીધું. ત્યારે તે નષ્ટ થયો. As long as the son keeps his feet on his mother's breast, all the energy of the mighty mother flows into The son, and he cannot be flung.

ભાગા ભાગા જો ફીરે, વો તો સહજ પીસ જાય,
ખુંટેસે જો લપટ રહે, વોહ ના કભી પીસ જાય. ૧.
(કબીર)

આ કુંચીની તે મલ્લને ખબર પડી ગઈ. કે તરતજ તેણે તેને પૃથ્વી પરથી અળગો કરી ઉંચો ઉંચકી લીધો. અને તેના ઉપર વિજય મેળવ્યો. સેટન, રાવણ, અહંકાર. પણ એમજ આપણને ભક્તિ ભાવ ભુલાવી દે છે. એ સેતાન એવો ચતુર, ચકોર, અને કળાવાન છે કે તેની દલીલો પોકળ છતાં આપણને સત્ય અને વાજબી જણાય છે. અને આપણે તેને "માયા" કહીએ છીએ. અને માયા મોહના ફંદામાં ફસી જઈને, તેમાં રચી પચીને, ભક્તિ નકામી છે એમ કહી, ભક્તિને સ્વીકારતા નથી.

પરંતુ મીરાંને જ્યારે રાણાજી તરફથી વિઘ્ન–વેદના–પીડન શરૂ થયાં ત્યારે મીરાંએ જાણ્યું કે સંસારને જો આપણે વશ કરશું નહીં તો સંસાર આપણા ઉપર સ્વારી કરશે અને તેથી તે યાત્રા નિમિત્તે પોતાની કાયાનું–આ મનુષ્ય દેહનું કલ્યાણ કરવા ગેહ સ્નેહ અને ચિતોડ ત્યાગ કરી વૃંદાવનની વાટે વળી. અને ત્યાં તેને રામ રમકડું જડયું. ગિરિધરનો સાક્ષાત્કાર થયો. અને કૃતકૃત્ય થઈ.

મીરાંએ મન પ્રથમથીજ ભક્તિમાં રાખી મન સાધ્ય રાખ્યું હતું તેથી સન્માર્ગે વળી શકી. બાકી સામાન્ય મનુષ્યને તો

મન ભુલાવે ને મન ડોલાવે, મન ચગડોળે ચડાવેજી.
શુદ્ધ પવિત્ર નિર્મળ આત્મા, કાદવે રગડોળાવેજી.
જોવાનું તે નવ દે જોવા, નહીં જોવાનું બતાવેજી,
અમૃત છોડી વિષને વળગે નરક મહીં રોળાવેજી.
મન ભુલાવે. ૧.

આ સંસારમાં અધમ માર્ગે ઉતરી પડતો જીવ, ભક્તિ ભાવથી, ઉચ્ચ પંથે પળી પોતાના પ્રભુને પ્રાપ્ત થાય છે. ભક્તિ–પ્રાર્થના, પ્રભુને મળવાના સાધન છે. અને તે મનુષ્યદેહધારીએ અવશ્ય કરવાના છે. Prayer is a privilege and a necessity. જે જેનું મહાત્મ્ય જાણે નહીં તેને તેની કીંમત નથી. રત્નની પરીક્ષા ઝવેરીને હોય. ભક્તિનું અને પ્રભુનું મહાત્મ જેને સમજાયું નથી તે તેને કેવી રીતે ભજે? રૂપવતી રાણી મીરાં રૂપી રત્નને રાણા વિક્રમાદિત્યે મીરાંની પરીક્ષા નહીં હોવાથી તેને ચિતોડત્યાગ કરવા દીધો. એ તેનું સદ્‌વસ્તુ તરફનું અજ્ઞાન. A man finds a rock crystal, and tosses it aside as a worthless stone. The lapidary finds it, and says it is a diamond of great value. અજ્ઞાની ખેડુત તેને ખેતરમાં ચલીયા ઉડાવવાની ગોફણ ગલોલને ઠેકાણે ગણી ઉડાડી દેય. ગુમાવી દેય. તેથી કંઈ તે રત્નમાં કે તેની કીંમતમાં ફેર પડતો નથી. "હીરા મુખસે ના કહે, લાખ અમારા મોલ." પણ જ્યાં રત્નની પરીક્ષા નહીં થાય ત્યાં તે ઝવેરીની પોતાનીજ કીંમત અંકાઇ જાય છે. આફ્રિકામાં એક મુસાફરે અવલોકન શક્તિ વડે એક હીરાની ખાણ શોધી કાઢી. તે એવી રીતે કેઃ– એક નાદાન છોકરો પથરે રમતો હતો. તેને ખબર નહીં કે એ તો હીરા હતા. હીરાને પથરા સમજી તે આમ તેમ ફગાવતો હતો. તેમાંનો એક પથર–હીરો આ ચકોર મુસાફરના પગ આગળ આવી પડ્યો. તેણે તપાસ કરી જોયું તો તે કીમતી હીરો જણાયો. તે તે છોકરા પાસે ગયો અને તે તમામ પથરાની કીંમત તેને આપી તે હીરા ખરીદી લીધા. પણ એ પથરા–હીરા તે ક્યાંથી લાવ્યો? એટલામાંજ આસપાસ પોતે શોધ કરવા માંડી, તો એક ખૂણે તેને ધીમે ધીમે વધારે ચળકતા પથરા–હીરા જણાયા અને એ રીતે તેને આખી ખાણ જડી. આમ ભક્તિરૂપી ખાણ પણ "શનૈઃ શનૈઃ" હસ્તગત થાય છે. પણ તેમાં તીવ્ર અભ્યાસ અવલોકન અને અત્યુત્કંઠાની આવશ્યકતા છે. ભક્તિની જેને કીંમત અને પરીક્ષા છે તેને તો આ વિશ્વવૃંદાવનમાં પ્રભુ નિરંતર જે રાસ રમ્યા કરે છે તે દૃષ્ટિએ પડે અને બંસીનો નાદ મધુરી મોરલી નિરંતર વાગી રહી છે. તે સાંભળી તેમાં તલ્લીન

થઈ જાય. એ તો જે શોધે તેને સદ્ય જડે. પણ પરીક્ષા કરવા દીવ્ય ચક્ષુ જોઇએ. અને તે ભક્તિમાંવને સત્વર સાંપડે છે. મીરાંએ તે મહ્‌ત મેળવી લીધું. "બ્રહ્માનંદ મીલે નહી, ફીર જો તું લાખ કરોડ દે." લાખ કરોડ દેતાં પણ એ " પ્રાપ્તિ " થાય એમ નહોતું. મીરાંની ભક્તિની કીંમત તો અંકાઇ ચુકી. ગિરિધારીજીના અંકમાં–ખોળામાં બેસી ચુકી " ખોળામાં ઘુંઘટ ખટકો. " જે ગિરધર કુબ્જા સાથે અટક્યો હતો, તેજ મીરાંના ચિત્તમાં ચટક્યો. મીરાં ભક્તિ કરતી ત્યારે તેને ભૂખ તરસ કંઈ લાગે નહીં. એવી તેમાં તે એકાગ્રચિત્તે ગુલતાન થઇ જતી. વૃંદાવનમાં

Cold mountains and the midnight air,
Witnessed the fervour of her prayer.

જીઝસ ક્રાઇસ્ટે પણ મીરાંની પેઠે પોતાનું આખું જીવન ભક્તિમય કર્યું હતું. Prayor life કરી દીધી હતી. Jesus emphasized the spiritual mood rather than the mode. પ્રાર્થના કરતાં ઘુંટણીએ પડવું કે ઉભા રહેવું કે કેમ તે જીઝસે ખાસ નક્કી કર્યું નહતું. મીરાં તો "ઉભી ઉભી" પ્રભુને અરજ કરવાનું દુરસ્ત ધારતી. મીરાંની "Wooing Prayer" તે શ્રી ગિરધરલાલને પતિ સમજી પ્રાર્થના–ભક્તિ કરતી તેથી તેને અલૌકિક શૃંગારી આનંદ પ્રાપ્ત થતો. અને વધારે એકાગ્રતા તથા તલ્લીનતા પ્રાપ્ત થતી. આ આનંદ લૌકિક વિકારી નહીં, પણ અલૌકિક નિર્વિકારી હતો. એમ તેના કવન અને જીવન પરથી સ્પષ્ટ સમજાય છે. અને એ પ્રમાણે ગિરધારીજીનો ભક્તિછંદ તેણે પોતાની નણંદ ઉદાબાઇને પણ લગાડયો. તેને પણ એ ચટક–ચટકો લાગી ગયો. અને સોંસરી એ ભક્તિ તેને કલેજે ચોંટી પડી. ગિરધરલાલ જોડે એકાંતમાં જ્યારે મીરાંને વાતચિત થઇ. અને તે તેની નણંદ ઉદાબાઇએ તથા તેની દાસીઓ ચંપા અને ચંપેલીએ નજરે નજર તદ્રુપ જોઇ ત્યારે તો That scene aroused their slumbering conscience, and sent an arrow to their hearts. આવરણ વિક્ષેપનો પડદો એકદમ ચીરાઇ ગયો. અને ઉજ્જવળ જ્ઞાન પ્રકાશ પ્રગટી નીકળ્યો.

કોઈ કહેશે કે આ મીરાં અને ગિરિધરલાલનો મેળાપ સ્વપ્ન–જાગૃત

સ્વપ્ન (Vision)-હશે. હૅમલેટને તેના મૃત પિતાનું Vision જણાયું હતું. તેની સાથે તેણે વાત કરી હતી. તો તીવ્ર ભક્તિને લીધે મીરાંને પણ તેમ થયું હોય. શ્રી ગિરિધરલાલજીનો સાક્ષાત્કાર થયો. હેમલેટમાં જેમ હોરેસ્યો વગેરેને તે દેખાવ રાતે બાર વાગે દેખાયો હતો. તેમ આ મીરાંનો ગિરિધર મેલાપ પણ મધરાતે ઉદાબાઈને તેમજ ચંપા તથા ચંપેલીને દષ્ટિગોચર થયો હતો હોય, એમાં શું આશ્ચર્ય છે! પરંતુ આવી મુલાકાત કઇ વિધિથી થતી તે તરફ લક્ષ દો. પ્રથમ પ્રાર્થના કીર્તન ભજન કરે ત્યારેજ આવી મુલાકાત–દર્શન થતાં. પ્રભુના વિચાર, પ્રભુના દર્શન અને પ્રભુના સ્વપ્ના તથા સાક્ષાત્કાર, પ્રભુમય જીવન ગાળનારનેજ થઈ શકે. પ્રભુ તરફથી પુષ્પશૈયા મળે કે કાંટાનું બીછાનું મળ્યું "rapture or the rod" લાગે તોપણ તેને ગળ્યું ગણી પ્રભુનો પાડ માની ભક્તિ તજવી નહી. ભક્તની પરીક્ષા કરવા માટે પ્રભુ ભક્તોને બીજાની નજરમાં નજીવા ગણાવા દે છે. ગમે તેમ થાય તોપણ ખરો ભક્ત તો સુખે, દુઃખે, હરેક સ્થીતિમાં, હરેક પળે, પ્રભુનો પાડ માન્યા વિના રહેતો નથી. "ભગવત કરે તે ભલી" એજ ભક્તનું સૂત્ર છે. He who thanks not, thinks not. "Think" and "Thank" differ only in one vowel, but have the same derivation. રાણાજીએ મીરાંને ગમે તેટલી સતાવી, તોપણ મીરાંએ સહૃદયતા અને સાચી સમજનો ત્યાગ કર્યો નહીં. Devotion of heart and understanding of mind. એ બંને ભક્તિમય જીવનના આવશ્યક છે. માટે એકાંતમાં આંખ મીચીને, સૃષ્ટિ તરફની આંખમાં જ્ઞાનાંજન શલાકા ફેરવી અજ્ઞાન તિમિરાંધત્વનો નાશ કરી, બીજી આંખ ભક્તિ તરફ વાળીએ તો પ્રભુના સુદર્શનધારી ગિરધારીજીના દર્શન સુલભ થઈ પડે. Greatness and Goodness are matured only in stillness. અને તેથીજ પ્રવૃત્તિમાં નિવૃત્તિ મેળવવા અને મનની શાંતિ શોધવા વૃંદાવનનો શાંત એકાંત વાસ મીરાંએ સ્વીકાર્યો હોય એમ લાગે છે. "Be still" said Jehova, "and know that I am God." ( Ps. 46 : 10 ). સિંહ અને ઉંદરડીની વાતમાં પણ એજ ઉપદેશ શાંત અને સ્થીર થવાનો આપેલો છે. અને તોજ પ્રભુનો સાક્ષાત્કાર થાય. એ પણ સ્પષ્ટ છે. ઉંદરડી તે માયા છે. અને રોજ જીવરૂપી સિંહને

સતાવે છે. જીવ માયાને વશ થઇ બંધાઈ જાય છે. માયા તેને વિષયરૂપી દોરડાઓથી ચોગરદમ જકડી લે છે. અને જીવ જબરો છતાં આવી માયારૂપી ઉંદરડી પોતાના મોહરૂપી નોકર તથા કામ ક્રોધ લોભાદિ લશ્કરની મદદથી જીવરૂપી સિંહને વશ કરી લે છે. પરંતુ આખરે એક શરતે એ સિંહને બંધન મુક્ત કરે છે. અને તે શરત એજ કે "Be still" જો તું હાલ હાલ કરશે તો તું સિંહ છે તે છતાં હાલ હવાલ થઈ જશે. અને પછાડા મારશે તો વધારે વધારે ભેરવાતો જશે. અને કનકવાની દોરીની ગાંઠમાં ગુંચ પડતાં તારો કનકવો ગુમ થઈ જશે. પણ જો તું શાંત નિવૃત્ત ભક્તિ મય જીવન પ્રાપ્ત કરે તો હું તારા બંધ કાપી નાંખું અને તને મારા મોહમાંથી મુક્ત કરૂં. ભક્તિમાં વિસ્તાર જોવાનો નથી. પરંતુ હૃદયની તીવ્રતા વાળું તત્વ આવશ્યક છે. Prayers are not measured, as John Mott said "by their extent but by their content. મીરાંની પ્રેમ લક્ષણા ભક્તિ અને તેનું જીવન સાદાં અને સરળ હતાં. પ્રભુ ભક્તની શ્રદ્ધા જોય છે. God considers the petitioner rather than the petition. નાદાન છોકરૂં અવિચારે તરવાર માગે તે તેનો પિતા કેમ આપે? આપે તો અનર્થ થાય. સકામ ભક્તિ પ્રભુને નિષ્કામ જેટલી વહાલી નથી. તેથી We should ask for what is needed, not what is wanted. "Like some school master, kind in being stern, who hears the children crying over the slates, And calling "Help me master," Yet helps not.

આનું કારણ એમ જણાય છે કે ભક્તનું આત્મબળ વધારવા તરફ પ્રભુની ઇચ્છા હોવાથી પ્રભુ વિષય માર્ગને એકદમ સુગમ કરી દેતો નથી. પરંતુ જીવનું મનોબળ જેમ જેમ વૃદ્ધિ પામે છે તેમ તેમ તેને પ્રભુ પોતાની પરાક્રમી સહાય પૂર્ણ કૃપાથી આપ્યા વિના રહેતો નથી. માટે મંડ્યા રહો. ફતેહ છે આગે.

પ્રભુની બંસી તો નિરંતર વાગી રહી છે. બ્રહ્મનાદ ગાજી રહ્યો છે. પણ શ્રવણ ભક્તિ વાળા શ્રોતાની જરૂર છે. "યે બંસી મે મેરો પ્રાણ

બસત હે." પ્રભુ પ્રાપ્તિ એમાંજ છે. ગમે તેવું મધુરૂં ગાયન થતું હોય, પણ તે બહેરો માણસ સાંભળી શકે નહીં. તેને જો કાનમાં ભુંગળું આપીએ, અને તેને ગાયનના અવાજ સાથે "સંબંધ" કરી આપીએ તોજ તે સાંભળે. એ પ્રમાણે પ્રભુની મોરલી સાંભળવી એ "શ્રવણ" વિનાના–શ્રવણ ભક્તિ વિનાના બધિરને માટે અશક્ય છે. "He that hath ears, may hear." એ મોરલીમાં પ્રભુના પ્રાણ છે. તે મહા પ્રાણ વાયુ સાથે સંબંધ ભક્તિથી બંધાય છે. અને તોજ તે બંસીની ધુનમાં પોતાનું ધ્યાન લીન થઈ પરમાનંદ પ્રાપ્તિ થાય છે. ટેલીફોનના ટ્રાન્સ્મીટરમાં ગમે તેટલી વાત કરીએ, પણ તેનું જોડાણ કર્યું ન હોય તો તે વાત નકામી જાય છે. Connection and communication both are necessities, for the proper hearing, and for everything else. ખોટું જોડાણ કર્યું હોય તો કોઈની છુપી વાત કોઈ સાંભળી લે છે. અને એ પ્રમાણે કેટલીક ગુપ્ત વાતો બહાર પડવા પામી છે. પણ તેથી વાત કરનારનો અર્થ સરતો નથી, ઉલટી તેને હાની થાય છે. ભક્તિનું કામ પણ તેવું છે. "ઝાઝી ભક્તિ એ × × ×" એવી કહેવત પડવાનું કારણ એજ છે. ભક્તિ તો લાંબી ઉંચે ચડેલી ખજુરી છે. પ્રભુના હજુરી થઈ દાસ થઈ, ખરી મજુરી કરીએ તો–ચડે તો પામે પ્રેમ રસ, ને પડે તો ચકનાચુર થઈ જાય. ગમે તેવો અગત્યનો કાગળ લખી ટપાલમાં નાંખ્યો હોય, પણ શરનામું કરવું રહી ગયું હોય કે ખોટું હોય તો તે પત્ર ડેડલેટર ઓફીસમાં જાય એમાં શું આશ્ચર્ય? શ્રદ્ધા વિનાની આડંબર ભક્તિ તેવી છે. બંસી ચોરી લીધી તેમાં શું વળ્યું? એ બંસીમાં પ્રભુના પ્રાણ રહેલા છે તેની સાથે અલ્પ પ્રાણી જીવે પોતાના પ્રાણની એકતા હઠયોગે વા જ્ઞાન યોગે કરવી જોઈએ. કુદરતના નિયમો સમજી તે તે નિયમાનુસાર વર્તી સ્વાર્થેચ્છા બાજુએ મુકી પ્રભુના હેતુને પાર પાડવા જોઈએ. શ્રદ્ધા રહિત અધકચરી ભક્તિથી તો "ભાર્યા ભક્ષતુ ભૈરવી" જેવું આડું પડે. કે ઇંદ્રાસનને બદલે નીદ્રાસન પ્રાપ્ત થાય.

---

## પ્રકરણ ૬ઠું.

મીરાંમાં ક્ષમાનો ગુણ ભારે પ્રશંસનીય હતો. વૃંદાવનમાં વિષયી સાધુઓ જે નિર્લજ માગણી આવી ભક્તિમતી સાધ્વી સામે કરવા હિંમત કરી એ રામની સીતાને હરનાર રાવણ કરતાં–શ્રી ગિરિધારીજીની મીરાંની સુશીલ શીયળમય મિરાંત લૂટવા આવનાર–સાધુવેશે પિશાચને બાળીને ભસ્મ કરવા મીરાં–રામી સમર્થ નહીં હતાં શું ? પણ ના. મીરાં માયા મોહના દોરેલા પ્રાણીઓની અજ્ઞાનતા જાણી તેમની તરફ પણ દયાભાવ રાખતા હતા. તે જાણતા હતા કે Forgiveness is the basis on which we can approach God. An unforgiving spirit bars a forgiving God. કઠોર હૃદય પ્રભુની સહૃદયતાનું પ્રતિબંધક છે. દ્રૌપદીને પોતાના વહાલા કુમળા પુત્રોના ખુની તરફની ક્ષમા, વશીષ્ઠનું વિશ્વામિત્ર પ્રતિ ક્ષમાશીલ વર્તન, વગેરે વંદનીય હોઈ, વિભુમાં તેમને પૂર્ણ શ્રદ્ધા હતી. તેના ઉદાહરણ તે આપણે માટે વારસામાં મુકી ગયા છે–Forgiveness is not a question of mathematics. ભ્રાતૃભાવ મોટી ચીજ છે. સામો માણસ ભલો કે દુષ્ટ કેવો છે તે જોઈ તે પ્રમાણમાં ક્ષમાશીલ થવાનું નથી. એમાં પણ વ્યવહાર કુશળતા "Tact" જોઈએ છે. જીઝસે પીટરને કહ્યું છે કે "Forgive four hundred and ninety times." ૪૯૦ એટલે અનંત વળા ક્ષમાશીલ થજે અને એજ સદ્‌ગુણે આજે ખ્રીસ્તી ધર્મના અસંખ્ય અનુયાયીઓ છે. અને તેમનામાં એ ક્ષમાનો ગુણ કોઈ કોઈવાર જણાઈ આવે છે. જો એમ ક્ષમાશીલ નહીં થઈએ તો તેથી પાપ થાય છે. અને A deaf sinner makes a dumb God. પછી પ્રભુ પાસે આપણે ક્ષમા માંગીએ ત્યારે તે ઠીંગો બતાવે તો નવાઈ નથી. આપણી પ્રાર્થના પ્રભુ મુંગો રહી સ્વીકારેજ નહીં. તમે ભ્રાતૃ તરફ–પડોશી તરફ બહેરા થાવ, તેની સત્ય પ્રાર્થના ગણકારો નહીં, તેની વાજબી વિનંતિને વા ખાતી કરો–ક્ષમાશીલપણ થાવ નહીં, તો પ્રભુ તમારી ભક્તિ કે પ્રાર્થના કેમ સ્વીકારે ? મીરાંબાઈના આ સદ્‌ગુણ ઉપરથી આપણે તેની તરફ માનની નજરે જોઈ તેનું આંતરિક રહસ્ય જાણી લેવા તેની નિર્વિકાર મોહબત કરવા–એ સાધ્વી માતાને ખોળે માથું મુકવા પ્રેરાઈએ છીએ અને તેમણે પ્રભુને કરી તેવી Wooing prayer આપણે એમને કરીએ.

અરે અમારાં માનનીય મીરાંબાઈ, હમારે ને તમારે થઈ પ્રીતિ. સ્વર્ગસ્થ વડીલ મહાશય રા. બા. કમળાશંકર ભાઈ થયા તેમાં નિમિત્ત. હમારે પીછાનવા છે તમો સાધ્વીને. તો સહાય થજો હે અમર આત્મા. ખળભળાવજો હૈયું–અને હૃદય ક્ષોભને તિલાંજલી આપી, બક્ષો પ્રસાદી તમારી પીછાનની. આત્મા તો અમર છે. મોકલો એ આત્મ સ્ફુર્તિ (Holy Ghost)ને, અમારા હૃદયના ફાટકે–અમારી દ્વારિકાના દ્વારમાં, અમારી અમરપુરીને આંગણે, ને વરસાવો અમીરસ આંખલડીનું દીવ્યામૃત ભક્તિરસ પાન. અને ખાસ કરીને સંભળાવો–(ચખાડો) અમને તમો કોયલ મોહણીરૂપ કાવ્યધુનીના કુહુ કુહુ ટહુકા, કે જેથી અમો તમારી કૃતિ–લક્ષણ જાણી લઈ શીખી લઈએ.

Oh, in thy life, the law appears
Drawn out in living character.
Such was thy Bhakti and such thy zeal,
Such deference to Girdhariji's will,
Such love and meakness so divine,
I would transcribe and make them mine.

Mira, be thou my pattern. પ્રભુ પ્રાપ્તિ કરવી હોય તો ભક્તિ વિના ચાલે નહિ It is not optional but imperative. "Union" with God precedes "Communion" with God. પ્રભુ સાથેનો સંબંધ federal (કરારનો) નથી, પણ affectional (લાગણી, પ્રેમ અને શ્રદ્ધાનો) છે.

એ શ્રદ્ધાથી, એ પ્રેમથી, મીરાંને વૃંદાવનમાં શ્રી ગિરિધરલાલજીનો સાક્ષાત્કાર થયો. હેમલેટ પોતાના પિતાનું ભૂત જોઈ શકતો, તેની સાથે વાતો કરતો, બીજાને એ Vision જણાતું નહી. એ પ્રકારના જેનાં ચક્ષુ થાય તે તે જોઈ શકે. મીરાં ગિરધરલાલને જોવા લાગી. તેને પ્રાર્થના કરી ભજન કીર્તનથી ધુમથી તેડાવતી. તેની સાથે વાત કરતી. વખતો વખત તેનો અભિપ્રાય લેતી. અને ભક્તિની ભાવના સફળ કરતી. અને પોતે જીવે છે એમ નહીં; પણ પોતાનામાં ગિરધારલાલ જીવે છે માટે તેને વડે

તેને માટે પોતે જીવતી અને તેની આજ્ઞાનેજ અનુસરતી. "I live," said Paul, yet not I, but Christ liveth in me. (Gal. 2: 20)

દેવ તો સુતા છે. ઘંટ વગાડી રામને જગાડવાના છે. "ઘંટ વગાડે, રામ જગાડે, એ ભક્તિને ધન્ય, બીજી રીતે દેવ ન જાગે, કુંભ કરણ છે અન્ય." દેવ તો ભક્તિ ભાવે જાગે, માગે તેની આગે. પણ સકામ માગે, તો માગે ત્યાંથી ભાગે. ભાગે પડતા પણ ના આવે. માટે ધર્માનુસાર નિષ્કામ ભક્તિ હોય તો તે ફળે. "પ્રેય" કરતાં "શ્રેય" તરફ વધુ દૃષ્ટિ જોઈએ. મીરાં ગિરધરલાલને પુછ્યા વિના કંઇ પણ કરતી નહીં. એનું નામ ભક્તિ; પ્રભુ તુમ જાનો હો ઘટઘટકી. મીરાં ભક્તિ કરે રે "પ્રગટકી". નિરાકાર નિર્ગુણ ને સાકાર સગુણ મૂર્તિરૂપે ખડા કરી રવીશ્વર કે સૂર્ય સ્વામી કે માણેક પ્રભુને જગાડી, તે પાટી પર ભક્તિની ઝીણી ધૂળ નાંખી જ્ઞાનનું વટેણું લઈ રામ રીઝાવવા, ગરવા ગિરધારીજીને ગાવા. એ પર એક દૃષ્ટાંત છે. ચોમાસામાં ધૂળ ધોયા આવ છે. તે ધૂળ એકઠી કરી ચાળી ધોઈ સાફ કરી તેમાંથી જો સુવર્ણ રજકણ કે તેવુંજ કંઈ જડે તો શોધી પોતાનો નિર્વાહ કરે છે. એવો એક ધૂળ ધોયો એક દિવસ રાજાના મહેલના કમ્પાઉન્ડમાં પાછલી તરફ કાંઇ ધૂળ ભેળી કરી ધોવા લાગ્યો. રણવાસમાંથી કંઈ અમૂલ્ય રત્ન ઘણો વખતથી ગેરવલ્લે પડેલું તે આ ધૂળ ધોયાને પોતાના પરિશ્રમથી પ્રાપ્ત થયું. તે તે લઈને "સુદામા" પેઠે પોતાના Sweet home તરફ વળ્યો. પછી તેને ઘણાએ કહ્યું કે અમે ભક્તિને ધૂળ ધોયાનો ધંધો સમજતા હતા. પણ એમાંથી આવશ્યક રત્ન પ્રાપ્તિ–આ મનુષ્ય દેહનું સાર્થક છે. ધૂળ ધોઈ "મળ" કાઢી નિર્મળ થવાનું છે. એ વાત અમારા ધ્યાનમાં નહોતી. હવે આવી. પણ શંકા એ છે કે તને અમૂલ્ય રત્ન મળ્યું. હવે તો તું ઠરીને ઠેકાણે બેસ. હવે તારે શું કર્તવ્ય છે ? ભક્તિનું ફળ મળ્યું. હવે ભક્તિ છોડી દે. હજી આ ભૂતળમાં ભક્તિ પદારથ મોટું કહી, લક્ષચોરાશીનું ભટકણ માગી ભવોભવ ભગવાનની ભક્તિની યાચના કેમ કરે છે ! ઉત્તર એજ મળ્યો કે " એવા કોણ મૂર્ખ હોય કે જે ઉમદા ધંધામાંથી અનંત નફો પ્રાપ્ત થાય તે ધંધો આનંદ આહલાદ અને અમરત્વ આપનો છતાં તેની ફળ પ્રાપ્તિ થયા બાદ તેની

ખરી કદર નહીં કરતાં તેને તજી દેય ? એ તો અરેબીઅન નાઇટના અલ્લા-દીનનો મેલી કાયામાંનો પ્રદીપ્ત દીવો છે. અને અલી બાબાના ચાળીશ ચોર–કાળ ક્રોધ વગેરેને જીતી વશ કરનારા અને રામના વાંદરાના લશ્કર વડે જીતાયલી લંકામાંથી લૂટી આણેલા અનંત સુવર્ણનો અખંડ ભંડાર છે. એ ભંડારનું સનાતન મૂળ જે પ્રેમલક્ષણા ભક્તિ, તેમાં ઉપજતો રામરસ જેણે ચાખ્યો છે. રામબાણથી જે આપખુશીથી ઘાયલ થયેલો છે તે દર્દે દીવાનો એ દર્દમાં લેહેજત અને પુષ્ટિ આપનારી દવાને કેમ છોડી દેય ? છોડે તો રવડી મરે એ તો ખરી ભક્તિમાં મશ્ગુલ રહી હમેશાં અહોનિશ નિરંતર પ્રભુપરાયણ રહે. True prayer ascertains God's wish in everything. To clash with God's will only produces a crash. God regards our well (welfare-શ્રેય) rather than our will (પ્રેય). વૈદ વાડકાપ કરે તો તે બધાને કડવો લાગે અને દરદીનો તમ ચો પણ કદાચ ખાય. પણ તે દરદીની જરૂર વિચારી કામ કરે છે. અને આખરે દરદીને દર્દ મટેથી તેજ વ્હાલો લાગે છે. તે પ્રમાણે પ્રભુ જે કરે છે તે આપણા સારા માટેજ કરે છે એમ શ્રદ્ધા રાખી–ભગવત કરે તે ભલી, સમજી તેની ઇચ્છા પર ચાલવું એજ ઇષ્ટ છે. It may not be the sweetest, but it is the safest.

મીરાંને પૂર્ણ શ્રદ્ધા હતી. સંશયાત્મા વિનશ્યતિ. શ્રદ્ધાહીનને ભ્રાંતિ રહે છે. Where there is not faith, there is fainting. If God cannot be traced, He must be trusted. Where there is a will, there is a way. If thou wilt, thou canst (Matt: 8: 2) યા હોમ કરીને પડો ફતેહ છે આગે (નર્મદ). Laugh at impossibilities (નપોલીઅનની ડીકશનરીમાં ઇમ્પૉસીબલ શબ્દ હતો કે ?) and cry, it shall be done.

મીરાંને તેની ભક્તિ છતાં દુ:ખ પડ્યાં એ વાત ખરી. પણ હરેક સત્યાગ્રહમાં દેખીતું દુ:ખ છે. તેમાં દુરાગ્રહ ભળે તો સતત દુ:ખ છે. પણ ખરો સત્યાગ્રહ માત્ર હોય તો, What in our sight seems destructive, is constructive. સત્યને માર્ગે આંહી જેને હાની જણાય

છે, તેને માટે તેના હરેક કાર્ય બદલ સ્વર્ગમાં–પરમધામમાં–અક્ષરધામમાં–અનંત સુખમય મહેલ બંધાતા જાય છે. અને તે ત્યાં જાય છે–પોતાના મીઠા ઘર Sweet home માં પહોંચે છે, ત્યારે સુદામાએ જેમ સુવર્ણ મહેલ મેળવ્યા તેમ તે પણ પોતાના ભાગ્યે ખરી ભક્તિથી મેળવેલા મ્હેલમાં સતત સ્હેલ કરે છે. આ પરથી જણાશે કે God is wiser than our own. ભક્તિથી એ લાભ છે કે: The prayer is sent God-ward but it has its counterpart in the life sent manward. સત્ય ભક્ત વ્યવહાર પણ સારો સાચવી શકે છે. ભક્તિ ભગવાનને ભાવે છે. તેની સાથે ભક્તનું અંતર આહલાદક કરી તેના હૃદયમાં પવિત્ર પ્રેમ પ્રગટાવે છે. સર્વને જોશ્રીકૃષ્ણ કહીને "તે શ્રી કૃષ્ણ છે" એમ સમજી–સમજાવી બેસી રહેવાનું નથી પણ તેની સાથે તેના સંપૂર્ણ ભાવથી સ્નેહ રાખવાનો છે. માત્ર તેને હે શ્રી કૃષ્ણ તમારો જય થાવ. એટલું કહીનેજ સંતોષ પામવાનો નથી. ભલા થવામાં અને ભલા વર્તનમાં કેટલો આનંદ સમાયલો છે! તેમાં ભક્તિનો આનંદ તો પરમાનંદજ છે. પછી મૂર્ખ તો "આપ આપકે મનમેં ગદ્ધાભી મસ્તાન"ની પેઠે ગમે તેમાં આનંદ મેળવી લે છે. પણ તે આનંદ અનિત્ય અને ક્ષણિક, હૃદયનો મળ વધારનાર, અને અંતે દુઃખદાયી દેખાય છે.

મીરાં તંબુરો લઈ જમણે હાથે વગાડે અને ડાબે હાથે અંગુઠા વગેરે આંગળીઓથી મંજીરા વગાડે તે વેળાનો અલૌકિક આનંદ અનુભવનારને ધન્ય છે. મીરાંની તંબુરીના તારમાં 'તમ બુરા ને હમ ભલા" એ ધ્વની નહીં નીકળતો. એની તંબુરીના તાર મેળવતાં પ્રથમ અતિ પરિશ્રમ. અંતે અપૂર્વ આનંદ. તેજ પ્રમાણે ગિરધરલાલ જ્યારે ખોળામાં લઈ મીરાંરૂપી તુમડું મેળવે અને તાર ખેંચે ત્યારે જે મેળ ખાય તે એકત્વનો–પરમ ભક્તિ પદનો. પછી ત્યાં રાણાજી તરફનાં "ભેદ" પાડતા તારના શા ભાર?

"Prayer makes the darkened clouds withdraw,
And climbs the ladder Jacob saw;
Gives exercise to faith and love,
Brings every blessing from above."

ભક્ત હેત બાંધ્યો સેત (bridge)–અર્જુને શર સેતુ–બાણનો પૂલ બાંધી–બાણાવળી કહેવડાવી–પ્રભુના સ્વર્ગની પ્રાપ્તિ કરી લીધી હતી. હનુમાને ભવસાગર પર તરવા માટે સમર્થ કરવા અને મનરૂપી વાંદરાને લિંગદેહની લંકા બાળવામ્માં સહાય કરવાં તથા રાવણે (અહંકારે) હરી લીધેલી સુમતિ (સીતા)ને પાછી લાવવામાં નિમિત્ત થવા પથ્થરનો પુલ–સેતુબંધ રામેશ્વર ખડો કર્યો હતો. The highest form and sweetest kind of prayer is the secret or wooing prayer. એકાંત ભક્તિ કરવામાં સ્વાર્થ કમ થાય છે અને પ્રભુપ્રેમ વૃદ્ધિ પામે છે. "હરિ દર્શનકી પ્યાસીરે અંખીયા." હરિદર્શન માટે તલસી રહેલી આંખ એકાગ્રતાથી દર્શન કરી શકે છે. અને "બતા દે સખી કોન ગલી ગયો શ્યામ" એમ કહી શ્યામને દીવ્ય ચક્ષુ રૂપી સખીની સહાયથી શોધી કાઢે છે. મીરાં પ્રભુ દર્શનમાં તલ્લીન થઈ "મૈં તો દર્દે દીવાની મેરા દર્દ ન જાને કોઈ" કહી, હે પ્રભુ તુંજ મારો વૈદ છે. મારૂં દર્દ ગિરિધર પ્રભુ વિના કોણ મટાડે એમ છે? માટે વૈદ્યો નારાયણો હરિ: તેનીજ એકાંત ભક્તિ.

જીઝસ ક્રાઇસ્ટને આવી એકાંત પ્રેમભક્તિ–પ્રાર્થના પસંદ હતી. પ્રભુને ભક્તની પ્રાર્થનાની માહીતી તથા કદર હોય છે. "રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત, જેસી જીનકી ચાકરી, એસા ઉનકું દેત." Thy father which seeth in secret, shall reward thee openly (Matt. 6 : 6) સુખમાં રામ યાદ આવતા નથી. પણ "સુખે સોની ને દુ:ખે રામ" એ કહેવત પ્રમાણે દુ:ખમાં રામ સાંભર્યા વિના રહેતા નથી. As with Peter, sinking times are praying times with us all. પ્રભાતમાં વ્હેલા ઉઠી ભક્તિ કરવાનું નરસિંહ મહેતાનું ફરમાન છે. "રાત રહે જ્યાહરે, પાછલી ખટઘડી" વગેરે. It is the first hour of the morning, says a Chinese proverb, that gives color to all that follow. મીરાંને એમજ થતું. પ્રભાતની ભક્તિ પછી આખો દિવસ આનંદ અને શાંતિમાં જતો. કેમકે "આખા દિવસ" રૂપી ગ્રંથની પ્રસ્તાવના પ્રભાતમાં કરેલી ભક્તિમાં સમાઈ

જાય છે. પ્રભાતની ભક્તિ આખા દીવસના જીવન કાર્ય–જીવન યુદ્ધ માટે કટિબદ્ધ કરે છે. નિદ્રા આવશ્યક છે. પણ જે સમય ભક્તિ કરવાનો છે. તે વેળા ઉંઘવું એ પાપ છે. અને એ એક પ્રકારનું આત્મપાત છે.

"They who in sleep their pleasure take,
Shall never find Him when awake."

શારીરિક કરતાં માનસિક, અને માનસિક કરતાં આધ્યાત્મિક જીવનની દરકાર વધુ રાખવી જોઈએ. જે તેવી દરકાર રાખતો નથી, તે ઈશ્વરથી વિરક્ત રહે છે. He is out of touch and out of tune with God. મનુષ્યે દરરોજ ધ્યાન ધારણામાં પોતાનું અંતર તપાસવું જોઈએ. એને Introspection કહે છે. બંધ બારણે ધ્યાન ધરવું બહારના બારણા બંધ કરવા, અને પંચવિષય તરફ જતાં મનોદ્વાર બંધ કરવાં. A shut door indicates a within and a without. Shut in is ecstacy, shut out is misery. The within is better than the without. The Mahomedans say that one prayer offered in Macca is worth eighty thousand offered elsewhere. મીરાંએ વૃંદાવન દ્વારકા વગેરે પૂણ્ય પવિત્ર સ્થળો એટલા માટેજ પસંદ કર્યા. પવિત્ર વાતાવરણ પવિત્ર બનાવે છે.. અબરામ (Abraham) "વીરસેવા"ની કુંજમાં પ્રાર્થના કરતો. નાથાનેલ, અંજીરડી નીચે એકાંતમાં જઈ ભક્તિ કરતો. વકીલ જેવા ચતુર વિદ્વાન જેટલી કાળજીથી ન્યાયાધીશ આગળ ચલાવવાના કેસનો વિચાર કરે છે તેના કરતાં વધારે કાળજીથી ન્યાયાધીશના ન્યાયાધીશ એવા પ્રભુની ભક્તિમાં કંઈક સમય ગાળે તો ઓછા પ્રયાસે એકાગ્રતા અને પ્રભુકૃપા વડે પોતાનુ ધાર્યું સફળ કરી શકે. ડાક્ટર વૈદ જો ભક્તિમાન હોય તો તે પોતાના દરદીને પોતાના ભક્તિના બળે અને ઔષધના ઇલાજે દર્દ વ્હેલું મટાડી શકે.

સૃષ્ટિ તરફની દૃષ્ટિ–ચક્ષુદ્વાર બંધ કરો. એકાંતમાં પ્રભુ તરફનું દ્વાર ખોલો ધન્વંતરી જેવા મહાન વૈદ અશ્વિની કુમાર પાસે અંજન હતું. તે બીજી આંખ બંધ કરાવ્યા વિના એક આંખમાં કદી આંજતા નહીં. કેમકે તેમ કર્યા વિના એનું અંજન અમૂલ્ય છતાં નકામું પડતું. "Lord

I have shut my door" પ્રભુ કાંઈ બહારથી આવવાના નથી. એ તો સૂક્ષ્મરૂપે અંતર્બહાર બધે ઓતપ્રોત છે. સાકાર રૂપે હૃદયમાંથી બ્હાર પ્રગટાવવાના છે. કરોળીઓ પોતાની જાળ પોતાના પેટમાંથી બહાર કાઢે છે. "Come Thou and visit me. I am alone." નિર્વિકાર પુરૂષ કે સ્ત્રી ભક્ત આમ બોલી શકે. મીરાં કહે છે "હે ગિરિધર પ્રભુ પધારો. હું એકાંતમાં એકલી છું. મેં દ્વારબંધ કર્યાં છે. આપને માટે અમૂલ્ય અવકાશ છે. "ઇતને પ્રભુ આય ગયે, બચનન આરૂઢ ભયે, સૂરદાસ દ્વાર ઠાડો અંધરો ભીકારી." એ મુજબ શ્રી ગિરિધરલાલ મીરાંને એકાંત એકલી જાણી સત્વર પધારે છે. "My Lord, I kneel with reverent love and fear, For Thou art here.

મીરાંની Prayer, dialogical હતી. A conversation between two. We meet and greet before the Mercy seat.

Socrates કહે છે કે "what would not one give for an hour with Homer and Hesiod when about to die? પરંતુ મીરાંના કવન તો આખી જીંદગી મનન કરવામાં મનની પ્રફુલ્લતા જળવાઈ રહે છે. અને તે ઘડીપણ વીલાં મુકવાં કે વિસારવાં વૃત્તિ થાય નહીં. મીરાં ગિરિધરલાલને વિસારે તો આપણે મીરાંના કવનને વિસારીએ. પ્રખ્યાત રાજકવિ ટેનીસનની સ્ત્રીતો ભક્તિ–પ્રાર્થના કરતી વેળા પ્રભુનો ચહેરો પોતાના મુખ પર જાણે હાસ્ય કરતો હોય એમ તેને સ્પષ્ટ જણાતું હતું. "હું શું જાણું કે વ્હાલે મુજમાં શું દીઠું, વારેવારે સામું ભાળે, મુખ લાગે મીઠું."

મીરાં પણ એ પ્રમાણે શ્રીગિરિધર પ્રભુ ઉપર પ્રેમ ઘેલી થઈ રહી હતી. અને તે પવિત્ર પ્રેમ તેણે મરણ પર્યંત સાકાર ભાવે નિભાવ્યો. અને ત્યારબાદ નિરાકાર અમરત્વભાવે નીભ્યો જાય છે. પ્રભુમાં મસ્ત મીરાં God–intoxicated, God–enamoured હતી એમ કહીએ તો ચાલે. પ્રભુ એને દર્શન દેય. પ્રભુ મીરાંને દેખાતા, અને આપણને કેમ નહીં? કારણ એનું એજકે ભક્તિની આંખો આપણી ખુલી નથી. Just

in proportion as one waits on God in the inner chamber, will God operate through him in the outer chamber. We need a "time exposure" to get a revelation of God, and power from God. God requires the subjective mood before he gives the imperative mood. "આજ્ઞા" મળતા પહેલાં માનસિક "ભૂમિકા"–શ્રદ્ધા તૈયાર થવી જોઈએ.

"Surely cares can never vex me,
Nor can trial lay me down.
For when Satan comes to tempt me,
To the secret place I go,"

મીરાં તો "મીરાંત" છોડીને નિરાંત શોધવા વૃંદાવન નીકળી પડી. એકાંતમાં તેને વૃંદાવનમાં ગિરધારીજી એ"કાંત" મળી ગયા. એ એનું સદ્ભાગ્ય–મીરાં ખરી બડભાગી. "વૃંદાવનની વાટે ને, ગિરિધર મળીયા ઘાટેરે, એકાંતે ઉઘાડી ચક્ષુ જ્ઞાનનીરે," મીરાંના ભજનનું સ્થળ એણે કેવું શોધ્યું કે જ્યાં ગોપીઓ શ્રી પ્રભુ સાથે નિરંતર રાસ રમી રહી હોય. અને પોતાને પણ શ્રી પુરૂષોત્તમની એક ગોપી થવાનો અવકાશ અને પ્રસંગ પ્રાપ્ત થાય.

દેવીની, શીવની, કૃષ્ણની ભક્તિ બહારથી જુદી જુદી દેખાય. પણ ભક્તિ તરીકે અંદરથી એકજ છે. ભક્તતો પોતપોતાના ઉપાસ્ય દેવ જોડે એકજ રીતે પ્રેમ ગોષ્ઠી કરી પ્રેમ પ્રગટાવે છે. જુદે જુદે મંદીરે જવાય. બાલાજી જવાય. આસપાસનું ભક્તિમય પવિત્ર વાતાવરણ પ્રભુપ્રેમમાં વૃદ્ધિ કરે. ભજન કીર્તન શ્રવણ થાય. તેજ પ્રમાણે જોતાં મીરાના માતપિતા અને મીરાંના પિતૃ ગૃહે કુટુંબનું વાતાવરણજ ભક્તિમાન હતું. There is no creed in prayer. સૌસૌના ઇષ્ટ દેવની પ્રાર્થના કરો. જેમ થીઓસોફિસ્ટ સનાતનીઓ અત્રે ગોપીપુરાના હાટકેશ્વર મંદીરમાં કરે છે તેમ. ગમે તેમ પણ ભક્તિ કરો. ભક્ત થાવ. પ્રભુ સાથે એકરસ એકતાર થઈ જાવ. તેને તમે છોડો નહીં. એટલુંજ નહીં પણ તે તમને છોડે નહીં એવું આચરણ કરો.

અહં બ્રહ્મ. The Great I. AM. (Ex. 3: 14) પરોપકારાય સતાં વિભૂતયઃ ( treasuries ) પરાર્થે intercessary prayer કરી શકાય છે. It is the outward reach of an inward Grace. ઉદાર ચરિતાનાં તુ વસુધૈવ કુટુમ્બકમ્. મીરાં વૈષ્ણવ હતી. કવિશ્રી નરસિંહ કહે છે કે:—" વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણેરે. " વગેરે વૈષ્ણવના લક્ષણો એ પદમાં વર્ણવેલાં છે. તેમાંથી સ્પષ્ટ માલમ પડે છે કે સ્વાર્થ તજી પરમાર્થ જીવન કરવું એ ખરા વૈષ્ણવનો ધર્મ છે. અને તે પ્રભુભક્તિ વડે મેળવેલી પ્રભુકૃપા વિના બનવું અશક્ય. The church is the bride of Christ. " દેવળદેવી " આ કાયામાં પ્રભુ વસે છે. તેથી કાયા એક ઇશ્વરને રહેવાનું " દેવળ " અથવા " મંદીર " છે. મીરાંના પદ અને ગરબીઓ મીરાંનો મહા પ્રસાદ છે. અને તે મહા પ્રસાદ આ મંદીરમાં આરોગી, આપણે નીરોગી બની હૃષ્ટપુષ્ટ થઈએ છીએ. મીરાંની બાલ્યાવસ્થાથીજ ભક્તિ જોઈ તેની બાબતમાં આ ખરૂં પડયું છે કે As goes the child, so goes humanity and history. વળી પુત્રના લક્ષણ પારણેથીજ જણાય. અને નવી વહુ બારણેથીજ જણાય.

David Brainerd, the apostle to the Indians was on his knees praying aloud, but none could make out whom he was conversing with. By and by a rattle snake was found beside him, its head erected as if to strike him. But the reptile had to lower its head, crawl over his feet and make its escape. આવું ભક્તિ–પ્રાર્થનાનું બળ છે. રૂપી ધ્યાન ધરતા હોય અને તેના ઉપર સર્પ પડે છતાં તે ધ્યાનસ્થ રહે તો તેને હાની થાય નહીં. તો મીરાંના મરણાર્થે મોકલેલો સર્પ શાલિગ્રામની મૂર્તિમાં બદલાઈ જઈ પુષ્પના હાર રૂપે પ્રગટ થયો એમાં શું આશ્ચર્ય ! ઇશ્વરેચ્છાથી શલ્યાની અહલ્યા થાય. મનુષ્યેચ્છાથી અહલ્યાની શલ્યા થાય, અને મીરાંના તપોબળે અથવા શ્રીગિરિધારીજીની ઇચ્છાથી સર્પને " સર્પ સર્પ " કહેતાં તે સર્પી જઈ તેની જગે શાલિગ્રામ દેખા દે કે સુશોભિત પુષ્પહાર પ્રગટે એ શું અશક્ય છે ?

All saints belong to the father's family. He is the dynamo, we are the storage batteries, and the whole world is the circuit. જીવનયાત્રામાં પ્રભુ પિતાને પગલે પગલે ચાલવું–ચરણકમળને અનુસરવું–એજ ઇષ્ટ છે.

મીરાં પોતાની આફતોમાં અફસોસ પામી નહીં. કે અકળાઈ ગઈ નહીં. પણ હીમત રાખી પ્રભુ ભરોસે રહી. न भयाद्धि भेतव्यं यावन्भय मनागतं **आगतं तु भयं वीक्ष्य प्रहर्तव्यम भीतवत्** ભય પ્રત્યક્ષ આવતાં સુધી તેની કલ્પનાથી દુઃખી થવું નહીં. અને ભય પ્રત્યક્ષ આવે તો તેમાંથી સુમાર્ગ શોધી કાઢવો. પણ ખોટા ખોટા ભય રાખી વડા પહેલાં તેલ પી જવું નહીં. નદી કીનારે બેઠેલો બગભગત, નદીમાં વારંવાર પ્રગટ થતા અને ફૂટી જતા પરપોટા જોઈ રડે કે પેલો મારો કેવો સુંદર પરપોટો ફુટી ગયો–ફોત થઈ ગયો–મરી ગયો. તેના જેવું આ ભયનું કામ છે. વાડની પેલી તરફ પોતાની છાંયા પર બકરો ચાલે તેનાથી પોતે ડરે, એ કેટલું હાસ્યજનક ! વાડની બીજી બાજુએ જે બકરો છે તે ભય રૂપી બકરો એને વાડની આ બાજુએ શું કરી શકે એમ છે ? તેમ છતાં મનુષ્ય આફત આવતી દૂરથી દેખી તે આવતાં પહેલાંજ ગભરાઈ જઈ ટેક છોડી દે છે. મીરાંએ આફત આવી તો પણ તેમ કર્યું નહીં, અને અડગ રહી ભક્તિ-ભાવથી ભગવાનને વરી, ને રીઝવી વશ કર્યા. માટે રામ રાખે તેમ રહેવું એજ ઇષ્ટ છે.

આપણે ઘણીવાર જેની જરૂર નથી તેની ઇચ્છા કરીએ છઈએ. અને તે પ્રભુ પાસે માગીએ પણ છઈએ. પણ ઇશ્વર તો આપણને શેની ખરી જરૂર છે તે વિચારી તેટલુંજ આપશે. He would give us bread but not banquets. જે પ્રભુ ઉપવનના કમળોને રૂપ રંગાદિ જીવન સામર્થ્ય આપવામાં ભૂલતો નથી તે ભગવાન આપણને આવશ્યક વસ્તુ કેમ નહીં આપે ? પરંતુ તે આપણી Want કે Wish પ્રમાણે નહીં આપે ?, આપણી need પ્રમાણે આપશે. The hour of need is the testing time with us, but it is also the giving

time with God. જીવ તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તેમ કરે. Every period is a lucky one to the child of God.

ખરા હીરા કરતાં ખરા માણેકની કીંમત દશ ઘણી વધારે હોઈ શકે છે. મોટામાં મોટું માણેક ગુસ્તાસ્પ ત્રીજાએ રશીઆની રાણીને ભેટ આપ્યું હતું. પરંતુ કીમતીમાં કીમતી હીરા માણેક કરતાં મનુષ્યનું ડહાપણ–શાણપણ વધુ કીંમતનું હોઈ શકે છે. અક્કલ બડી કે ભેંસ એ પ્રશ્ન છે? મનુષ્યથી ભક્તિ નહીં બને ત્યાં લગી મનુષ્યનું ડહાપણ–ચતુરાઈ ચુલેજ પડી છે તો. ભક્તિ વિનાના રહેવું એ તે એવા ચતુરનું ચાતુર્ય અને ડહાપણ હોઈ શકે? મનુષ્ય દેહ ફરીફરીને આવશે કે? ગુમાવેલી પળ–તક પાછી મળશે કે? Time and tide wait for none, ભક્તિથી ડહાપણ આવી મળે છે. કેમકે ડહાપણનો ભંડાર પ્રભુ પોતે છે. પ્રભુ કૃપાથી તે ભંડારના દ્વાર ભલા ભક્ત માટે ખુલ્લાં થાય છે. મીરાં કહે છે કે "કાચે તાંતણે હરજીએ બાંધી." માથે ગાગર છે હેમનીરે" વિશ્વેશ પાદારવિંદ એવાજ સુવર્ણીત છે. ટેનીસન કહે છે કે—"Bound by gold chains about the feet of God."

મીરાં વૈષ્ણવ ભક્ત હતી. અને તેથી તેણે આત્મ નિવેદન ભક્તિ વડે સાયુજ્ય મુક્તિ પામ્યા છતાં સારૂપ્ય મુક્તિમાંજ મગ્ન રહેવા ઇચ્છ્યું. કવિ શ્રી નૃસિંહે કહ્યું છે કે—ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહી રે. હરિના જન તે મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતારરે, તે તો એમજ કહે કે- If I had thousand lives, I would give them all to God. "તન મન ધન પ્રભુ તમને અર્પણ."

શ્રી કૃષ્ણ પોતે હરેક પ્રકારના ભોગ આપી, હરેક પ્રકારના યજ્ઞ કરી પૂજનીય થઈ પડ્યા છે. ભક્તિ આપણને ભોગ આપતાં–યજ્ઞ કરતાં શીખવે છે. ભક્તિનું આચરણ ભક્તિને અનુસરતું હોવું જોઈએ. સંત તુકારામ કહે છે કે-બોલે તેવું ચાલે, તેને વંદુ વ્હાલે." વળી કહ્યું છે કે:—

**यथा चित्तं तथा वाचो यथावाचस्तथा क्रियाः ॥**
**चित्ते वाचि क्रियायां च साधूनामेक रूपता ॥१॥**

મીરાંની ભક્તિ મોટે ભાગે પિતૃવંશમાં વારસામાં ઉતરી હતી. 'ભક્ત બીજ પલટે નહીં જો જુગ જાય અનંત." "Four generations of the Darwins were scientists. Five generations of the Adamses were statesmen: six generations of the Bach family were musicians, seven generations of the Emersons were ministers. એ મુજબ મીરાંનું આખું કુલ શ્રી ચતુર્ભુજની ભક્તિ પાછળ પ્રેમલક્ષણા ભક્તિની "અસિધારાવ્રત" પાળનારી કટારીથી ઘાયલ થઈ તલ્લીન થઈ ગયું હતું.

પ્રભુ ધારે તો ભક્તને હરેક વસ્તુ આપી શકે છે. પંગું લંઘય તે ગિરિમ્. ગિરિધર પોતાના ગિરિપર લઈ જાય. એટલે પોતાની ગિરા-વાણી-વિદ્વતા-વિદ્રાન-વિરતિ-વ્યાપ્તતા પ્રાપ્ત કરાવી પોતાનો ગિરિ જે પરમધામ–કૈલાસ–અક્ષરધામ તેની પ્રાપ્તિ કરાવે. There is nothing super natural to God. સંતમાં અને સત્યભક્તમાં તેની પવિત્ર ભક્તિના બળે એવી શક્તિ આવે છે કે તે આધિ વ્યાધિ અને ઉપાધિ પોતાની તેમજ પારકી હઠાવી દે છે. એ વાતની ખાત્રી હરેક મનુષ્યે પોતે ભક્તિભાવનો અભ્યાસ કરી અજમાવી જોવી જરૂરની છે. એ " વસ્તુ " વર્ણન કરવા જેવી નથી. અવર્ણનીય છે. એક બહેનને તેની બેનપણીએ પુછ્યું કે બેન તારે સાસરે તને દંપતી સુખ કેવા પ્રકારનું છે ? તેણે જવાબ દીધો કે બેન એ બધી વાત અનુભવસિદ્ધ છે. ગુંગો ગોળ ખાય ને મનમાં મલકાય. એ લૌકિક સ્વાદ તને શું વર્ણન કરી સમજાવું. તું પરણશે, ધણીનું ઘર માંડશે ત્યારે તને તે સમજાશે. તેમ અલૌકિકમાં તો એથી વધુ અનુભવસિદ્ધ વાતો–મીરાંએ ધણીનું ઘર, ધણીનો ધણી જે ગિરિધર ધણી તેની "પ્રેમ લક્ષણા"નો લ્હાવો અનુભવ્યો તે હરેક ભક્ત તે પ્રકારે તલ્લીનતાથી ભક્તિ કરે તો પ્રાપ્ત કરી શકે છે. માત્ર તેમ કરવા તત્પરતા જોઈએ. ભક્તિહીન પાપી હરિ સાથે કટ્ટા કરીને બેઠેલો જણાય છે. Atonementનો અર્થ At one with God. એવો થાય છે પણ the sinner is on the, outs with God; on the other hand, God's " will " is that we be " well. " તેથી આપણે સદ્‌ગુણ અને સદ્‌ભક્તિ તરફ આચરણ

રાખીએ તો તેમાંજ આપણું શ્રેય સમાયલું છે. કારણ કે પ્રભુ કહે છે કે:– તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ( ગીતા ૯ : ૨૨ ). When we live for God, and with God, we can have anything from God. That is plain enough.

શ્રદ્ધા એ એવી ચીજ છે કે તેથી ભક્ત મુક્તિ પામે છે. All things are possible to him that believeth. (Matt. 9:23) શ્રી મુખે ભગવાન કહે છે કે:—

श्रद्धा वांल्लभते ज्ञानं तत्परं संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधि गच्छति ॥

અમુક માણસ શ્રદ્ધાવાન્ છે કે નહીં તે તેના વર્તનપરથી–વાણીપરથી જાણી શકાય છે. એમર્સન કહે છે કે:–"We all live in houses of Glass." કાચગૃહમાં આપણે સર્વે રહીએ છઈએ. અને તેથી આપણાં લક્ષણ આપણું વર્તન સર્વેને મોડું વહેલું સ્પષ્ટ જણાયા વિના રહેતું નથી. What we are within, will appear without. તેજ પ્રમાણે મીરાંની ભક્તિ એના જીવનમાં–એના કવનમાં સ્પષ્ટ ઝળકી ઊઠે છે. She was, of piety, all compact. મીરાં ભક્તિમાં એકરસ–તરબોળ–થઇ રહી હતી. વૃંદાવન નામ યાદ આવતાંની સાથેજ ગોપીઓ અને મીરાં એ નામો એકદમ સ્ફુરી નીકળે છે. વૃંદાવનની વાટ, જમનાજીનો ઘાટ અને દ્વારિકાનાં દ્વાર આપણા સન્મુખ ખડા થઈ જાય છે. શ્રીકૃષ્ણ અને તેની મોરલી તથા રાસલીલા તદ્રુપ દૃષ્ટિગોચર થાય છે. આપણી ગુજરાતી સ્ત્રી કવિઓમાં મીરાંબાઈ તરફ આપણી આંગળી પ્રથમ જશે. એટલુંજ નહીં પણ ભક્ત કવિ તરીકે મીરાંની મૂર્તિજ માનનીય, તેનું નામજ પુણ્યશીલ, પૂજ્ય અને પવિત્ર જણાશે. એ તેના નામનો–ગુણનો–કૃતિનો પ્રભાવ છે. આપણે જો મીરાંના જીવનનો ખરો લ્હાવો લેવો હોય તો આપણે જાણે એની સાથે વૃંદાવનની વાટોમાંજ ફરીને મોજ લઈએ છઈએ. એમ ઘડી ભર માની લો. અને ત્યાં એના ભક્ત મંડળના મેમ્બર થઈ જઇએ. ત્યાં એની સાથે શ્રવણ કીર્તન સ્મરણ પાદસેવન–અર્ચન વંદનાદિ નવધા ભક્તિ કરવા મંડી જઇએ. અને ત્યાં શ્રી ગિરિધર મૂર્તિનો

સાક્ષાત્કાર કરીએ. તો તમને સ્પષ્ટ જણાશે કે મીરાંનું જીવન તે તમારૂં પોતાનુંજ જીવન છે. એના કવન પણ હવે તમારા પોતાના કવન થઇ પડયા છે. સ્ત્રી રૂપેજ નહીં પણ મીરાં એક જીવરૂપે–વ્યકિતરૂપે–પિતૃગૃહે જન્મી ત્યાં ભકિત કરી. સાસરે ગઈ, ત્યાં પતિને પીછાની પતિપરાયણ રહી. ત્યાં પણ શ્રી ગિરિધારીજીને ભજ્યા. તેમ છતાં ઇશ્વરેચ્છાએ વિધવા થઇ. જન સમાજે ભોજરાજના મૃત્યુથી એને 'રાંડ" ગણી. એણે તે વિરૂધ સત્યાગ્રહ ધારણ કર્યો. એણે રાધા વરનો ભરોસો રાખી, ચતુર્ભુજનો ચુડલો કાયમ રાખી પોતાને "સનાતન" સનાથ માની. વૃંદાવનમાં જાતે જઈ વિશેષ ભક્તિ વધારી. આ દેહનો સ્નેહ છે ત્યાં લગી ઘેર બેઠાં પણ આપણે ગોકુળ મથુરા વૃંદાવનમાં છૈએ ગોકુળમાં એટલે ઇંદ્રિઓના સમૂહમાં ઘેરાયલા છૈએ. વૃંદાવન તે વન એટલે પ્રભુના ભુવનની બહાર. પરંતુ પ્રભુ રાસ ત્યાં પણ રમે તેથી તે પ્રભુનું ઉપવન. વૃંદાવનમાં છતાં મીરાં છચોક કહે છે કેઃ–"કયા કરૂં મેં વનમેં ગઈ, ઘરમેં હોતી તો પિયાજીકો બનાય લેતી. 'વિધવા છતાં એમ કહેવાનો આશય એ છે કે શું કરૂં હું હજી સુધી "વનમાં છું. " Outside "–Though in the world–worldly attachment, I have yet to realise the "within" and woo my lover God. દ્વારિકાં સુધી મીરાં પહોંચી, આ કાયામાં મથુરાં–સ્થૂલદેહ છોડી ગોકુળ (સૂક્ષ્મ લિંગદેહ)માં જવાનું પ્રથમ પગથીયું–જડમાંથી ચૈતન્યમાં અને ચૈતન્યમાંથી આત્મા પરમાત્માના અભેદ માટેના દ્વારમાં–વૃંદાવનથી દ્વારકાં જવા બરાબર છે. દશે ઇંદ્રિઓના દશે દ્વાર જેને માટે ખુલી ગયાં. જેના દશેરથ દશે દિશાઓમાં અનર્થ કરતા અટકી અર્થસિદ્ધિ કરવા લાગ્યા. જે રથોમાં જીવની બેઠક સ્થીર અને ભયરહિત શાંત પૂર્ણતાને પામી. તે દ્વારકાં સુધી પહોંચ્યો. અને રણછોડજીની ભકિતવડે તથા કૃષ્ણ કૃપાથી રણમુક્ત થયો અને સારૂપ્ય મુક્તિ પામ્યો. એ ભાવ મીરાંએ પરિપૂર્ણ ભજવ્યો છે. અને એ હરેક જીવે ભજવવાનો છે. પછી તે પૃથ્વીપરના વૃંદાવન અને દ્વારકામાં પધારે કે આ કાયામાંજ મનોમય કાયાના વૃંદાવન અને દ્વારકા સુધી ધ્યાન ધારણા સમાધિથી પહોંચી જાય. દશરથ ગૃહે રામ પ્રાપ્તિ થાય કે કુશળ થઈ કૌશલ્યા ગૃહે પધારે. ઉભયનું ફળ એકજ છે.

પવિત્ર સ્થળે જઈ ભક્તિ એ શાળામાં જઈ કેળવણી લેવા જેવું છે. કાયાનું કલ્યાણ કોઈપણ સ્થળે કરે એ ઘેર કેળવણી લેવા જેવું છે. પાછલો માર્ગ ગૃહ કેળવણી–વધુ પરિશ્રમનો છે. પરંતુ ફળ બેઉનું એકજ છે. મીરાંએ સાંસારિક–લૌકિક વાસના તજીને અને ગિરિધારીજીને ભજીને પ્રભુકૃપા મેળવી. પ્રભુપ્રાપ્તિ કરી. એ ભાવ આપણી પ્રભુ ભાવના સુદૃઢ કરી આપણને પણ પ્રભુ તરફ ભાવ ભાવના અને ભક્તિ પ્રગટાવે છે. મીરાં પ્રભુને કહે છે કેઃ—

પદઃ—

પ્રભુ મારી પાસે રહેજો, હરિ મારે હૈયે રહેજો.
જોજો ન્યારા થાતાં રામ, તે દીનો વિશ્વાસ છે.
સંત જનોના પાત્ર પૂર્યાં, ધઉંના ગાડા ઘેર વાળ્યા રામ. તે૦ ૧.
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી, ખેપ કરી ખરે ટાણે રામ. તે૦ ૨.
ઝેરના પ્યાલા વ્હાલી મીરાંના, અમૃત કરી આરોગ્યા રામ. તે૦ ૩.
ચૌદ ભુવનના નાથ તમે છો, મીરાંબાઈએ ગાયા રામ. તે૦ ૪.

---

## પ્રકરણ ૮મું

ગિરિધારીજી જોડે મીરાં વાત કરતી. એ બીના તરફ કેટલાક આશ્ચર્ય ચકિત થાય છે. પરંતુ ટેલીફોનના ઓરડામાં ભરાઈ જડ ટેલીફોન જોડે વાત થઈ શકે અને ચૈતન્યમય પરમાત્મા સાથે તે અશક્ય હોય એ કેમ બને? હા. વાડ વિના વેલો ચડે નહી. ભક્તિવડે ટ્રાન્સમીશનના નીયમ ન ભણીએ ત્યાં સુધી "No admission without permission નું પાટીયું નડે છે. "ઇન્ટીમસી" થઈ ગયા પછી પરવાનગી વિના ઘુસી જવાય છે. કુંચી હસ્તગત થવી જોઈએ. સાનથી સમજવાની વાતું છે. દલીલમાં બહુ ભલીવાર નથી. જીઝસે જ્યારે મરણ પામેલા "લૅઝેરસ"ને જીવતો કર્યો ત્યારે પ્રથમ જીઝસ talked with God and then spoke life unto the dead Lazarus. (John 11 : 41–42). આપણે પ્રભુ સાથે આવી વાત શી રીતે કરવી, તે એવા ભક્તો પાસેથી શીખી લેવાનું છે. જો આપણે આવા પુસ્તકો તરફ આવા ભક્તો પ્રત્યે પૂજ્યભાવે આસ્થા અને શ્રદ્ધાથી નહીં જોઈએ તો આવી અનુભવ સિદ્ધ અતિઆવસ્યક બાબતોનો આપણને ધાડો પરિચય પણ શી રીતે થાય? Humbug! પછી એ બધું હંબગ કે હવામાં

ઉડનો હમ્બગ ? ધ્વની જ્યાંથી નીકળ્યા તે હમ્બગ ? ગમે તેમ હો, પણ જે કળા શીખી લેવી હોય તે કળાનો શ્રદ્ધા સહિત અભ્યાસ તો જોઈએ. પ્રથમ નામ સાંભળીનેજ તેનું હાસ્ય કરીએ તો અર્થના અનર્થ કરી અનર્થ સિદ્ધિ પ્રાપ્ત કરીએ. ભક્તિમાં પણ નિઃસ્વાર્થ-નિષ્કામ ભક્તિ મુખ્ય છે. He that loveth his life, shall lose it. ધર રાખે ધર જાય. એ કબીરજી કહી ગયા છે. આ કાયામાયા દેહગેહનો સ્નેહ ભક્તિભાવ કમ કરી નાખે છે.

ભક્ત ક્રાઈસ્ટને કૅલ્વરીનાં ક્રૉસ પર ચડી મરણ શરણ થતાં જે તીવ્ર વેદનાની ભાવના દ્રષ્ટિગોચર થાય છે, તેવી વેદના મીરાંને ચિતોડ ત્યાગ વેળા થઈ નથી. પણ ભોજરાજના મરણ સમયે થઇ છે. અને મીરાંએ જમડાને પાછા વાળવા અનેક ભાવના દર્શાવી પ્રભુની પૂર્ણ ભક્તિ કરી. પરંતુ પ્રભુ જીવને માટે જે, જેટલું અને જે સમયે જરૂરનું છે, તે, તેટલું અને તે સમયેજ તેને આપે છે. અને તે તે પોતાની ઇચ્છાનુસાર અને જીવની જરૂરીઆત વિચારીને આપે છે. દયારામ કવિ કહે છે કેઃ—

"જેને જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે,
એમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઈને મરે ?
કૃષ્ણને કરવું હોય તેમ કરે."

મીરાંએ પોતાના વ્હાલા પતિ ભોજરાજને જાલીમ જમડાં લઈ જાય છે, જોઈ તેમને પાછા વાળવા મહા માથાકૂટ કરી. પરંતુ ધણીનું ધાર્યું થાય=ધણીનો ધાર્યો મનસુબો, હરબ્રહ્માથી નહીં ફરે. પ્રભુ જીવનું "પ્રેય" કરતો નથી. પણ તેના "શ્રેય" તરફ દૃષ્ટિ રાખે છે. મીરાંને માઠું તો ઘણું લાગ્યું, પણ મીરાંનું શ્રેય એમાંજ સમાયલું હતું. ક્રાઇસ્ટની પેઠે મીરાં કહે છે કેઃ-Oh my father, (મીરાં કહે છે, ઓ પ્યારા ગિરધરલાલ) "If it be possible let this cup (દુઃખનો પ્યાલો) pass from me Never the less, not as I will, but as Thou wilt." એ શું બતાવે છે કે ભક્ત ભગવાનની ઇચ્છામાં પોતાની ઇચ્છા મેળવી દે છે અને ભગવાનને જે ગમે તે સહન કરી તેમાં પોતાનું શ્રેય માને છે. "જે ગમે દેવગુરૂ જગતના ઈશને તેહનો ખરખરો કેમ કરીએ ?"

મીરાંને ભોજ રાજાના મરણ વેળાએ પોતાનું મરણ થયું હોત તો તે પણ સહ્ય થાત, દીલજાન દોસ્ત દુશ્મન થઈ જાય તે પણ સહન થાય. આગથી કે બેંક ટૂટવાથી નાણા નષ્ટ થઈ જાય તેનું નુકસાન પણ વેઠાય. પરંતુ ભોજ-રાજ જેવો પ્રેમી પતિ તેની અને પોતાની યુવાવસ્થાએજ મોહમાયામાં મસ્ત સ્થિતિમાં આ દુનિયા છોડી જાય એ દુઃખ સતત સુખમાં ઉછરેલી મીરાંને નાનું સુનું ન હતું. કોમળ હૃદયકમળપર મુગ્દલ પ્રહાર હતા. મીરાંને તો શું પણ હરેકને ભ્રમિત કરી નાંખે. તેમ છતાં મીરાંએ તે વેળા "પ્રભુ ઇચ્છા" પર પૂર્ણ શ્રદ્ધા રાખી, એજ પ્રભુની પૂર્ણ પીછાન કરી લઈ "પોતે કોણ" તે સમજી જઈ, પોતાને પ્રભુની અખંડ હાજરીમાં દુઃખનું નામ પણ હોઇ શકે નહીં, એ ભાવ, ભગવાનને સન્મુખ થઈ–સન્મુખ કરી–પોતે સિદ્ધ કરી લીધો. માટે આમાંથી આપણે એજ સમજવાનું છે કે ગમે તેવી આપણને આફ્ત આવી હોય તો તે વેળા પ્રભુ ઇચ્છા જાણી લેવી, અને તેમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો. સુખ લેશો કે દુઃખ લેશો? જીવન કે મરણ? એવા પ્રશ્ન પુછવામાં આવે તો પણ તેનો ભક્ત પાસે તો એકજ ઉત્તર છે કે "હે ભગવાન, જેવી "તારી" ઇચ્છા. અમારે માટે શું કરવું, અમને શું ફળ આપવું એને તારા ઉપરજ રાખીએ છઈએ. અમે તો અમને આપેલી બુદ્ધિનો સદુપયોગ કરી કર્તવ્ય કરીએ અને તારી ભક્તિમાં મસ્ત રહી તને સ્મરીએ ને જગતમાં વિચરીએ અને વ્યવહાર સાચવીએ એટલે બસ છે. "ખોટ નફો ને બહાનાની પત તારે શિર."

અંધ સ્ત્રી જેમ પોતાના પતિ સાથે ફરતાં છતાં પોતાના પતિના મુખારવિંદને–સ્વરૂપને જોઈ શકતી નથી. પરંતુ તે જો કદી દેખતી થાય તો તે સ્વપતિદર્શને અલૌકિક આનંદ પામે. તેજ પ્રમાણે મીરાંને વૃંદાવનમાં જ્યારે ગિરિધારીજીનો સાક્ષાત્કાર થયો ત્યારે એના પરમાનંદનો પાર રહ્યો નહીં. અને વિચારવા લાગી કે આવા સકળ સદ્ગુણ શિરોમણી સર્વોત્તમ પુરૂષોત્તમજીના સાક્ષાત્ દર્શન આટલો વખત કેમ નહીં થયા? મારી પાસે મારા હૃદયમાં છતાં મેં મારા પ્રાણ પ્રિય પ્રાણસ્થિત પ્રભુને તેના ખરા સ્વરૂપમાં દૃષ્ટિગોચર કેમ નહીં કર્યા? અરે એ મારો ચક્ષુ દોષજ. દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરાવનાર ભક્તિભાવ સીવાય બીજું કાંઈ નથી. પરંતુ પ્રભુ પ્રાપ્તિ

માટે પ્રભુનો મહિમા જાણવો જોઈએ. જ્યાં લગી પ્રભુનો મહિમા જાણ્યો નથી, પ્રભુ સાથે સંસર્ગ કીધો નથી, પ્રભુને પૂરો પીછાન્યો નથી, ત્યાં સુધી તેનો પિતા તરીકેનો પ્રેમ કે પતિ તરીકેનો પ્યાર કે માતા જેવો સરળ પ્રેમ કે માશુક જેવી ( મતલબી નહીં પણ નિષ્કપટ ) મહોબતનો ખરો ખ્યાલ કેમ આવે ?

જે અકબરે આખી દુનીયાંના ધાર્મિક પંડીતોને પોતાના દરબારમાં નોતરી પોતે પ્રભુ કેમ નહીં ? તે વિષે ચર્ચા કરાવેલી. તુ કા રામ ? મી રામ ? એ પ્રશ્ન પુછનાર પેઠે મીરા-રામી-રામની સીતા-વાલ્મીકના "મારા"નું ઉલટું "રામા" હતું તેમ, સમજનાર તેજ અકબર મીરાંના મઠમાં તાનસેનને લઈ ગુપ્ત વેશે ગયા. મીરાની મુલાકાત કરી અને તેની સાથે જ્ઞાનચર્ચા કરી તેને ભારે ઈનામ આપી તેની નામના તેણે પ્રસારી. એ મીરાંની અદ્દભુત અલૌકિક સર્વ સામાન્ય સમવૃત્તિ અને ભક્તિ પરાયણતાનું ઐહિક ફળ હતું. કેટલાક વર્ષ ઉપર "ચિકાગો"માં સર્વ ધર્મોની ભવ્ય જગતપાર્લમેંટ મળી હતી. પણ અહીં તો ચિતોડ તરફ ( ચિત્ + ઓર ) ચૈતન્ય તરફ વળનાર મીરાં, જો કે એનો કોઈ સંપ્રદાય કે પંથ નથી તોપણ તે એક સાદું સરળ જીવન અને કવન આપણે માટે મુકી ગઈ છે. કે જેમાં સર્વ ધર્મનો સાર આવી જાય છે. અને તેથી એ વારસો આપણે માટે સો વાર તો શું પણ હજાર વાર અમૂલ્ય થઈ પડયો છે. માત્ર તેની કદર કરી, એનો લાભ લઈ, એમાંની રૂડી વાતો આપણા વર્તનમાં આવે એટલીજ પ્રભુ પાસે પ્રાર્થના છે.

મીરાં પોતાના આખા જીવનમાં "સાવધાન" રહી વર્તી છે. પરણની વેળાએ તો ગોર "સાવધાન" રહેવા પોકારી પોકારીને કહે છે. અને મીરાં પણ તે વેળા તો સાવધાન હતીજ. પરંતુ ભોજરાજ પણ "સાવધાન" હતા. છતાં એ "સાવધાન" લૌકિક હતું. આ જગતમાં જન્મેલો હરેક જીવ જો આખી જીંદગી "સાવધાન" નહીં રહે તો, જગતમાં તો અનેક આવ્યા અને ગયા પણ મીરાં પેઠે તેનું નામ રહી જાય નહીં. માટેજ કહ્યું છે કે "નામ રહેગો નામસે, ( નામ સ્મરણથી ) સુનો સ્યાને લોય ( લોક ), મીરાં સુત જાયો નહીં, શિષ્ય ન મુડયો કોય."

માટે પ્રભુ પ્રાપ્તિ તરફ સદૈવ "સાવધાન" રહેવું. કોઈપણ કૃત્ય આ જગતમાં પ્રભુને પાછળ મુકી કરવું નહીં. કોરટોમાં જેમ રાજાની છબી

સન્મુખ સર્વ પ્રોસીજર ચાલે છે. તેમ પ્રભુ દરબાર જે આ જગત તેમાં પ્રભુને ( સર્વત્ર ) હાજર જાણી જે વિચારવું, કહેવું અને કરવું, તે પ્રભુને સન્મુખ રાખી તેની ઈચ્છાનુસાર કરવું. જીવને માટે એજ ઈષ્ટ છે. મીરાંએ તેમજ કર્યું.

મીરાંનું જીવન "આદર્શ" એટલા માટે છે કે, એનું જીવન સરળ, એની ભાષા સાદી, એના વિચાર ઉદાત્ત, એનું કવન મીઠું મધુર મોરલીમય; અને એની ભક્તિ પ્રેમરસથી રસબસ. જીવન સફળ કરનારને બીજું શું જોઈએ ? પ્રભુનો મહિમા જાણી લીધો, પ્રભુનો સાક્ષાત્કાર કર્યો, સ્વાર્થ તજી પ્રભુ પરાયણ—પરમાર્થ—પરોપકાર સિદ્ધ કર્યો. સેંકડો સાધુ સંત, મીરાં પાછળ, એના પદો ગાઈ સ્વનિર્વાહ કરી રહ્યા છે. આ જીવનયાત્રાંમાં આવાં જીવન આપણને ઉત્સાહિત કરી આપણી જીંદગીનો આપણને ખ્યાલ આપી જીવન રસભર કરે છે. આપણે ઉત્તેજીત થઈ સન્માર્ગે સીધાવીએ છઈએ, અને જીવન યાત્રા સફળ કરી લેવા સમર્થ થઈએ છઈએ.

રૂપવતી મીરાં એક ચકચકિત છીપાણી પેઠે આ ભવસાગરને કીનારે—શ્રી જમના મહારાણીની ગોદમાં, શ્રીગિરિધરની બાથમાં અદૃશ્ય થઈ ગઈ. એ વાત ખરી. પરંતુ

"You may take the Sea-shell, from its home on the lea.;
And wherever it goes, it will sing of the Sea."

મીરાં હોય કે ઓખા હોય કે કોઈ અન્ય જીવ હોય પણ તે તો મૂળમાંથી—દીવ્ય સમુદ્રમાંથી જન્મે અને જગતમાં જન્મદાતાની ખુબી ખુબસુરતી દર્શાવે-ગજાવે, અને છેવટે તેજ દીવ્ય સમુદ્રમાં મળી જાય. જેમ મીઠાંની પૂતળી સમુદ્રમાં જ્યારે મળી જાય ત્યારે પોતે મીઠાની હતી એમ સ્વરૂપનું ભાન થઈ તે મૂળ સ્વરૂપ સમુદ્ર સ્વરૂપને પ્રાપ્ત કરે. તેમ જીવ આ ભવસાગરમાં પ્રભુ પાસેથી આવ્યો, પ્રભુના ગુણાનુવાદ ગાઈ પ્રભુ મય રહ્યો, અને પ્રભુમાંજ ભળી ગયો. એ હરેક જીવની જીવન યાત્રા. તેમાં વિશેષ એજ કે આ જીવન સમયે પ્રભુમય હોવાની વિસ્મૃતિ ઘડીભર પણ કરે નહીં. સ્મૃતિ અનુસાર ચાલે. પ્રભુને સતત નિહાળી, નિરંતર હાજર જાણી, તેને ઓળખી હરેક કૃત્ય કરે. અને જીવમાં શીવ પોકાર્યા કરે.

કોયલો અંગારા જેવો જાગૃત પ્રદીપ્ત અને અગ્નિમય ચકચકે. અને એજ કોયલો "કાર્બન" રૂપે હીરો છે એ વાત કોયલો પોતાની કાયા અગ્નિમાં હોમી ધગધગતા અગ્નિમાં મંગળમય મસ્તી દાખવી પોતાનું હીરા સ્વરૂપ–અગ્નિસ્વરૂપ પ્રગટ કરી, પોતે તે સિદ્ધ કરી અન્યને પુરવાર કરી આપે. ભેદ મટાડી અભેદ થાય, અને અભેદ કરે. તરે ને તારે. આકાશના તારા ગણ્યા ગણાય નહીં, છાબડીમાં માય નહીં, તોયે મારા આભલામાં ન્હાય–માય. મીરાંનું હૃદય એણે એવું વિસ્તૃત બનાવ્યું હતું કે એના હૃદયના આકાશમાં પરમાર્થ ભાવ સીવાય–ગિરિધારીજી સીવાય–બીજા કશાને અવકાશ નહીં હતો. હજાર હાથનો ધણી આપવા માગે તો આપણને અનેક લાભ વણમાગ્યા આપી શકે છે. અરે આપે છે પણ ખરો. પણ જેને સ્વ-કર્તવ્ય તરીકે માગવાનું પણ આળસ છે તેનામાં તેની આપેલી કૃપાભેટને સ્વીકારવાનું કે ગ્રહણ કરવાનું સામર્થ્ય ક્યાં છે? તેથી તેનો લાભ લઈ શકતા નથી. સ્વાદ ચાખી શકતા નથી. કેમકે "કાંઠે ઉભો જુવે તમાસો, તે કોડી નહીં પામેજી." આ વાત એવી છે કે એમાં અતિ ડાહ્યાનું કામ નથી. એ તો પ્રભુ ભાવનામાં પોતાની ભાવના મેળવી લેવા પેટમાં પેસી જાય એવા ભોળા ભક્તનું કામ છે. "I thank thee, Lord of heaven and earth, because Thou hast hid these things from the wise and prudent, and hast revealed them to the babes." (Matt. 11 : 25) જ્ઞાનવાદી કહે છે કે "ભક્તિવાદ સામાન્ય મનુષ્યને માટે છે." જ્ઞાનવાદની કોટી ઉત્તમ છે એ વાત ખરી. પણ ભક્તિ વિનાનું શુષ્ક જ્ઞાન આ જીવનને સફળ કરવા અશક્ત નીવડે છે. અને તેથી તેને જ્ઞાનનું નામ આપવામાં આવે તો તે ભ્રમમાત્ર છે. એ જ્ઞાન કંઈ શોધી કાઢે, જડે નહીં. કેવળ અભ્યાસથી પણ જડે નહીં. એ તો આપણી તીવ્ર ઇચ્છા, તીવ્ર ભક્તિ, તીવ્ર પ્રયાસ કરતાં કરતાં પ્રભુ કૃપાએ પ્રગટ થઈ આવે.

Spiritual things come by revelation, not by acquision. We cannot learn God's wish and God's will, and God's providence, as we learn Geography and Mathematics. એમાં તો ઠીકરી ઘડાને ફોડે. રાણાજીને પ્રભુ

નહીં મળ્યાં. ને મીરાંએ તે મેળવ્યા. એને આપણે ચારશે વર્ષે યાદ કરી આશ્ચર્ય ચકિત થઈએ છઈએ. "In a moment of time, God has made known, and does make known, certain truth, that a life time of research would never secure. "પાવડે પગ ને બ્રહ્મ ઉપદેશ" જેવું છે. પરંતુ તે ભાગ્યની પળ માટે પ્રથમ પ્રયાસ "સાવધાન" થઈ ચાલુ રાખેલો હોવો જોઈએ. નહીં તો પ્રભુ પોતે પ્રગટે, પધારે ત્યારે દરવાજા બંધ હોય. પણ શું કરવું? જીવની તત્પરતા, કાળજી અને સાવધાની નથી હોતી. માંડવાની બત્તીમાં તેલ ખૂટતું હોય તો વર અને વરઘોડો નજર આગળ થઇ જોત જોતામાં પસાર થઈ જાય. અને આપણે તો પાછા ફાંફાં મારતાજ પડી રહીએ. મીરાંનો વર (Bride-groom) અને વરઘોડો (Procession) બેઉ સફળ થયાં. એ સફળ તેની તન્મય ભક્તિની કળનું બળ અને ફળ.

"He who lives near God, can have, as was said of Luther, what he would of God. જે પ્રભુમય હોય તેને પ્રભુ પ્રાપ્તિ છતાં. પ્રભુ તરફની કઈ ચીજ ન મળી શકે? પૂર્ણતા જ (પૂર્ણ+તાજ) પ્રાપ્ત કરાવે. મીરાંને કોઈ "મીરાંત" બાકી રહી નહીં. "પૂર્ણાત્ પૂર્ણમાદાય પૂર્ણમેવાવ શિષ્ય તે." સંપૂર્ણને સંપૂર્ણમાં વ્યય કરતાં પણ અપૂર્ણતા સંભવતી નથી. ભોજ રાજ ગયા પછી મીરાં એકલી હતી એમ કહેવાય છે....ના...ના મીરાંની સાથે સદૈવ મીરાંના ગિરિધરલાલ હતાં. લૌકિકમાં એક એદલજી કે મેરવાનજી દારૂ પીને જતો હોય અને તેને પુછીએ કે કેમ અલ્યા એકલો જાય છે તો તે પણ એમ કહે કે એકલો ક્યાં છઉં? સાથે પેસ્તનજી છે ને? એટલે પીઠાવાળા પેસ્તનજીએ આપેલો સીસામાંનો દારૂ તેના પેટમાંજ છે. તે દારૂની ખુમારીમાં "પોતે એકલો છે" એમ કહેવા દેતો નથી. તો આતો અલૌકિક સનાતન ખુમારી–મીરાં તો નિરંતર બેકલીજ હતી. હુતી ને હુતો. એ ને એના "પ્રભુગિરિધરનાગર." જીવનમાં અને કવનમાં જ્યાં જોઈએ ત્યાં સાથે ને સાથે. અને તેથીજ મીરાંએ વૈધવ્ય પછીના પદોમાં પણ પતિ વૈભવને ઠીક મલ્હાવ્યો છે. "મુખડાંની માયા લાગીરે મોહન પ્યારા." "ચાલને સખી મારો શ્યામ

દેખાડું. વૃંદાવનમાં ફરતોરે, નખશીખ સુધી હીરા ને મોતી, નવનવા શણુ-ગાર ધરતોરે, ધેનુ ચરાવે ને બેણુ બજાવે, મન મ્હારાંને હરતોરે, રૂપને સંભારૂં, કે ગુણને સંભારૂં, જીવ રણછોડ (બોજરાજ–ગિરધર)માં ભમતો રે." વગેરે પદ આ વાતની સાક્ષી પુરે છે.God says "Lo, I am with you always." (Matt. 28 : 20)

"Take courage, wayward pilgrim,
Though mists and shadows hide;
The face of Him thou lovest,
He is ever at thy side."
"Reach out thy hand, and find Him.
Why should I fear, when God is near?"

"મુસાફર ક્યા સોવે અબ જાગ." "બાગે બહાર દુનીયા, ચંદરોજ."

" શાણા સમજ આ દુનીયા છે મુસાફર ખાનું." વગેરે પ્રભુની સમીપતા દર્શાવે છે.

ગૅલીલીઓએ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે કે સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે એની શોધ કરી સત્યાગ્રહ ગ્રહણ કરી સ્વભોગે પણ સિદ્ધ કર્યું કે ફરે છે એજ, પણ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. દુર્બીનની શોધ પણ થઈ છે. ન્યૂટને ગુરૂત્વાકર્ષણનો કાયદો પણ ખોળી કાઢયો છે. તેણે વૃક્ષનું ફળ નીચે પૃથ્વી પર પડે છે એ શોધ્યું છે. પરંતુ મીરાંના મરણ બાદ અનેક શાસ્ત્રીય શોધો થઈ છે, છતાં નેવના પાણી મોભે જાય એ વાત વિજ્ઞાન શાસ્ત્ર સિદ્ધ કરી શક્યું નથી. સાઇફૉન પણ પાણી પાણીની સપાટી લેવલ શોધી તેટલી હદે ઊંચું ચડાવે છે. પરંતુ આપણને તો મીરાંએ અને અન્ય ભક્તોએ સાબીત કરી આપ્યું છે કે ભક્તિમય સરળ જીવન, નીચેથી ઊંચે, આ પૃથ્વી પરથી સ્વર્ગે–તુકારામ જેવાને સ્વદેહે–પ્રભુ પાસે પહોંચાડી શકે છે. સ્થૂલ નીચે રહે. સૂક્ષ્મ–etheric ઊંચે ઊંચે ઉડે. એ ખરૂં રહસ્ય જાણવાનું સત્ય સાધન "સપ્રેમ ભક્તિ" છે. સ્વાર્થત્યાગ, સંસાર લોલુપતા પર અંકુશ, અને પ્રભુ ઇચ્છાનુસાર પ્રભુમય જીવન, એજ કર્તવ્ય. હે પ્રભુ,

Thy presence, through my journey, shine,
And crown my journey's end." એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

Life depends upon certain conditions. Physical life needs light, air, food; mental life, thought; affectional life, love; spiritual life, God. There is a stronger life in a lion than in a lamb. એ તો દરેકના મનોબળ અને આત્મબળ ઉપર અવલંબે છે. મીરાંનું આત્મબળ તેના સત્યાગ્રહમાં સ્પષ્ટ છે. મીરાંના જીવનનો આનંદ તેના કવનમાં ઝળકી રહ્યો છે. Paul says "they (ભક્તો) sing and make melody in their heart to the Lord" (Eph. 5 : 19) તેમનો બ્રહ્માનંદ તેમનો પરમાનંદજ જાણી શકે. Communion with God is a process rather than a product. As is the natural, so is the spiritual.

મીરાંની "મીરાંત" અને મીરાં રજપુતાણીની શુરવીરતા, શી વર્ણવવી! મીરાંત એટલે "મીરાંત્વ" ધન્ય છે એને કે એણે શ્રી ગિરિધારીજીને વશ કરી તેની શક્તિ તેનું સર્વસ્વ પ્રાપ્ત કરી તેને મીરાંની મીરાંત" માની. She was "so mighty that she overcame the Almighty." એથી વધારે દોલત વૈભવ કે ઠકરાત બીજી શી હોઈ શકે?

"ડુંગરીએ દવ લાગ્યોરે, ઓધા, કેમ કરીએ? એ સળગતા ધગધગતા દુઃખના દાવાગ્નિમાં મીરાંનું દીલ છતાં એણે એકાગ્ર રહી ભક્તિ કરી એ એની અડગ શ્રદ્ધા અને પ્રભુ પ્રત્યેનો પ્રેમ પુરવાર કરે છે.

ઘોડીયામાં છોકરૂં સહેજ રડે ત્યાં સુધી તેની મા તેની બહુ દરકાર કરતી નથી. પણ જ્યારે એકદમ કેદારો છોડી મુકે–છેડે–ત્યારે તો તેની મા દરોડો પડયો જાણી દોડી આવી, તેને ધવાડે, રમાડે, અને બચ્ચી દઇ તેને રીઝાવી પોતે રીઝે. એજ પ્રમાણે આપણી ભક્તિ સહેજ સાજથી વધી પાંચ વર્ષની અડગ ભક્તિ ધ્રુવની, કે તેથી પણ વધુ ભક્તિ પ્રહ્લાદની પરિપકવ થઈ પ્રેમ રસ વધ્યો જાય, ત્યારે તો પ્રભુ એકદમ પ્રગટ થાય. અને અષ્ટ પટરાણી પૂછતી–જોતી રહે ને પ્રભુ તો "હા" ત્યાં બોલે ને

"થી" આંઠી બોલે એટલી ત્વરાથી "હાથી" ભક્તને, પ્રભુને હાથ કરી લેનાર ભક્તને, હાથ દેવા દોડી આવે. તેવી તીવ્ર ભક્તિ જોઈએ.

"પ્રેમને વશ પાતળીઓ" એ ભાવ સ્વભાવ સિદ્ધ છે. "Thus there are two things," (says the prayerful William P. Pearce the welknown author of "Lover's Love" and of many other books), "about the prayer life; it avails and prevails. It is a nice thing to avail, but it is a grand thing to prevail." મીરાંની ભક્તિ prevailing હતી અને અંતે તે prevail થઈ.

"Two constant lovers, being joined in one,
Yielding unto each other, yield to none."

રાણોજી શું કરે? ગિરિધરને વશ કરનાર મીરાં કોને અન્યને વશ થાય એમ હતું? એજ એના સત્યાગ્રહનો વિજય. મીરાંની ભક્તિ એટલી વધી ગઈ કે મીરાંની માગણીની પ્રભુથી ના કહેવાયજ નહીં. ગજરાના મારૂએ સૂર્યને ઉગતો અટકાવી થંભાવ્યો હતો તે એવીજ તીવ્ર પ્રાર્થનાથી. "Rain was withheld three and a half years by the prevailing prayer of Elijah. પણ પાખંડી શ્રદ્ધા કંઈ ફળ આપે નહીં. "Blank cartridges and random shooting amount to nothing." Mr. H. G. Spafford, a prominent chicago lawyer, અને સ્વામી નારાયણ પંથમાં જાણીતો થયલો વકીલ સદાશીવપંથ એટલા દુરાગ્રહી હતા કે તે પોતે આસ્તિકતાથી વેગળા હોવાનું જાહેર કરતા હતા. પ્રભુનું અસ્તિત્વ માનતા ન હતા. આખરે એ બેઉ બાહોશ વકીલને ખાત્રી થતાં આસ્તિક થવું પડ્યું, એવાં વર્ણન પ્રસિદ્ધિને પામ્યાં છે. Saul–Paul પણ પોતે એક પ્રખ્યાત કાબેલ વકીલ હતો. તેમ છતાં ક્રાઇસ્ટને પ્રભુપુત્ર માનવાના સ્ટીફનના વાંક માટે સ્ટીફનને પથરા મારી, મારી નાંખવાનો હુકમ થયલો તે હુકમને અનુસાર પથરા મારી અમલમાં લાવવામાં એ અગ્રેસર હતો, તેમ છતાં તેજ ક્રાઇસ્ટ તરફ એકાએક એજ પૉલની મતિ ફરી અને તે અલૌકિક રીતે ક્રાઇસ્ટનો થઈ ગયો. એટલુંજ

નહીં પણ તેનું ત્યારપછીનું જીવન જોતાં તે પોતે જીઝસ ક્રાઇસ્ટ જેવોજ નીવડ્યો. પૉલે પોતે જે વેદના સ્ટીફનને ધર્મને કારણે દુરાગ્રહથી આપેલી તેજ વેદના પૉલે પોતે સત્યાગ્રહને કારણે સ્વીકારી સહન કરી દેહત્યાગ થતાં છતાં પ્રભુ પર દૃઢ વિશ્વાસ રાખ્યો, અને અમરનામ સંપાદન કર્યું જે વગર વિચારે અંધશ્રદ્ધામાં ભમે છે તેના કરતાં પ્રથમથીજ ભોળવાઈ નહીં જાય, અને પૂર્ણ વિચાર કરી, દલીલ કરી, સ્વસંતોષ થાય તોજ, તે ગ્રહણ કરે એવા વર્ગમાં ઉપલા વકીલોનો વર્ગ પ્રથમ પદ ભોગવે છે. અને તેણે ગાત ગરણે ગાળેલું વસ્ત્રપૂત અને મનોપૂત પવિત્ર પૂણ્યામૃત પોતાને અને અન્યને પુષ્ટિદાયક નીવડે છે. જે વકીલો આ પૃથ્વી પરના ન્યાયાધિશોને કાયદાથી રીઝાવી સ્વાર્થ અને પરમાર્થ સાધે છે, તેજ વકીલો આ સૃષ્ટિના–ચૌદ બ્રહ્માંડના–ન્યાયાધિશના ન્યાયાધિશને રીઝાવી, પોતાની વિદ્વત્તા અને ચતુરાઈ સાર્થક કરી જીવન સફળ કરી શકે. એ નિસંદેહ છે. બીજા તમામ ધંધા કરતાં વકીલાતનો ધંધો કરનારને મોક્ષ મેળવવાની અત્યુત્તમ તક એ ધંધામાં છે. કેમકે એમાં જુદી Capacities રાખી શકાય છે. વળગ્યાને વળગ્યા અને અળગાને અળગા રહી શકાય છે. પણ એ ધંધાની આસપાસ રહેલી અનેક લાલચ્યોની જાળમાં ફસાય નહીં તોજ તેમાં તે સફળ થાય છે. તેમની પ્રવૃત્તિ નિવૃત્તિમય હોય, અને ભક્તિભાવ સ્ફુરે તોજ તેઓ ( ભગ + વાન ) બને; નહીં તો તે રસ્તામાં પડયું નથી કે ઉંચકી લેવાય. " આસ્તે ભગ આસીનસ્યો ર્ધ્વસ્તિષ્ઠતિ તિષ્ઠતઃ ! શેતે નિપધ્યમાનસ્ય ચરાતિ ચરતો ભગઃ ॥ ભગ એટલે નશીબ. બેઠેલાનું નશીબ બેઠેલું ને ઉભેલાનું ઉભેલું, સુતેલાનું સુતેલું ને ચાલતાનું ચાલતું. માટેજ ગીતાજીમાં શ્રીમુખે ગાયું છે કે "ઉત્તિષ્ઠ." Luck અને Pluck બેઉ જોઇએ. જાગે તેની સુંદર પાડી ને ઊંઘે તેને નકામો પાડો. મીરાં જાગૃત થઈ, ચિતોડ તજ્યું, વૃંદાવન ચાલી. રૂપવતી મીરાંએ રૂપને રૂડે માર્ગે દોરવ્યું. ગુણવતી મીરાંએ સદ્‌ગુણી રહી ગિરિધરના ગુણ જોયા, ગાયા, અને ગવાડયા. અને ભક્ત કવિ મીરાંએ પ્રેમલક્ષણા ભક્તિ અને કવનથી જીવન સફળ કરી, અમૃતરસ ચાખી, અમરત્વ પ્રાપ્ત કર્યું. ધન્ય છે એ જીવનને. ઇતિ અલમ્.

---

# પ્રકરણ ૯મું

## મીરાંની મુગ્ધાવસ્થાના જણાતાં કેટલાંક કવનો.

મીરાંબાઇની મુગ્ધાવસ્થામાં થએલી કવિતા કેવા પ્રકારની છે તેનું આપણે કંઇક અવલોકન કરીએ. લગ્ન થતાં પહેલાં તેમને ગ્રહણ થયલી સંસ્કૃતિ તેમના બાલ્યાવસ્થાના કાવ્યમાં સ્ફુરિત થાય છે. તેમની ઉદાત્તતાના પડઘા પડે છે. તેમની લીનતાની આપણને લેહેલીનતા લાગે છે. દૃષ્ટાંત તરીકે નીચેના પાંચેક પદ.

૧

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે. તેનો શબ્દ ગગનમાં ગાજે છે.
વૃંદા તે વનને મારગ જાતાં, વ્હાલો દાણ દધિના માગે છે.

પદ ૬. બૃ. કા. ગ્રં. ૭. પાન ૭૦૩.

"દધિ" સંસ્કૃત શબ્દ છે.

૨

ગાગરીઆં બેઢાં ઢળશે, ઉઢાણી મારી આપો. ગાગરીઆં બેઢાં ઢળશે.
**સાવ** સોનાની મારી જડિત્ર ઉઢાણી વ્હાલા, સોનેરી તાર મારો ખરશે,
કંસ તે રાયનું કૂડું છે રાજ વ્હાલા, કંસને કહેવુંજ પડશે.

પદ ૯. બૃ. કા. ગ્રં. ૭. પાન ૭૦૪.

"સાવ" કાઠીઆવાડી શબ્દ છે.

૩

**ઉઢાણી** મારી આલોરે, ગાગરીઆં બેઢાં ઢળશે.
જળ જમના જ ભરવા ગયાતાં, ચીર ખસ્યા ને બેડું પડશે.
સાસુ હઠીલી મારી નણદી ધૂતારી, નાંધડો દીયરીઓ મુને વઢશે.

પદ ૫૦. બૃ. કા. ગ્રં. ૭. પાન ૭૧૨.

"**ઉઢાણી**" અધિષ્ઠાન. જેના વગર જગત જમનામાં જળ ભરનારના "દૃશ્ય" બેઢાં ઢળી પડે. "જપ તપ તીરથ નિર્મળ નૌકા, અધબિચ ટૂટ પડે."

૪

વારો જશોદા તારા દાણીને, "**આલી ગારો**" આળ કરે છે.
લાડકવાયો બાઈ લાભજ તમને, તેથી ઘણો રાધા રાણીને,

એકવાર સાંખ્યું બીજીવાર સાંખ્યું, શરમ તમારી આણીને.

પદ ૯૧. બૃ. કા. ગ્રં. ૭. પાન ૭૨૦.

"આલી ગારો" મારવાડી શબ્દ છે. આળ કરનારો અટકચાળું કરનારો એવો અર્થ છે.

૫

કાલે પરણાવશું ગોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી.
લાજ મરજાદ સર્વ લોપી, કુંવરને, કાલે પરણાવશું ગોપી.
કાન વર મારો ઘોડે ચડશે, માથે મુગટ આરોપી,
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, લીલા વાઘા ને પીળી ટોપી.

પદ ૬. બૃ. કા. ગ્રં. ૧. પાન ૮૮૮.

આવાં પદ રચવાનો તેમનો સમય ૧૨ થી ૧૭ વર્ષની ઉમર ધારી શકાય. બાલ્યાવસ્થામાં બાલભાવના ભર પદ કેવાં હોઈ શકે? તેમની બાલભાવના અન્યની કૃતિના અનુકરણમાં સ્ફુરે, તેમની બાલ રમતમાંથી સ્ફુરે, તેમનાં બાલ આચાર વિચારમાંથી સ્ફુરે, તેમની બાળ પ્રવૃત્તિમાંથી સ્ફુરે, મુગ્ધ હૃદયની મુગ્ધ પ્રેમભાવના આવાં આવાં પદોમાં સ્ફુરે. આ કાવ્યોમાં જ્ઞાનની ગંભીરતા આવી ન શકે. આમાં તો તેમની માત્ર કુતૂહલતા ભર, મુગ્ધતા ભર, બાળરમત ભર, બાળસ્વભાવ પ્રવૃત્તિનું, આચાર વિચારનું સ્ફુરણ થાય.

આ સર્વમાં તેમની જન્મ ઉદાત્તતા, સંસ્કૃતિ, પ્રિયવાદિત્વ ઉમેરીએ. સ્ત્રી પ્રકૃતિ ગત સુકુમારતા, લાલિત્ય, ઓજસ્ ઉમેરીએ. ઉપરોક્ત પાંચ પદનું કંઈક આપણે અવલોકન કરીએ.

૧. વાગે છે રે વાગે છે. અત્રે સૂરની સુરાવટ. તાલ પ્રથમત: આપણને તેમની શૈશવાસ્થા સૂચિત કરે છે. કેવી સુંદર બાળસ્વભાવિક કલ્પના છે! આ વાંચતાં વા ગાતાં તેમાં જે સુરાવટ રહેલી છે, જે સુકુમારતા દીસે છે, જે લાલિત્ય સાંપડે છે. તે તે સર્વે આપણને તેમાં લીન કરી દે છે. કવિતા વા પદ રચવાને માટેજ આ પદ રચ્યું, એવી કલ્પના વાંચકને કદી નહીંજ થાય. વિશેષમાં આ પદ કવિ પોતે સ્વસ્થ સ્થીતિમાં લખે છે, એમ પણ નહીંજ લાગે. કવિને ખબર પણ નથી કે

હું લખું છું. કવિ જાણે પણ નહીં કે હું છું. આવી કોઈ વિરલ પળે મીરાંબાઈએ પ્રભુભક્તિમાં લીન થતાં આ પદો લખ્યાં છે. જેવી રીતે તેમણે આ સર્વ પદો "In profuse strains of unpremeditated art."માં લખ્યા. તેવીજ રીતે તે તે સર્વ તેના તે તે ઉપરોક્ત ગુણોને લઈને વાંચતાં સાંભળતા વા ગાતાં જાણ્યે અજાણ્યે પણ હૃદયમાં સોંસરાં ઉતરી જાય છે. મીરાંબાઈના પદની આ એક ખાસ ખુબી છે.

હવે એ આખું પદ વાંચો. અમુક વિષય પર કાવ્ય આલેખન થતાં જે ક્રમ આવે છે તે ક્રમ આમાં છે? ના નથી. લખવા તે બેસે છે ભાવનામાં. પરંતુ તેને નથી ભાન આ ક્રમનું. આવી જાય તો તેને તેની પરવા નથી. ન આવે તોપણ તેની પરવા નથી. માત્ર હૃદયના ઉભરા કાઢવા એજ એને પરવા! ક્યાં તે પરને માટે—બીજાને માટે લખે છે, કે એવી પરવા હોય!

આ મીરાંબાઈની બેપરવાઈ તેને તેની આગળ થઈ ગયલા ગુજરાતના આદ્ય કવિ નરસિંહથી જુદી પાડે છે. પરંતુ સૂક્ષ્મ અવલોકનકારને આ બેપરવાઈમાં પરવાઈ જણાઈ આવશે. મીરાંની કવિતાનો આ પણ એક ખાસ ગુણ છે. અસમંજસ છતાં સૂક્ષ્મ જોનારને એકત્રિત લાગે આ ૧લું પદ મીરાંનુંજ છે એમ સૂક્ષ્મ પરીક્ષકને લાગશે.

૨. ઉપરોક્ત ૨, ૩, ૪ પદોમાં, મીરાંબાઈની કૃતિઓના ખાસ ગુણો ઉપરાંત આ પણ એક ખાસ ગુણ લક્ષ્ય કરવા જેવો છે. અને તે એ કે તેમના વિચારની લચક, ઢાળ, કૃતિની સુરાવટમાં સ્પષ્ટ દૃશ્ય થાય છે.

બીજું પદ "ગાગરીઆ બેઢા ઢળશે" આ ગુણ સુસ્પષ્ટ કરે છે. એ પદની પ્રથમ પંક્તિમાં મુખ્ય વિચાર "ઉઢાણી મારી આપો" એ છે. તેને માટે તેણે કંઈક કારણ આપીને એ વિચારને દૃઢીભૂત કરવો જોઈએ. "ગાગરીઆ બેઢાં ઢળશે" એ એક તેવું કારણ. સાડી ભીંજશે. એ સ્ત્રીને ઉચિત કલ્પના—અમુક થશે. ભીંજાતા જવું પડશે. હાંસી થશે. નહીં આપો તો મારે કંસને કહેવું પડશે. આવી આવી કંઈક વિચાર શ્રેણી સ્વસ્થ મગજમાં આવે. પરંતુ મીરાં પદ રચતાં સ્વસ્થ હતાંજ નહીં. તેમને તો તે ચિતાર તાદૃશ્ય છે. તેમની સ્વસ્થતા ગિરધારીજીમાં છે. કૃષ્ણ ઉઢાણી નથી આપતા,

રાધિકા તે લેવાની હઠ કરે છે. ઉઢાણીની તાણુતાણ થશે એમ, થવા માંડી એમ, લાગે છે. આ સમયે સુકુમાર બાલિકાનું મન શેમાં ભરાય ? સાવ સોનાની ઉઢાણીના એ સોનેરી તારમાં. સોનેરી તાર મારો ખરશે. (તાર= extension–પ્રસાર–વિસ્તાર છે.) કેવી સુંદર સ્ત્રીસ્વભાવસિદ્ધ કલ્પના ! અને એક તાર પણ નહીં ખરવા દેતાં પોતાની ઉઢાણી જે સ્વશિરથી પણ પર રાખવાની છે અને જેના પર સુવર્ણ બેડાં સ્થાપિત કરવાંના છે, તેને અખંડ રાખવાનો નિશ્ચય છે. ગમે તેવી કલ્પના પુરૂષ પ્રકૃતિ કરશે. પરંતુ અનુકરણ ન કરે તો આવી સુંદર બારીક કલ્પનાનો આદ્ય આવિર્ભાવ પુરૂષમાં તો નહીંજ થાય. સરખાવવું ઘટે છે અત્ર તેવુંજ પદ ૩ અને ક્યાં છે એ સુરાવટ, લાલિત્ય ? "ચીર ખસ્યા ને બેડું ઢળશે." કેવો અન્યોન્ય સંબંધ !

કૃષ્ણના મામા, કૃષ્ણના કટ્ટા શત્રુ જે કંસ–મામો કંસ–તેનો ધાક બતાવી કૃષ્ણને ૨જા પદમાં ઉઢાણી આપી દેવાનું કહેવામાં આવે છે. આ ધાકના ઉદ્‌ગાર કેવી ભાષામાં છે. આ ભાષા કોની હોઈ શકે ? મીરાં જેવી ઉદાત્ત પ્રકૃતિ આમ આવાંજ વચન સર્વદા સર્વથા નહીં કાઢે તો કાઢશે પણ કોણ ? આ રાજહસી પોતાનું રાજહંસીત્વ પલ્વલ પર બેસતાં પણ તજશે કે ? આ સાથે ૩જા પદની ત્રીજી લીટીના કેટલાક ઉદ્‌ગારો સરખાવો. એવા ઉદ્‌ગાર પૂર્ણ સંસ્કૃતિ પામેલા રાજહંસી ઉદાત્ત પ્રકૃતિવંત મીરાંબાઇ પૂજ્ય માટે કાઢે ખરાં કે ? વ્હાલી અનુકુળ નણંદને "નણદી ધૂતારી" એમ કહે કે ? હવે સરખાવો આ સાથે ચોથું દૃષ્ટાંત "આલીગારો આળ કરે છે" એ શબ્દો શ્રીકૃષ્ણને અને જશોદાને તે કંઇક આક્ષેપ આપે છે. આ આક્ષેપનું પણ ભાષા માધૂર્ય, ભાષા લાલિત્ય, ભાષા સુકુમારતા મનનીય છે. એ સાથે સરખાવતાં ત્રીજું દૃષ્ટાંત કેવું કઠોર લાગે છે ! સારાંશ કે ત્રીજું પદ મીરાંબાઇનું ન હોઇ શકે. તેમના પદ પરથી અનુકરણ કરનાર તેમને નામે પોતાની કૃતિને સરકાવી દેનાર કોઇક મધ્યમ પ્રકૃતિ વા અધમ પ્રકૃતિનું એ હોઇ શકે.

પાંચમું દૃષ્ટાંત શુદ્ધ મીરાંનું લાગે છે. "કા'નવર મારો ઘોડે ચડશે" આદિ બાળ ભાવનાના દૃષ્ટાંત તરીકેજ તેને લીધું છે. તેમના માએ તેમને

ગીરધરલાલ વર બતાવ્યો તે દંતકથા જો ખરી હોય તો તેવી ઘડીએ અથવા તે સંબંધે આ પદ નીકળી પડયું હોય.

૨. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે નરસિંહ મહેતાની અસર મીરાંબાઇ પર થયાનું કહેવામાં આવે છે તેનો કંઇ આધાર છે કે કેમ? નરસિંહ મહેતાની છાયા તેમના અન્ય હિંદી પદોમાં દૃગ્ગોચર થાય છે કે કેમ? મીરાંએ આવા ગુજરાતી પદો તેમની બાલ્યાવસ્થામાંજ લખ્યાં તેમાં કંઇક આધાર છે કે કેમ? મીરાંબાઇએ ગુજરાતી ભાષાનો અભ્યાસ ક્યાં કર્યો? મીરાંબાઇની આ બાલ્યાવસ્થાની કૃતિઓ તેમની ભાષા—માતૃભાષા મેવાડીમાં હોય કે અન્ય પ્રાંતની અપરિચિત ગુજરાતી ભાષામાં હોય! મીરાંબાઇની આ કહેલી બાલ્યાવસ્થાની કૃતિઓ તેમની પ્રૌઢાવસ્થાની કાં ન હોય? ગુજરાતમાં તેમના આવ્યા પછીની કાં ન હોય? આ પ્રશ્નોના ઉત્તર આપવા બહુ કઠીન છે. તેમ છતાં તેની કાંઇક ચર્ચા આવશ્યક છે. પરંતુ આવા પ્રશ્નોનું નિરાકરણ કરતાં પહેલાં આપણને તે સમયની સંપૂર્ણ રાજ્યવિષયક, સામાજીક અને કેટલેક અંશે ધાર્મિક પરિસ્થિતિનું અવલોકન કરવું પડશે. જો કે તેવું અવલોકન કરનાર બહુધા અંધકારના ઓછાડમાં ક્રમભાગ્યે બાચકા ભરતો લાગે છે. આવું કાંઇક અવલોકન કરતાં આપણે ભાષા સાહિત્યનું પણ અવલોકન કરી શકીશું. મારવાડી, વ્રજ, હિંદી અને ગુજરાતી ભાષામાં કંઇક આવશ્યક જાગતો જોવ તફાવત હતો કે કેમ? હતો તો કેવો હતો? તે અવલોકશું. મીરાંના લભ્ય પદોમાં મારવાડી મેવાડી વ્રજ હિંદી અને ગુજરાતીની છાયા કેવી ને કેટલા પ્રમાણમાં દૃશ્ય થાય છે, તે પણ વિચારીશું.

મીરાંબાઇના સમયમાં વૈષ્ણવ ધર્મના માત્ર બેજ સ્થાન હતાં. અને તે જીવતાં—જાગતા જોદ્ધ. પહેલે નંબરે રજપુતાના, મારવાડ, મેવાડ, અને બીજે નંબરે કાઠીઆવાડ.

સાધુસંત સ્વાતંત્ર્યને અર્થે, સુરક્ષિતતાને અર્થે, ધર્મ પ્રવૃત્તિને અર્થે, પરાર્થે તેમજ સ્વાર્થે દેશે દેશ ગામે ગામ ભટકે છે. તેમ વૈષ્ણવ અનુયાયીઓના સાધુઓના સહવાસમાં—પરિચયમાં—મીરાંબાઇ આવ્યા હોય એ સ્વાભાવિક અને સંભવિત છે. વળી તેમનું પિતૃકુળ વૈષ્ણવ સંત સાધુનું

સુરક્ષિત સ્વાતંત્ર્યપ્રદ વિશ્રામસ્થાન હતું. નરસિંહ મહેતાની અપૂર્વ વૈષ્ણવતા અપૂર્વ કાવ્યકૃતિઓ, અપૂર્વ દિવ્ય પરાક્રમો, તેમનાં સુપ્રસિદ્ધ પ્રભાતીઆં આ ભગવદ્‌ભક્ત વૈષ્ણવી મેવાડી મેડતાણી મીરાંબાઇના જ્ઞાન સહવાસમાં–જ્ઞાન પરિચયમાં–આવ્યા હોવાજ જોઇએ સાધુસંતનો ફરતા રામ. તેમના મુખથી વાતો–કથાનકો–વૈષ્ણવી નરસિંહ મહેતાની કૃતિઓ મીરાંબાઇના જોવા સમજવામાં આવીજ હોય. મીરાંબાઇનું કુળ પરમ વૈષ્ણવી હતું. જેથી મીરાંબાઇની કેળવણી માટે ગુજરાતી વગેરે ભાષાનો અભ્યાસ પણ નાનપણથી તેને કરાવ્યો હોય એ સંભવિત છે. એટલુંજ નહીં પણ તેમના વૈષ્ણવ ભક્ત વડીલો, તેવાં તેવાં અપૂર્વ સાધનો મીરાંને પૂરાં પાડે, સંત સાધુને મીરાંના અભ્યાસાર્થે રોકે, એ બનવા જોગ છે. તેમ છતાં નરસિંહના આવા પ્રચલિત પ્રભાતીઆંના રાગની છાયા પણ મીરાંબાઇની બાળકૃતિઓમાં તેમની અનુકરણ બુદ્ધિની પ્રબળતા છતાં ક્યાં દીસે છે ? આ રાજ્યવંશી રૂપગુણવતી રજપુતાણીની રસિકતા તો ગરબીઓ અને પદોમાંજ ઝળકી રહી છે.

પ્રભાતીયાંનો રાગ–રાહ–બહુ ગંભીર, સ્વસ્થ, મોભાદાર, ભારેખમ લાગે છે. પ્રભાતીઆં ઠાવકાં લાગે છે. મીરાંબાઇ નાના હતા. રમતીયાળ હતાં. લાડકવાયાં રાજકુંવરી–રાજબાળા હતા. તેમને તેમની બાલ્યાવસ્થામાં પરભાતીઆં કરતાં ગરબી અને પદો વધારે ગમે, એ સ્વાભાવિક છે. પ્રમાણરૂપે અત્યારની બાળાઓને પણ એમજ છે. તેમને મોઢે નાની નાની ગરબીઓ મીરાંબાઇના હારીઆ બહુધા સાંભળીએ છઇએ. પ્રભાતીઆં તેવા પ્રેમભર ગવાતા લલકારતા તેમને મોઢે સંભળાતા નથી. વળી મીરાંને ભારેખમ આલેખવાનું હતું એ શું ? તે જેમાં ટેવાઈ ગયાં હતાં તેવાં મારવાડી મેવાડી વ્રજ પદોના લાલિત્યભર–લચકભર–સુકુમારતા ભર–સુકોમળ સુમધુર–બાળ રાગ–રાહ તેમની પાસે હતાજ. તેમની તેવાજ પ્રકારની બાળ વસ્તુઓ માટે તે રાગ ઘણા સારા હતા.–તેમંજ તે લેહલૂત બન્યાં હતાં. પછી એને ભારેખમ મોભાદાર ઠાવકા રાગની જરૂરે શી ? વળી જો માત્ર અનુકરણ બુદ્ધિએ પણ તે આ પ્રભાતીઆના રાગ લેવા જાય તો તેમને તેમની આત્મસ્થ ટેવથી–હૃદયમાં ટેવાઈ ગયલા રાગથી–રાહથી જુદા પડવું પડે. તેમને "કવિતા" કરવી પડે. પણ તે, કાવ્ય માટે સ્વસ્થ હતાંજ નહીં.

કવિતા કે પદ રચવાની ખાતર રચતાંજ નહીં. આથી તેમની બાલ્યાવસ્થામાં તેમજ પૌઢાવસ્થામાં પણ તે તેવા પ્રયત્નથી વિમુખ હતાં. તેમના જન્મ સંસ્કારે, સહવાસે, વાતાવરણે તેમનામાં જે સૂર પૂર્યાં હતા, તેજ સૂર તેમની પ્રત્યેક પ્રવૃત્તિમાં ગુંજન કરી ઉઠતા. વાંચ્યું હોય વા સાંભળ્યું હોય તેને લઈ, અભ્યાસના બળે, વિચારની વા ભાષાની સામ્યતા–છાયા આવે તેમાં નવાઈ નથી. તે તો સર્વથા સંભવિત છે. મીરાં કંઈ પ્રભાતીઆં ગાઈ શકે નહીં કે રચી શકે નહીં એમ તો નજ હોય. પરંતુ તેમની આત્મસ્થ સુરાવટ પ્રભાતીઆંની સુરાવટથી ભિન્ન હતી. આત્મસ્થ તો સદૈવ આત્મસ્થમાંજ વિકસે છે.

૩. હવે ભાષા પરત્વે કંઈક મારવાડી, મેવાડી, વ્રજ, હિંદી અને ગુજરાતી આમ આ પાંચ ભાષાનો વિચાર મીરાંબાઈના પરત્વે ઘટે છે. ઇતિહાસ સાક્ષી પુરે છે કે દેશમાં સર્વત્ર સારો વા નરસો ગાઢ પરિચય અન્યોન્ય રહેતો હતો. ભાષામાં એ કારણુથી કંઇક વર્ણસંકરતા આવી હતી. મારવાડી અને મેવાડી ભાષા કંઈ નાગરિક ભાષા તરીકે ગુજરાતીથી પર નથી. ભલે તે જુદી, એક ગામઠી ભાષા તરીકે. દેશપરત્વને લીધે કંઇક શબ્દોની મારામારી હોય. કંઇક સ્વરોચ્ચારની સ્પર્ધા સાંપડે. મુસલમાની, હિંદીની છાયાને લીધે વ્રજ ભાષા તરફ સખી ભાવ રાખવા જતી જણાય. પરંતુ ગુજરાતી, મારવાડી, ને મેવાડી તેમજ વ્રજ ભાષાઓનો આત્મા એકજ છે. મારવાડી અને મેવાડી ભાષા, ગુજરાતી અને વ્રજની વચ્ચે હોવાનું જણાય છે. મારવાડી અને મેવાડી ભાષાની હયાતી એક ભાષા સાહિત્ય તરીકે લેખાય કે કેમ એ પ્રશ્ન છે. એટલે મીરાંબાઇ પરત્વે વિચાર બેજ ભાષાનો કરવાનો. ગુજરાતીનો અને વ્રજનો.

ગુજરાતી ભાષામાં વૈષ્ણવી ગણીગાંઠી કૃતિઓ તે વેળા હતી–અત્યારે છે.–વૈષ્ણવી કૃતિઓનો ઘણો ખરો ભાગ વ્રજ ભાષામાં છે. આ કૃતિઓના તેમજ વ્રજ કૃતિઓના અભ્યાસ–અવલોકને મીરાંબાઇની મારવાડી મેવાડી મરૂતા દૂર કરી તેમને તે તે ભાષાના તદંતરગત આત્માને સતેજ કરતાં તેમનામાં વ્રજ ગુજરાતીની વર્ણસંકરતા બનાવી હોય, એ સંભવિત છે. વ્રજ તેમજ ગુજરાતી એ તો ભાષા લાલિત્યની લીલી લીલી ઉદ્યાનો છે,

એની ના કોણ કહી શકશે ? મારવાડી મેવાડીની કેટલીક કઠોરતા–કર્કશતા–બેસુરતા–વ્રજમાં તેમજ ગુજરાતીમાં તો નથીજ. સારાંશ કે મીરાંબાઇની કૃતિઓનો આ પ્રમાણે વ્રજ ગુજરાતીમાંજ સમાવેશ કરવો શક્ય છે. વ્રજ ભાષા અને ગુજરાતી ભાષા એ બે જુદા જુદા પ્રદેશમાં દીધેલી બે સગી બ્હેનો છે; એમ કહીએ તો પણ ચાલે.

ગુજરાતના કેટલાક સાક્ષરો આ વ્રજ ગુજરાતીને પ્રથમ સ્થાન આપવાને બદલે મીરાંબાઇના પરત્વે હિંદીને પ્રથમ સ્થાન આપે છે. બાલ્યાવસ્થામાંથી જન્મની ઉદાત્તતાને લઈને, ઉચ્ચ સંસ્કૃતિને લઈને, વૈષ્ણવી અભ્યાસને લીધે, પણ મીરાંબાઈ વ્રજ ગુજરાતી બોલે વા લખે તેમાં નવાઈ નથી. એવા વર્ણસંકર ખીચડાને હિંદી ભાષા એવું નામ પણ કેટલાક આપે. જો કે મીરાંબાઇના પદોને હિંદી કહી શકાય કે કેમ એ શંકાસ્પદ છે. આના સત્ય નિર્ણયને માટે આપણે એક શુદ્ધ વ્રજ ભાષાનું, એક હિંદી ભાષાનું, એક મીરાંબાઇનું વ્રજ ભાષાનું, તેમજ મીરાંબાઇનું એક ગુજરાતી, એમ ચાર પદ લઈએ. મીરાંબાઈ તેમાં કઈ ભાષા લખે છે, કાળબળે તેમાં સુધારા વધારા થતાં ભાષાની અદલાબદલી કેવી રીતે શામાં ત્વરાભર થઇ શકે તેમ છે, તે પણ વિચારવાની આવશ્યકતા છે. વળી મીરાંબાઇની ભાષાની વર્ણસંકરતા જોવા ને તેમનાજ કેટલાંક વ્રજ વા હિંદી કહેવાતાં પદો લઇએ. તેમાંથી પણ તેને સહજ પ્રયત્ને સમજવા પ્રયાસ કરવો જોઇશે.

૧.

(અ) શુદ્ધ વ્રજ ભાષાનું પદ.

બિન્દ્રાબિન થૈથૈકાર, બંસી બાજ રહી, બાજ રહી.
સુર સાધન નંદકુમાર, ગોપી ઘેલી ભઈ ઘેલી ભઇ. બંસી.

નીકલ પડી ઘરસે સબી, આઇ દોડકે વ્હાંઇ
કીયા દંડવત જાય કે, મધુસૂદન રહે જ્યાંહી. બંસી.

હાથ ડાર્યો ગોપી ગલે, બંસી બજાવન હાર,
માધો પ્રભુસે મીલાઇયો, હોય રાસલીલા અતિસાર. બંસી.

( બ ) હિંદી ભાષાનું એક.

બુલબુલ અગર હૈ હમ સબ, તો તું ચમન હૈ અપના,
સબ મેં સમા રહાહૈ, પ્યારા સ્વદેશ મેરા.

અથવા

ઈતના મિલે દેશકો માલ, નંગા રહે ન કોઈ લાલ,
પહિને સબ ખદર ઈસસાલ, કર શોકીનીકા મૂલ કાલ.
મોંઘી બચે લોકમેં લાજ, ગૈરોકી ન રહે મુહતાજ.
ભૂખે ભાઇ પાયે નાંજ, બૈઠે બનકે ધરકે લાલા.

( ભારતોદય ).

( ક ) મીરાંબાઇનું વ્રજ ભાષાનું.

દેખો સહિયાં હરિ મન કાંટો કીયો,
આવન કહ ગયો, અજૂ ન આયો, કરિ કરિ વચન ગયો,
ખાન પાન શુધ બુધ સબ બીસરી, કૈસે કરીને જીયો.
વચન તુમ્હારે તુમહી બીસારે, મન મેરે હર લીયો,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, તુમ બીના કૂદત (ફૂટત) હીયો.

( ડ ) મીરાબાઇનું એક ગુજરાતી.

કાંકરી મારે ધૂતારો કહાન, પાણીલાં કેમ કરી જઈએ,
આ કાંઠે ગંગા વ્હાલાં, પેલે કાંઠે જમનાજી.
વચમાં ગોકુળીયું ગામ. પાણીલાં. ૧.
સોના ઇંઢાણી મારૂં રૂપાનું બેડૂં વ્હાલા,
હળને ચડાવત કહાનો ઠામ. પાણીલાં. ૨.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ
ભાવે ભેટો ભગવાન. પાણીલાં. ૩.

( ૨ )

( અ ) કહાનો માગ્યો દે, ધુતારો માગ્યો દે, વરતો રાધાનો,
મને કહાનો માગ્યો દે.

તલભર જવભર **વછો** નવ કીધો, જવે તોળીને પાછો લે.
કૃષ્ણ મેરે નજરકે આગે ઠાડો રહોરે.
(ખ) રાધા પ્યારી, **દે ડારોજી** બંસી હમારી.
વોહ બંસી **લેઇ ગઈ ચોરી**
હરે હરે બાંસકી **પોરી.**
ચરણ કમળ **બશેરી.**

અને બીજા **તેવાજ** લક્ષ્ય શબ્દોઃ—લીન્હો, લીયોજી, તરાજુ, રોઇ, સોઈ, હોઈ, લીયો, ઝુલાયો, પોઢાયો, ભયો, લજાયો, કંચનસી દેહ ઠાની, ઉજાર કીની, બસાય લીની, લાગુંગી, કહીયો જાય, તુમ્હારી, મેરે **બસવો** નહીં રે, આવજે મારે ગેડે...કાનુડો આવીને **સાર્યો વેડે**. હરિ મળવાને મન **હેરે. તનહુથે** વ્યાપ્યો કામ. મતુ મનવારી **થે**, સખી મીલ **દોઉ** ચાર, **મનથે** કર્યો **બેચાર**, મેં તો **વાકુ જાન્યો** નહીં. **તુહારો** ધ્યાન, **ખાયો, માવડલી, છાસડલી, કાંકડલી, રાખડલી, દુલારી.** વિગેરે, વિગેરે, મારવાડી, મેવાડી ભાષાની છાંયા દર્શાવે છે.

ઉપર કહ્યા મુજબ મીરાંના પદોમાં બે ભાષા દૃષ્ટિગોચર થાય છે. વ્રજ અને ગુજરાતી. તેમાં ઘણે ઓછે ભાગે મારવાડી ને મેવાડીના **છાંટા**, અને હિંદીના કેટલાક–થોડા ઘણા–સંસ્કાર. આમ થવાના કારણો નીચે પ્રમાણે છે.

વૈષ્ણવ કુળને ઉત્તર હિંદુસ્તાનનો નાનકપંથ તેમજ ગુજરાતનો કબીર પંથ પણ ન રૂચે. તેઓ તો શુદ્ધ હિંદુ તેથી તેઓ તેમના વૈષ્ણવ ધર્મ અતિ અનુરાગી થયા. અને તેવા સંત સાધુના આગમનથી તેમાં રચ્યા પચ્યા રહ્યા.

વ્રજ ગુજરાતીમાં આ પ્રમાણે તેમનું જે ઉદ્દગાર આલેખન થયું તે સર્વથા સંભવિત છે. હવે વિચાર એ કરવાનો કે મીરાંબાઈનો એ વ્રજ ભાષાનો તેમજ ગુજરાતી ભાષાનો અભ્યાસ સમકાલીન હતો વા એક પછી બીજીનો ? મીરાંબાઈને ગુજરાતી ભાષાનો સારો સંગીત અભ્યાસ પ્રથમથીજ હતો કે પ્રથમથી વ્રજ ભાષાનો અભ્યાસ હતો ? એ ઉપરથી જોવાનું એ કે મીરાંબાઈએ ગુજરાતી પદો પહેલાં લખ્યા કે વ્રજ પદો, કે અવાર નવાર ?

આ પ્રશ્નનો નિર્ણય કરતાં પહેલાં મીરાંબાઈની ગુજરાતી તેમજ વ્રજ કૃતિઓને આપણે જોઈ જઈએ. વાંચકે તે તે સર્વ બહુધા સારી રીતે વાંચી

છે, એમ ધારી લઈનેજ તેમાંથી લક્ષ્ય થએલાં એકાદ બે નિગમન અત્રે આપણે ટાંકીશું. સમાલોચના પરત્વે અત્રે તેમની શૈશવાવસ્થામાં રચિત લાગતી કૃતિઓ લક્ષ્ય છે. તેમની ગુજરાતી તેમજ લભ્ય થતી વ્રજ કૃતિઓની વિચાર સંકલના, આલેખન શૈલી, ભાષા ગૌરવ, ભાષા ઉંડાણુ, આદિ પરત્વે આપણે જો કંઈક વિચાર કરશું તો સહજ માલમ પડશે કેઃ—

(૧) ગુજરાતીમાં જે તેમની શૈશવ કૃતિઓ તેમજ યુવાવસ્થાની કૃતિઓ છે, તેમાં વિચાર સંકલના માત્ર બાલીશતા ભરી, આલેખન શૈલી ઉદાત્ત પણુ અપરિપક્વ, ભાષા ગૌરવમાં ઉચ્ચ સંસ્કૃતિની, સ્થાને સ્થાને અપૂર્વ લાગતી પણ અપરિપક્વ લેખાતી, છાંયા, અને ભાષા ઉંડાણુમાં ગુજરાતીનો સારો અનુભવ માલમ પડે છે. ત્યારે

(૨) તેમની સર્વે લભ્ય થતી વ્રજ કૃતિઓ જોતાં તેમાં સ્થાને સ્થાને વિચાર સંકલનાની ગંભીરતા, આલેખન શૈલીની પરિપક્વતા, ભાષા ગૌરવમાં ઉંડા અભ્યાસની છાયા, અને ભાષા ઉંડાણુમાં કંઈક છાછરતા માલમ પડી આવે છે. આ તેની છાછરતાને લઈને જ ઘણા એક તે તે કૃતિઓને "હિંદી" કહે છે. ગુજરાતી ભાષામાં તો તેમની પ્રત્યેક અવસ્થાની કૃતિઓ ઘણા પ્રમાણુમાં દૃશ્ય થાય છે, તેમ વ્રજ ભાષામાં નથી.

ગુજરાતી ભાષામાં જેવી ને જે પ્રમાણુમાં તેમની ઘરગથુ તલસ્પર્શતા છે, તેવી ને તેટલા પ્રમાણુમાં તે તેમની વ્રજ ભાષામાં નથી. આ ઉપરથી એમ અનુમાન લઈ શકાય કે ગુજરાતી ભાષાનો, સંત સાધુઓનો, તેમને નાનપણથી જ **ઘાડો** સહવાસ હતો. **સારો** પરિચય હતો. તેમનો ગુજરાતી અભ્યાસ તથા ગુજરાતનો અનુભવ **સારો ને સંગીન** હતો. વૈધવ્ય પ્રાપ્ત થતાં ઉત્તરમાં, વ્રજ ભાષીય વૈષ્ણવી હિંદુ ધર્મના વિખ્યાત સ્થાનોમાં, પ્રભુલીલાના નૈસર્ગિક રમણીય સ્થાનોમાં, સંત સાધુઓની સ્વર્ગીય ગુફાઓના આવાસોમાં તે કયમ ન ગયાં, અને ગુજરાતમાં જ કેમ ઉતરી આવ્યાં ? ત્યાં ગયલા ખરા, પણુ ત્યાંથી પણ પછી ગુજરાતમાં કેમ આવ્યા ? ગુજરાતના તથા ગુજરાતી ભાષાના પ્રેમે તેમને ગુજરાતમાં ખેંચી આણ્યા. ગુજરાતનો તેમનાથી ત્યાગ ન થયો. ગુજરાતમાં–કાઠીઆવાડમાં–તેઓ અંતે અદૃશ્ય થયાં. પૂર્વ જન્મના સંસ્કારને લઈને કહો, કાં તો પ્રભુલીલાની અકળતાને આભારી

હો, પરંતુ ગુર્જરગિરાની નિર્દોષાત્મક મીઠી મધુરી મુરલીની કૃષ્ણ બનના.ર મીરાંબાઈ હૃદયે ગુજરાતી હતાં. ગુજરાતી ભાષાની સુકોમળતાએ, સુમધુરતાએ, લાલિત્યે, તે સુકોમળ લાલિત્યભર લાડકવાયાં લલિત રાજબાળા મીરાંબાઈ ને મારવાડની મરૂ ભૂમિમાંથી અંત્રે આત્મપદે ખેંચી લીધા હતા.

આ સર્વને ભસ્મીભૂત કરનાર હજી એક માન્યતા છે. અને તે સત્ય છે. તે એ છે કેઃ–મીરાંબાઈના ગુજરાતી, વ્રજ વા હિંદી–જે જે પદો આપણને અત્યારે લભ્ય થાય છે વા થયાં છે, તે તે તેમની મૂળ કૃતિઓ ન હોય. કેટલાંક તો તેમનાં છેજ નહીં. અને જે છે તેમાંએ એવા એવા સુધારા વધારા થઈ ગયા છે કે તે પરત્વે આવો વિચાર કરવો એજ અશક્ય છે. ગુજરાતીઓના મુખમાં તે શુદ્ધ ગુજરાતી પરિવેશમાં, તો વ્રજ વાસીઓના મુખમાં તે વ્રજ પરિવેશમાં, તો હિંદીઓના મુખમાં શુદ્ધ હિંદી લેબાસમાં તે તે કૃતિઓ બહાર આવી હોય.

હવે સુધારા વધારા મૂળ કૃતિઓમાં કેવી રીતે ને કેવા પ્રકારના થાય છે?–થયા છે? કેવી રીતે? એનો શું ઉત્તર? સમયના બળે લહીયાની લેખીનીની ભૂલોએ, બોલનાર વ્યક્તિઓની ઉદાત્તતા–અધમતાએ. પરંતુ તે સુધારા વધારા કેવા પ્રકારના થાય છે. તે જોઈએ.

(૧) શબ્દ રચના ને વાકય રચના તો અમુક હોય છેજ. તેનો વિચાર લઈને તેમાં સુધારો વધારો કરી સદંતર ફેરફાર કરી કંઈક નવીનતા કરી દેવામાં આવે છે. આવું જો મીરાંબાઈની કૃતિઓ પરત્વે બન્યું હોય તો તો તેના પર વિચાર જ નથી કરી શકાતો. અને કંઈક વિચાર કરી શકાય છે તો તે ભાષા ઉદ્‌ગારની સામ્યતામાં, શબ્દોની ઉદાત્તતામાં, લાલિત્યમાં, સુકુમારતામાં વિચારના આવિર્ભાવની ઉદાત્તતામાં; આ દૃષ્ટિબિંદુઓએ મીરાંની સ્વકૃતિઓ ઘણે ખરે અંશે અન્યની તેવી કૃતિઓથી નીરનીરાળી દૂર પાડી શકાય છેઃ—

(૨) તે જમાનાની સંસ્કૃતિ હાલના આ જમાનામાં સારી ન લાગતાં કેટલાક શબ્દો બદલી હાલના સારા સંસ્કૃતિભર શબ્દો મુકવામાં આવે છે અથવા તેવામાં પરિચિત પણ હાલમાં અપરિચિત એવાં શબ્દોને બદલે હાલના પરિચિત શબ્દો મુકવામાં આવે છે.

(૩) તે જમાનામાં તે શબ્દોની જે જોડણી લખાતી હતી તે આ સમયને અનુચિત લાગતાં તેની તે જુની જોડણી ફેરવીને ચક્ષુપ્રિય લાગતી નવી જોડણી મુકાય છે.

પાછલા બે પ્રકારમાં કૃતિની જીવનમૂર્તિ તો આપણે નથી જ બદલતા. સુભાગ્યે મીરાંબાઈની કૃતિઓની જીવનમૂર્તિ તો બદલાઈ નથી. કેટલેક ઠેકાણે તેમાં બીજાની અધમ કૃતિઓ ઉમેરાઈ છે. વળી તેમાંએ પરિચિતતા વા અપરિચિતતા જેવું કંઈ થયું હોય, ઉત્તમ સંસ્કૃતી વા અધમ સંસ્કૃતિ જેવું કંઈ થયું હોય, તેવું તો કંઈ નથી લાગતું. મીરાંબાઈ તેને માટે તો અયોગ્ય હતાં. તેમનામાં જો કંઈ ફેરફાર થયા હોય તો તે ફેરફારો ઉપરોક્ત અને જોડણીના જ. તે ઉપરાંત વ્રજને ગુજરાતીમાં બોલવાના વા ગુજરાતીને વ્રજમાં બોલવાના બૈરાંના પ્રયત્નને લીધે "મેંતે, તેંને," ના ઉપયોગ જેવા ફેરફારો દીસે છે.

પરંતુ આ થયલા ફેરફારો આપણને આપણા ઉપરોક્ત નિગમનમાં દૃઢ કરે છે. ગુજરાતી તેમજ વ્રજ પદોમાં મારવાડી મેવાડીના છાંટા દૃશ્ય થાય છે. વ્રજમાં પણ ઘણીવાર ગુજરાતીના છાંટા દૃશ્ય થાય છે. પરંતુ ગુજરાતીમાં વ્રજના વ્યાકરણગત છાંટા દૃસ્ય થતા નથી. આ પરત્વે ફેરફાર થયા હશે. પણ તેથી કંઈ ગુજરાતી પ્રત્યેની તેમની સહૃદયતાને ધોકો લાગતો નથી. કંઈ પણ ક્ષતિ આવ્યા સીવાય હાલની સ્ત્રીઓ એ વ્રજ ભાષાના પદો ગુજરાતી ભાષામાં બનાવી, અને ગુજરાતીના વ્રજમાં બદલી, લ્હેરમાં ગાઈ શકે છે.

મીરાંબાઈની વ્રજ કૃતિઓનું નિરીક્ષણ કરતાં તે શુદ્ધ વ્રજ તો નથી જ લાગતી. તેમાં મેવાડી મારવાડી ગુજરાતી તેમજ હિંદીના છાંટા લાગ્યા છે. જે તે તે છાંટા સૂક્ષ્મ અવલોકનકારને સહેજ જણાઈ આવે છે. એટલે હવે ઉપરોક્ત વિવિધ ચર્ચાથી આપણને જ્ઞાત થશે કે મીરાંનું હૃદય ગુજરાતી હતું. ગુજરાતી શ્રેષ્ઠ અને સુંદર ભાષા તેમના હૃદયમાંથી સ્ફુરતી હતી. દૃષ્ટાંત તરીકેઃ—બૃ. કા. ભાગ ૭ નું પદ ૭૫ વગેરે સરખાવો.

હવે પ્રશ્ન એ થાય છે કે ગુજરાતી ભાષામાં લખવાની તેમની બાલ્યા-વસ્થાગત યોગ્યતા દર્શાવી, ત્યારે કહેવાતી તેની શૈશવકૃતિઓ સત્યતઃ શૈશવ-

કૃતિઓજ હતી એનો શું આધાર ? વૃદ્ધાવસ્થામાં પણ તેવી કૃતિઓ તેમણે કાં ન લખી હોય ? ઘણીએ વાર એવું બને છે કે વૃદ્ધાવસ્થામાં આપણે આપણું શૈશવ સંભારી ભાવી યુગને શૈશવાવસ્થામાંજ લખાયલા જેવું લાગતું શૈશવાવસ્થા વિષયક કાવ્ય કવીએ છીએ, રચીએ છીએ. આવું મીરાંબાઇ સંબંધે કાં ન બન્યું હોય ? અમુક કાવ્યો તેમણે શૈશવાવસ્થામાંજ લખી કાઢયાં, અમુક મધ્યમ વયમાંજ લખી કાઢયાં, અમુક ઉત્તર અવસ્થામાંજ લખી કાઢયા એમ ધારી લેવાનું કંઇ કારણ ? શૈલી સીવાય ખાસ એવું કાંઇ કારણ નથી.

પકવ વયમાં અમુક કાવ્ય લખાયું હોય, તે પછી ગમે તે વિષય પર વા ગમે તે અવસ્થાને ઘટીત હોય, છતાં તેમાં વિચારની પકવતા, વિચાર સંકલનાની પકવતા, સમતાના સમાન ધોરણ આદિ અનેક તત્વો તેમાં જણાઇ આવે છે. અને એ તત્વો, જે કાંઇ કાચી વયમાં લખાયું હોય તેમાં ઉધરતા બિન અનુભવી મગજના ધોરણે નથી આવતા. અનુકરણ હોય, વા અક્ષરશઃ અનુવાદ હોય તેમાં પણ આ તત્વો સુજ્ઞ સુશિક્ષિત વાંચકને તો જણાઇ આવે છે. ઉપરોક્ત તત્વો મીરાંબાઇની પકવ અવસ્થાની કૃતિઓમાં જણાય છે. તે વ્રજ તેમજ ગુજરાતી કૃતિઓમાં પકવ અવસ્થાનેજ બહુશઃ ચીતરતી કૃતિઓમાં બહુધા અતિ પ્રમાણમાં લક્ષ્ય થાય છે. તેમની શૈશવાવસ્થાનો ચિતાર આપતી ઉછરતા મગજની આગાહી કરતી કૃતિઓમાં એ તત્વો લક્ષ્ય થતાં નથી. વિશેષમાં મીરાંબાઇની જીવનચર્યા જોતાં પણ આપણને એમ માલમ પડી આવે છે કે તે લાગણીભર લખતાં હતાં. સામયિક પ્રસંગ પરત્વે જે કંઇ હૃદયમાંથી સ્ફુરે તેનુંજ તે ગુંજન કરતા હતા. સંભારી સંભારીને લખવાનો તેને પ્રસંગજ ન હતો. તે **લખતાંજ** નહતાં.

ઉપરોક્ત સવિસ્તર વિવેચનથી આપણે આ વિષય પરત્વે જે વિચાર સંકલના ચલાવી છે તે યથાર્થ છે, એમ હવે સહજ સમજાશે. નરસિંહની છાંયા તેમનામાં હતી. અને તેમના બાલ્યાવસ્થાદર્શક પદો તેમનાથી બાલ્યાવસ્થામાંજ રચાયલાં હોવા જોઇએ.

(૩) મીરાંબાઇ પરણીને શ્વસુર ગૃહે ગયાં ત્યાં તેમની પ્રેમભક્તિ કેવા પ્રકારે સ્ફુરી તે આપણને તેમનાં એ સમયના પ્રેમભક્તિ પરાયણ કંઇક

પ્રત્યાપત્ય કાવ્યોમાં જોઇ શકીએ. તેમનો પતિભાવ. સાસુભાવ, નણંદભાવ, પણ તેમના કેટલાંક પદોમાં સૂચિત થતો જણાય છે.

(૪) એ ઉપરાંત "સાહિત્ય વિલાસ"માં લખેલું છે કેઃ—'મીરાંબાઇની ભાષા–વાણી ઠરેલી, મધુર ને સુંદર છે. એની કવિતામાં ભક્તિભાવનો ચાંતર્પટ છે અને પ્રેમરસ બહાર પડતો છે. પણ વચ્ચે વચ્ચે વિરાગનો ભાસ પડતો જણાય છે."

મીરાંનો ઉદ્દેશ આવાગમન મટાડી દેવાનો હતો. અને તે ઉદ્દેશ, ગોવિંદના ગુણ ગાતાં પાર પડશે એવી તેની શ્રદ્ધા હતી.

"ચરણામૃતનો નીમ અમારે, નિત ઉઠી મંદિર જાશું,
રામ નામની ઝાઝ બનાવશું, સંસાર સાગર તરી જાશું,
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, આવાગમન મીટ જાશું."

મીરાંની મીરાંત દોલત, સર્વસ્વ, શ્રીગિરિધરલાલ હતા. 'મુજ અબળાને મોટી મીરાંત બાઇ શામળો ઘરેણું મારે સાચું રે." આ પદ નામ સ્મરણને પુષ્ટિ આપનારૂં છે. વિધવા થયા છતાં અને રાણાજીને ત્યાંની મીરાંત છોડ્યા છતાં તે દકરાત કરતાં–તે ઘરેણાં કરતાં પણ મહા મોટી દકરાત અને સધવાપણું તથા સાસરવાસો પોતાનો સનાતન વારસો છે એમ બતાવવાનો એ પદનો ઉદ્દેશ જણાય છે. શોભાસણને "વાળી" પ્રથમ જોઇએ તો તે વિઠ્ઠલ વર કેરી, અને કંઠે હાર જોઇએ તો તે "હાર હરીનો મારે હૈયેરે." પણ સિંદુર બિંદુ–(સિંદુર ચાંલ્લો) વિધવા લલાટે અથવા હાથમાં ચૂડો કંઇ હોય? તોકે તે પણ હોય, હોય. નામ સ્મરણ માટે માળા તે ચિત્તની ચિતૂમ.ળા અને ચતુર્ભુજ ચુડલો" મનકા મણકા ફેરકે, મનકા મણકા ફેર." જગજીવનના ઝાંઝર. કલ્લાં ને કાંબી તે કૃષ્ણજી. રામનારાયણના વિંછવા ઘુઘરા. અંતરજામીની અણવટ. પુરૂષોત્તમની પેટી ને ત્રીકમ નામનું તાળું. કરૂણાનંદની કુંચીથી પુરૂષોત્તમની પેટીમાં ઘરેણુંજ ઘરેણું. વળી આ તમામ સોહાસણના ઘરેણાથી સાસરવાસો સજાયો. પછી શું કાચું રહે? આ પ્રકારની સ્ત્રીભાવના, અને He who excuses, accuses એ ન્યાયે દંપતી સુખ પામ્યા છતાં, હજી જાણે નિવૃત્તિ નહીં વળી હોય તેમ તેને દંપતી સુખના સૌભાગ્ય ભાવ જણાવી, તેવી Metaphor મુકીને "સર્વ દેવ નમસ્કારઃ કેશવં પ્રતિ

ગચ્છતિ" નામ જુદા પણ દેવ એકજ. જે છે તે પ્રભુમાં છે. સંસાર સુખને અભાવે પ્રભુભક્તિ અધિક ઉત્તમ છે, એ ભાવ ગુજરાતની આદિ સ્ત્રી કવિ મીરાંએ સ્ત્રીને ઉચિત સામગ્રી તથા ઘર વાખરાની ખટપટ જણાવી પ્રવૃત્તિમય નિવૃત્તિ દર્શાવી છે.

સંસારસુખને પ્રભુભક્તિ સાથે સરખાવતાં રાણાના રાજ્યના ઘરેણાં ગાંઠા મોટાઇ વગેરે એને છેક ક્ષુલ્લક લાગ્યાં. અને તેથી "બોલમા, બોલમા, બોલમા"ના પદમાં રાધાકૃષ્ણના નામ સીવાય બીજું બોલવાની મના કરે છે. સંસારસુખ તો કડવો લીમડો છે. લીમડો ગુણકારી ભલે હોય. પરંતુ સાકર શેરડીના સ્વાદની તોલે નહીં આવે. "બ્રહ્માનંદ મીલે નહીં ધીર, જો તું લાખ કરોડ દે." તેજ ખરૂં, પણ કયાં આગીઆનું અનિત્ય તેજ અને કયાં યાવત્-ચંદ્રદિવાકરૌ–ચંદ્રસૂર્યનું નિત્ય તેજ ! મણી ખરા પણ તે હીરા માણેક ઝવેરાતની તોલે કયાંથી આવે ? ઝવેરાત તોળવામાં મણી ડાબા તાજવામાં આવી ઘડીભર સમાનતા લઇ મગ્ન થાય, પણ તેથી કંઇ તેની કીમતમાં વધારો થાય નહીં. એની છેલ્લી તુક "મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર," **શરીર** આપ્યું સમતોલમાં–એ બતાવી આપે છે કે આ પદ વિધવા થતાં તરતજ વૈરાગ્ય ભાવનામાં લખાયલું હોવું જોઇએ. અને તે વેળા "શરીર" એજ "આત્મા" એવી ધર્મભાવના મીરાંની હોય. જ્ઞાનદૃષ્ટિ ખીલેલી નહીં હોય. નહીં તો સાકાર શરીર, સગુણ સાકાર ગિરધરલાલને અથવા નિરાકાર અલૌકિક ગિરધરલાલને, સરખે વજને તોળે શી રીતે ? અને સમતોલમાં લેય શી રીતે ? અને લેય તો તેને કરે શું ? એનો અર્થ એવો થતો હોય કે ગિરધરલાલમાં લીન થયલીને હવે શરીરની દરકાર નથી. આપોપું ખોયું છે. શરીરભાવ તજી દીધો છે. અને મન પ્રભુભક્તિમાં તલ્લીન થઇ જતાં શરીર તો સમતોલમાં–સમાધિમાં–બદલામાં કયાં એ અદૃશ્ય–અવટાઇ–અપાઇ ગયું છે કે જેથી પોતાને શરીરનું પ્રથક ભાન પણ નથી એ રીતે આત્મનિવેદન–આત્મર્પણ કર્યું. એ ભાવ છે. કબીરનું અનુકરણ જણાય છે. "મન મગન ભયા, તબ કયા બોલે, કહેત કબીરા સુન ભાઇ સાધુ. સાહેબ પાયા તન ઓળે," શરીર ઓળવેથી–સમતોલમાં આપેથી, શરીરરૂપી ઓળો ત્યાગેથી સત્ય સ્વરૂપ સાહેબ સાંપડે.

મીરાં જો કે પ્રગટની–સગુણની ભક્તિ કરે છે. તોપણ તે ગિરધરલાલ કોઇ લૌકિક પુરૂપ તો નહીંજ હોઇ શકે. દરેક પદમાં પ્રભુના નામો ફેરવી ફેરવીને મીરાં વિવિધ નામો આપે છે. રામ, કૃષ્ણ, ગિરધર, ગોવિંદ, ગોપાળ, પરમાનંદ, વગેરે અનેક નામે પ્રભુને ગાય છે.

"ગોવિંદો પ્રાણ અમારો રે, મને જુગ લાગ્યો ખારો રે.
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવેરે."

The Bible says: "Our God is jealous". દરેક ધર્મમાં "પક્ષ" હોય તોજ અનન્ય ભક્તિ રહે છે. પ્રભુ સીવાય બીજો કોઈ મીરાંની દૃષ્ટિમાં લૌકિક કે અલૌકિક આવે એ સંભવ હતોજ નહીં. "કપટીથી હરિ દૂર વસે છે." એ વાતની મીરાંને ખાત્રી હતી. તેથીજ તેણે ચિતોડ તજ્યું હતું.

"સાંઢવાળા સાંઢ શણગારજે, જાવું સો સોરે કોશ,
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ."

પતિ ગયે હવે હું તદન નિરાધાર છું એમ જણાતાં, રાણાથી છેક કંટાળેલી "સુખે સોની ને દુઃખે રામ" એ ન્યાયે મીરાંને દુઃખમાં પણ દીલાસો અને હિંમત આપનાર "રામજી" નીવડયા. મીરાં હીંમત હારી નહીં. દૃઢ અડગ રહી. "ગોવિંદો પ્રાણ અમારો રે" કહી ટેક જાળવી. એકદમ યાત્રા નિમિત્તે ચિતોડ તજ્યું.

"ડાબે મેલ્યો મેવાડ રે, મીરાં ગઈ પશ્ચિમ માંહી," એ રીતે ચિતોડથી મેડતા તરફ ઉત્તર પશ્ચિમે ચાલી અને વૃંદાવન રહી, દ્વારકા જવાની ઇચ્છા દર્શાવી.

"સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોપ,
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલીઓ નિર્દોષ."

સાસુ સસરા જેઠ જીવતાં, અને સ્વામી હતો ત્યારે તે પણ નિર્દોષ હતો. તેમ છતાં ખરી સાસુ સુષુમણા; સસરો, પ્રભુ પ્રેમમાંજ સંતોપ. ચલાચલ સંસારમાં જાતનું જીવન જે પ્રભુ તેજ જ્યેષ્ઠ–પુરૂષોત્તમ છે. અને એ મારા પ્રભુમાં દોષને દાખલ થવાને તલમાત્ર અવકાશ નથી. આ વેળા

હઠયોગ કે રાજયોગનો અભ્યાસ ચાલુ હોય, અને આ પદ ચિતોડ છોડતાં તુરત રચાયલું હોય એમ જણાય છે. અને ભર જુવાનીમાં વૈધવ્ય પામેલી રૂપવતી મીરાંને ડાઘ લાગવાનો ડર હતો એમ જણાય છે. એ આ આર્ય રમણીની નિર્દોષ મનોભાવના દર્શાવે છે.

"ચુંદડી ઓ'ઢું ત્યારે રંગ ચુવેરે, રંગબેરંગી હોય.
ઓઢું હું કાળો કામળો, દુજો ડાગ ન લાગે કોય—"

આ પ્રમાણે એણે કપટી રાણાથી દીલ દૂર કર્યું. એવી તે ટેકી સત્યાગ્રહી હતી. કપટીના સપાટામાં તો નજ આવી. અને મોહન પ્રભુ, જેને મોહ+ન, તેને પોતાનો પ્યારો બનાવ્યો. તેનો દર્શન સાક્ષાત્કાર કર્યો. તેનું મુખડું મનના ઊંડાણમાં ઉતારી હૃદયમાં સ્થાપિત કર્યું. અને ગાયું કે "મુખડાની માયા લાગીરે, મોહન પ્યારા." નાનું છોકરૂં પણ રૂપીઓ મળે તો પૈસો છોડે છે. તે ન્યાયે મોહન મળેથી—મોહમાયાનો સંસાર મીરાંએ છોડયો.

"મુખડું મે જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં.
મન મારૂં રહ્યું ન્યારૂં રે."

મોહનનું મુખડું જોતાંજ આ જગતડું એક કડવું ખારૂં નકામું નજીવું માલ વગરનું રમકડું હોય તેમ ખારૂં થઈ એવા જગત પર મીરાંને વિરાગ ઉપજ્યો. અને સંસારીનું સુખ એને ઝાંઝવાના નીર જેવું અસ્થાયી ભાસમાત્ર તુચ્છ ભાસ્યું. પ્રીતમ પ્યારા પ્રભુને પરણું તો એ ભક્તિ ભાવમાં લીન થતાં રંડાવાનો ભય સંભવેજ ક્યાંથી? અને મીરાંબાઈ પ્રભુચરણ સેવવામાં પોતાને "બડભાગી" માનતી હતી. આ પદ શરૂ થતાંજ ઝડઝમક અને થનથનાટ ભરેલું છે. પણ પાછળથી "સમતા" નહીં જળવાતાં ઢીલું પડી જાય છે. અને અલંકારની દૃષ્ટિથી પણ ઉત્તરોત્તર પ્રતિભા ઠેઠ સુધી નીભાવતું નથી. મીરાંબાઈની કવિતા નરસિંહથી એ બાબતમાં ખાસ જુદી પડે છે. નરસિંહમાં "અસમંજસતા નથી, પણ સમતા છે. logical ક્રમ સચવાયો છે.

(૪) સામળ લખે છે કે "સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક,
સાદામાં શિક્ષા કથે, એજ કવિજન એક.

મીરાંની કવિતા એવી સાદી ખરી. પણ તેમાં કંઈક શૃંગાર છે. એની પછી થયલા દયારામ કાકા (ગુજરાતના બાયરન)ની કવિતા ભક્તિરસથી

ઉછળી રહી છે. પણ તે ભક્તિરસ શૃંગાર રસમાં વિલીન થઈ ગયાનો ભાસ થાય છે. પરંતુ તેમનું કવિત્વ તો ઉચ્ચ પંક્તિનુંજ છે. અને તેથી જેમ અનેક તારા ગણો વચ્ચે ચંદ્રમાંનો પ્રકાશ બહાર તરી આવે છે તેમ તેમની કવિતા ખાસ ચળકી નીકળે છે. નરસિંહ મહેતાના પ્રભાતીઆં અને મીરાંબાઈના ભજનીઆં અને દયારામ કાકાની ગરબીઓ ગુજરાતમાં સ્થળે સ્થળે આજ પર્યંત વખણાય છે. અને ગવાય છે. સ્ત્રી વર્ગ ઉલ્લાસથી લલકારે છે. પ્રભાતીઆં તો નરસિંહ મહેતાનાજ. ભજનતો મીરાંબાઈનાજ. અને ગરબી તો દયારામનીજ. દયારામની ભૈરવી અને બિહાગની ખૂબી પણ ખરેખરી આલ્હાદક છે. તેમ છતાં એ સર્વેથી મીરાંની ખૂબી નિરાળી પડી જાય છે.

---

## પ્રકરણ ૧૦મું

## મીરાંબાઈનું કવન

**રા. તનસુખરામ લખે છે કેઃ—**

"ગુજરાતી ભાષામાં કવિતા લખનાર આશરે દશેક સ્ત્રીઓ અદ્યપર્યંત જાણવામાં આવી છે. પરંતુ તેઓમાં મીરાંબાઈ વગર અન્યની કવિતાઓ તુચ્છ છે.

મીરાંબાઈ કૃત "લેખો" તેવણ નીચે મુજબ આપે છે.

૧. નરસિંહજીકા માયરા. "નરસિંહકો માહેરો મંગળ ગાયે મીરાં દાસી." આ ભક્તિ કથા મીરાંએ પોતાની મીથુલા નામની સખી વિગેરે ભક્ત મંડળને સંભળાવી હતી.

૨. ગીત ગોવિંદની ટીકા. રાણા કુંભે રચેલી ગીત ગોવિંદની ટીકા, અને કુંભ તથા મીરાંના સંબંધની ભ્રાંતિ, એ બેને લીધે આ ગીત ગોવિંદની ટીકા, મીરાંએ લખ્યાનું કહેવામાં આવતું હશે. પરંતુ કવીંદ્ર જોશી શંભુ દત્તજી તો ગીત ગોવિંદની ટીકા મીરાંની છે એમ માને છે.

૩. રામ ગોવિંદ. પંડીત ગૌરી શંકરજી માને છે કે એ ગ્રંથ કવિતાનો છે. પરંતુ તે અલભ્ય છે.

૪. પ્રકીર્ણ ભજનોઃ–એનો એક સારો સંગ્રહ જોધપુર દરબારમાં હોવાનું જણાય છે.
૫. એ ઉપરાંત "સતભામાનું રૂસણું" બૃ. કા. ભાગ ૧. પાન ૮૮૫ ઉપર આપેલું છે તે.
૬. વળી કેટલાક પદો સાધુ સંતને મુખ પાઠે છે. જે ગાઈ ને તેઓ પોતાનો ઉદર નિર્વાહ કરે છે.
૭. મીરાંની કૃતિનું એક પદ શીખ ગુરૂ અર્જુને "ગ્રંથ સાહેબ"માં લીધેલું પણ તે પછીથી કાઢી નાંખ્યું છે.

બૃ. કા. ભાગ ૧.

## સતભામાનું રૂસણું

માનીતી માથે ચડી હોય તે વાંકુ બોલે ત્યારે રીસાય તેનું નામ "રૂસણું" કહેવાય.

" જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા રે લોલ,
હેત હોય તો હૈડામાં વરતાયજો.
અમે તમારી આંખડીએ અળખામણા રે લોલ.
વહાલ હોય તો નયણાંમાં ઝળકાયજો."

પારિજાતકનું ફૂલ રૂખમણીને મોકલ્યું. અને "એકે પાંખડલી મારે મંદીર ન મોકલી રે લોલ." પ્રેમ હોય તો નેણમાં ઝલકે. અને સમયે–પ્રસંગે ભેટ પણ મોકલવી પડે. નહીં તો પછી હેત હોય તો તે છુપાવીને પણ વાંકુ બોલે કે

"અળગા રહો અલબેલા મને અડશો નહીં રે લોલ,
તમ સાથે નહીં બોલું નંદકુમારજો."

નારદ વળી સતભામાને ચડાવી આપે છે. "મોટા કુળની મુકશો મા તમે મામજો. કાલાવાલા કરતો તે તો આવશે રે લોલ" સતભામા મનમાં તો જાણે છે કે નારદ ચડાવે છે અને લડાવે છે.

" કપટી નારદીઆના કહેણ ન માનીએ રે લોલ.
ઘણો વધારે ઘેરઘેર જઈ વિરોધજો."

તોપણ રીસમાં શણગાર કાઢી નાંખે છે. અને જોર બધું મહીયર પર.

"મારા રે મૈયરની પહેરૂં ઓઢણી રે લોલ,......
ચરણાં ચીર ઉતારી ચોળી ચુંદડી રે લોલ."
ચરણાં ચીર ઉતારી ચોળી ચુંદડી રે લોલ.

એ તો ઠીક. પણ મીરાંને સ્વપતિ સુખના સ્વપ્ન આવે છે. તેનો ચિતાર છે.

"ધીરજની વાતો ઘરથી જાણી નહીં રે લોલ,
પ્રીત કરી ને પરવશ કીધા પ્રાણ જો.
સ્વપ્નાના સુખડાં રે સ્વપ્ને વહી ગયાં રે લોલ,
દેહલડીમાં પ્રગટયાં દારૂણ દુ:ખજો."

મીરાં એ પ્રમાણે સતભામા પાસે નંદકુમારને કહેવડાવે છે. પરંતુ મીરાંનો ભોજરાજ કંઈ પાછો આવે એમ નથી. સતભામાને અને મીરાંને બેઉને નંદકુમાર મોલે પધારે એજ લાલસા બાકી છે.

"મીરાંનો સ્વામી રે મહોલે પધારીયા રે લોલ,
સતભામાના જીવન કીધાં ધન્ય જો"

પદ. ૧. "મુજ અબળાને મોટી મીરાંત બાઈ," ઠાકોરની ઠકરાઈ કરતાં ઠાકોરજી ગિરધરલાલ શામળાની "પ્રાપ્તિ" પરમાનંદ રૂપ છે.

પદ ૨. "ક્યાં ગયોરે પેલો મોરલીવાળો, અમે તે અબળા ભોળી રે.
પ્રેમ તણી પ્રેમદાને અંતર, ગેબની મારી ગોળી રે."

પદ. ૩. "બોલમા બોલમા બોલમા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમા."
એ પદ. અનન્ય ભક્તિ સૂચવે છે. અને જડ ચૈતન્યનો, સત્યાસત્યનો "વિવેક" દર્શાવે છે.

પદ. ૪. "પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની."
મને ગિરધરલાલે પ્રેમની કટારી મારી ઘાયલ કરી દીધી છે. મને તેનીજ લેહ લાગી છે. પ્રેમ લક્ષણા ભક્તિમાં ગુલતાન થઈ ગઈ છું. "જળ જમનાનાં ભરવા ગયાતા, હતી ગાગર માથે હેમની" આ ભવસાગરમાં પાપપુણ્યના જળ ભરવા આવ્યા છઈએ. આ કાયા સોનાની—સુવર્ણની ગાગર માથે છે. સુવર્ણની છે, કેમકે મુક્તિને આપનારી છે. એમાંનો કાદવ કાઢી નાંખી એને ઉજળી બનાવી એમાં—એ વડે—પુણ્યના જળ ભરવાં છે.

"કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની."

હરીની કાચા સુતરની બંધાયલી છું. અને હરજી જેમ ખેંચે તેમ તેમની ને તેમની તરફ ખેંચાઈ તેની સમીપતાનો સાક્ષાત્કાર કરું છું કેટલાક ચિત્રો "સર્વ તો ભદ્ર" હોય છે. કાચની ગોઠવણ તે ચિત્રો ઉપર એવી રીતે કરેલી હોય છે કે જેથી જેણી તરફ જોઇએ તે તરફથી પણ તે ચિત્ર હસતું દેખાય. પ્રભુની અદૃશ્ય દોરી ગમે તેમ ખેંચે–નચાવે–તોપણ અનન્યભાવે હું તો તેમની સન્મુખજ અને તે મારી સન્મુખ. એ ફુદડીનો રાસ અજબ છે. એ ગમે તેમ મારી પ્રત્યે વર્તે તોપણ હું તો તેની તેની ને તેનીજ.

પદ ૫.

લેહ લાગી મને તારી અલ્યાજી

કામકાજ મુકયું ને **ધામજ** મુકયું

ચિતોડ પણ છોડયું. ને મેડતા પણ છોડયું. એવો ભાસ છે.

"સોળ સહસ્ર ગોપીઓને તમે વરીયા, તોય તમે બાળ બ્રહ્મચારી."

દેખાતા ક્રોધિષ્ટ દુર્વાસા રૂપી જોઇએ એટલું જમે છે એમ દેખાય, અને જમતા ધરાતા નથી એમ લાગે તોયે તે તો સદા ઉપવાસીજ હતા. શ્રીકૃષ્ણ સોળ સહસ્ર ગોપીઓને લાડ લડાવે, કેલી કરે, તો પણ બાળ બ્રહ્મચારી. આ પદમાં એવો ભાવ છે કે હું તો ભોળી, ગિરધરલાલમાં ગુલતાન થઈ રહી છું. પરંતુ ગિરધરલાલ તો મારી સાથે એક રૂપ છતાં ન્યારા ને ન્યારા રહી શકે છે. એવા એ અલૌકિક છે.

પદ ૬.

"કાલે પરણાવશું ગોપી, કુંવરને, કાલે પરણાવશું ગોપી"

કુંવરને કાલે ગોપી (સાથે) પરણાવીશું. જો કે એમાં લાજ મરજાદ કુંવરની ઘટશે. પોતે પૂર્ણ છે, તે બે પગનો ચાર પગ વાળો ચતુર્ભુજ થશે તોપણ અપૂર્ણમાં પેસશે. દ્રષ્ટા છતાં દ્રશ્યમાં દાખલ થશે. એતો પોતે પૂર્ણ બ્રહ્મચારી છે. અને મરજાદી–મર્યાદી–અમર્યાદિત–છે. તે મર્યાદા તૂટશે. અને અલૌકિક મર્યાદામાંથી લૌકિક મર્યાદામાં આવશે. અને અલગ્ન એવોજ કુંવર તેને લગન કરશું. એટલે આપણે પણ લાજ મરજાદ લોપવી પડશે. આત્માનંદ થશે તેમાં "લાજ મરજાદ" કોરે મુકીને પણ મ્હાલશું. દીકરાને વહુ આવે તો ઘર ઓપીશોભી રહે એ હેતુ. વળી

"મારા રે મૈયરની પહેરૂં ઓઢણી રે લોલ,......
ચરણાં ચીર ઉતારી ચોળી ચુંદડી રે લોલ."
ચરણાં ચીર ઉતારી ચોળી ચુંદડી રે લોલ.

એ તો ઠીક. પણ મીરાંને સ્વપતિ સુખના સ્વમા આવે છે. તેનો ચિતાર છે.

"ધીરજની વાતો ઘરથી જાણી નહીં રે લોલ,
પ્રીત કરી ને પરવશ કીધા પ્રાણ જો.
સ્વમાના સુખડાં રે સ્વપ્ને વહી ગયાં રે લોલ,
દેહલડીમાં પ્રગટ્યાં દારૂણ દુ:ખજો."

મીરાં એ પ્રમાણે સતભામા પાસે નંદકુમારને કહેવડાવે છે. પરંતુ મીરાંનો ભોજરાજ કંઈ પાછો આવે એમ નથી. સતભામાને અને મીરાંને બેઉને નંદકુમાર મોલે પધારે એજ લાલસા બાકી છે.

"મીરાંનો સ્વામી રે મહોલે પધારીયા રે લોલ,
સતભામાના જીવન કીધાં ધન્ય જો"

પદ. ૧. "મુજ અબળાને મોટી મીરાંત બાઈ," ઠાકોરની ઠકરાઈ કરતાં ઠાકોરજી ગિરધરલાલ શામળાની "પ્રાપ્તિ" પરમાનંદ રૂપ છે.

પદ ૨ "ક્યાં ગયોરે પેલો મોરલીવાળો, અમે તે અબળા ભોળી રે.
પ્રેમ તણી પ્રેમદાને અંતર, ગેબની મારી ગોળી રે."

પદ. ૩. "બોલમા બોલમા બોલમા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમા."
એ પદ. અનન્ય ભક્તિ સૂચવે છે. અને જડ ચૈતન્યનો, સત્યાસત્યનો "વિવેક" દર્શાવે છે.

પદ. ૪. "પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની."
મને ગિરધરલાલે પ્રેમની કટારી મારી ઘાયલ કરી દીધી છે. મને તેનીજ લેહ લાગી છે. પ્રેમ લક્ષણા ભક્તિમાં ગુલતાન થઈ ગઈ છું. "જળ જમનાનાં ભરવા ગયાતા, હતી ગાગર માથે હેમની" આ ભવસાગરમાં પાપપુણ્યના જળ ભરવા આવ્યા છઈએ. આ કાયા સોનાની–સુવર્ણની ગાગર માથે છે. સુવર્ણની છે, કેમકે મુક્તિને આપનારી છે. એમાંનો કાદવ કાઢી નાંખી એને ઉજળી બનાવી એમાં–એ વડે–પુણ્યના જળ ભરવાં છે.

"કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની."

હરીની કાચા સુતરની બંધાયલી છું. અને હરજી જેમ ખેંચે તેમ તેમની ને તેમની તરફ ખેંચાઈ તેની સમીપતાનો સાક્ષાત્કાર કરૂં છું કેટલાક ચિત્રો "સર્વ તો ભદ્ર" હોય છે. કાચની ગોઠવણ તે ચિત્રો ઉપર એવી રીતે કરેલી હોય છે કે જેથી જેણી તરફ જોઇએ તે તરફથી પણ તે ચિત્ર હસતું દેખાય. પ્રભુની અદૃશ્ય દોરી ગમે તેમ ખેંચે-નચાવે-તોપણ અનન્યભાવે હું તો તેમની સન્મુખજ અને તે મારી સન્મુખ. એ ફુદડીનો રાસ અજબ છે. એ ગમે તેમ મારી પ્રત્યે વર્તે તોપણ હું તો તેની તેની ને તેનીજ.

પદ ૫.

નેહ લાગી મને તારી અલ્યાજી

કામકાજ મુક્યું ને **ધામજ** મુક્યું

ચિતોડ પણ છોડયું. ને મેડતા પણ છોડયું. એવો ભાસ છે.

"સોળ સહસ્ર ગોપીઓને તમે વરીયા, તોય તમે બાળ બ્રહ્મચારી."

દેખાતા ક્રોધિષ્ટ દુર્વાસા રૂપી જોઇએ એટલું જમે છે એમ દેખાય, અને જમતા ધરાતા નથી એમ લાગે તોયે તે તો સદા ઉપવાસીજ હતા. શ્રીકૃષ્ણ સોળ સહસ્ર ગોપીઓને લાડ લડાવે, કેલી કરે, તો પણ બાળ બ્રહ્મચારી. આ પદમાં એવો ભાવ છે કે હું તો ભોળી, ગિરધરલાલમાં ગુલતાન થઈ રહી છું. પરંતુ ગિરધરલાલ તો મારી સાથે એક રૂપ છતાં ન્યારા ને ન્યારા રહી શકે છે. એવા એ અલૌકિક છે.

પદ ૬.

"કાલે પરણાવશું ગોપી, કુંવરને, કાલે પરણાવશું ગોપી"

કુંવરને કાલે ગોપી (સાથે) પરણાવીશું. જો કે એમાં લાજ મરજાદ કુંવરની ઘટશે. પોતે પૂર્ણ છે, તે બે પગનો ચાર પગ વાળો ચતુર્ભુજ થશે તોપણ અપૂર્ણમાં પેસશે. દ્રષ્ટા છતાં દ્રશ્યમાં દાખલ થશે. એતો પોતે પૂર્ણ બ્રહ્મચારી છે. અને મરજાદી-મર્યાદી-અમર્યાદિત-છે. તે મર્યાદા તૂટશે. અને અલૌકિક મર્યાદામાંથી લૌકિક મર્યાદામાં આવશે. અને અલગ્ન એવોજ કુંવર તેને લગ્ન કરશું. એટલે આપણે પણ લાજ મરજાદ લોપવી પડશે. આત્માનંદ થશે તેમાં "લાજ મરજાદ" કોરે મુકીને પણ મ્હાલશું. દીકરાને વહુ આવે તો ઘર ઓપીશોભી રહે એ હેતુ. વળી

"ક્હાનવર મારો ઘોડો ચડશે, માથે મુગટ આરોપી,
રાધિકા જ્યારે મંદીર પધારશે, મંદીર રહેશે ઓપી."

"લીલા વાઘા ને પીળી ટોપી" પહેરેલા ક્હાન પર ગિરધરના રાધા સાથે લગ્ન ક્યારે થાય કે હું તેની સાથે લગ્ન થઈ લીન થઈ આરાધના કરૂં-તેની લગની લાગે-તેની લેહ લાગે, ત્યારે-આ પદ બાલ્યાવસ્થાનું-રમતાં રમતાં "પ્રાસ" મેળવવા માટેજ રચ્યું હોય એમ લાગે છે.

પદ ૭. "હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો,
વેચંતી વ્રજનારીરે."

માધવ તો વ્રજની નારીથી વેચાઈ રહીને તેની ભક્તિને વશ તેના હાથમાંજ "કરબદરીવત્"-"હસ્તામલકવત્" રમી રહેલ છે. તેને તે વેચે તેમાં શી નવાઈ. રામ નામની લૂટ કરાવે તોયે શું? પણ એનો લેનાર કોઈ જોઈએ કેની? "લૂટ શકે તો લૂટ." રાજા હસ્તિ તો અર્પે, પણ તેની મસ્તી જેરવવાની તાકાત જોઈએ કેની?

"માધવને મટકી (મથુરા)માં ધાલી."

"ઈશ્વરઃ સર્વ ભૂતાનાં હૃદ્દેશેર્જુન તિષ્ઠતિ" ઘટઘટ વ્યાપીને વેચવો છે. જે ઝવેરીને હીરાની પરિક્ષા હોય-જેને તે "દૃષ્ટિ" હોય, તેજ તેને સંઘરે-ઓળખે-સાક્ષાત્કાર કરે.

"માંહે જુવે તો કુંજ બિહારી."

એવા ગિરધરલાલના ચરણ કમળ સુખસાગર છે. તેને વેચીને શું સાર કાઢે? એની કીંમત આપે કોણ? અને એને લેય કોણ? નારે, બા, એ તે કેમ લાખો મળે તોપણ આપી દેવાય? સત્‌ભામાએ શ્રીકૃષ્ણને નારદને કૃષ્ણાર્પણમાં આપ્યા હતા-ગીરવી-મોર્ટગેજ મૂકેલા-પછી તેને છોડાવતાં ભારે પડેલું. આઠે પટરાણીના ઘરેણાં ગાંઠા લાવી શ્રીકૃષ્ણને તોળ્યા. તેથી શ્રીકૃષ્ણ તોળાયા નહીં, પણ આખા ગિરિને ટચલી આંગળીએ તોળનાર એક તુળસીને પાંદડે અથવા ગંગાબાઈની સવા વાલની વાળીએ તોળાય છે એ વાત પ્રસિદ્ધિને પામી છે. પ્રભુ હેમથી નહીં પણ પ્રેમથી રીઝે છે. તેને વેચવા માટે તત્પર થવું એ તેની સાથેની intimacy સંસર્ગ સ્થાપિત કરે છે.

પદ ૮.—"તનક તનક તા થૈરે, નાચે નાચે નંદનો નાનડીઓ,
નારદ નૃત્ય કરતારે આગે."

આ પદ મીરાંનું ન હોય. અન્યનું અનુકરણ છે. નૃત્ય પ્રભુને વહાલું છે, એવો ભાવ છે. એ નૃત્ય શાસ્ત્રીય રીતિએ છે. જો તેમ નહીં હોય તો બ્રહ્માના વેદનું એમાં શું કામ? Music of the Spheres આ ચૌદ બ્રહ્માંડનો નાચ–આ સૃષ્ટિનું ચલનહલન–એમાં સમાયલું છે. અને એજ મોરલી–એજ બંસીનાં ધ્વનિ સહિત "રાસ" રમાઈ રહ્યો છે. જેમને (દીવ્ય) કાન છે તે તે નાચ સાંભળી તેમાં મસ્ત રહી બ્રહ્માનંદ લે છે. અનુભવી એકલો આનંદમાં મૌન રહી "ગુંગો ગોળ ખાય ને મનમાં મલકાય" છે.

પદ ૯—ગોવિંદો પ્રાણ અમારોરે
સાંઢવાળા સાંઢ શણગારજેરે, જાવું સો સોરે કોશ,
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ.

ચિતોડ ત્યાગ વેળા મીરાંને કેટલો લાગણીભર આવેશ–આઘાત થયો હશે. સ્વભાવે ક્ષમાશીલ, શાંત, છતાં તે કહે છે કે "રાણાજીના દેશમાં મારે જળરે પીવાનો દોષ" એ તેના અંતઃકરણના સત્યાગ્રહના–અત્યાગ્રહના ઉદ્‌ગાર છે. અને તે તેણે અંત સુધી પાળ્યા છે. નીભાવ્યા છે. લીધી પ્રતિજ્ઞા તોડી નથી–એજ એનો વિજય છે.

બૃ. કા. ભાગ ૨જો. એના પાન ૮૫૮મે મીરાંબાઇનો જન્મ સં. ૧૪૫૯ આપેલો છે તે ખરો નથી. તે ઉપરાંત એજ પાને મીરાં ઉદેપુરના કુંભા રાણાની સ્ત્રી હતી એમ લખ્યું છે. એમાં પણ બે દોષ છે. કુંભો રાણો ચિતોડનો હતો. મીરાંની સાસરી ચિતોડમાં હતી પણ ચિતોડનો કુંભો રાણો તો મીરાં પહેલાં ઘણા વરસ પર ગત થયલો. અને તે મીરાંના સસરા સાંગાજીનો દાદો થતો હતો. ઉદેપુર સાથે મીરાંને સાસરી સંબંધ હતોજ નહીં. કુંભો રાણો સં. ૧૪૭૫થી સં. ૧૫૨૬ સુધીમાં મરણ પામેલો. કુંભો મીરાંનો પતિ હોવાનો સંભવજ નહીં. કુંભાનો પુત્ર રાયમલજી જે સાંગાજીનો બાપ થતો હતો તે સં. ૧૫૪૫માં હયાત હતો. રાયમલજીના પુત્ર સાંગાજી સં. ૧૫૮૪માં મરણ પામ્યા. અને સાંગાજીના પુત્ર ભોજરાજ સં. ૧૫૭૮થી સં. ૧૫૮૧ સુધીમાં મરણ પામ્યા. એ જોતાં મીરાંનો જન્મ સં. ૧૫૫૯

"કહાનવર મારો ઘોડો ચડશે, માથે મુગટ આરોપી,
રાધિકા જ્યારે મંદીર પધારશે, મંદીર રહેશે ઓપી."

"લીલા વાઘા ને પીળી ટોપી" પહેરેલા કહાન પર ગિરધરના રાધા સાથે લગ્ન ક્યારે થાય કે હું તેની સાથે લગ્ન થઈ લીન થઈ આરાધના કરૂં–તેની લગની લાગે–તેની લેહ લાગે, ત્યારે–આ પદ બાલ્યાવસ્થાનું–રમતાં રમતાં "પ્રાસ" મેળવવા માટેજ રચ્યું હોય એમ લાગે છે.

પદ ૭. "હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો,
વેચંતી વ્રજનારીરે."

માધવ તો વ્રજની નરીથી વેચાઈ રહીને તેની ભક્તિને વશ તેના હાથમાંજ "કરબદરીવત્"–"હસ્તામલકવત્" રમી રહેલ છે. તેને તે વેચે તેમાં શી નવાઈ. રામ નામની લૂટ કરાવે તોયે શું? પણ એનો લેનાર કોઈ જોઈએ કેની? "લૂટ શકે તો લૂટ." રાજા હસ્તિ તો અર્પે, પણ તેની મસ્તી જેરવવાની તાકાત જોઈએ કેની?

"માધવને મટકી (મથુરા)માં ઘાલી."

"ઈશ્વરઃ સર્વ ભૂતાનાં હૃદ્દેશેર્જુન તિષ્ઠતિ" ઘટઘટ વ્યાપીને વેચવો છે. જે ઝવેરીને હીરાની પરિક્ષા હોય–જેને તે "દૃષ્ટિ" હોય, તેજ તેને સંઘરે–ઓળખે–સાક્ષાત્કાર કરે.

"માંહે જુવે તો કુંજ બિહારી."

એવા ગિરધરલાલના ચરણ કમળ સુખસાગર છે. તેને વેચીને શું સાર કાઢે? એની કીંમત આપે કોણ? અને એને લેય કોણ? નારે, બા, એ તે કેમ લાખો મળે તોપણ આપી દેવાય? સત્ભામાએ શ્રીકૃષ્ણને નારદને કૃષ્ણાર્પણમાં આપ્યા હતા–ગીરવી–મોર્ટગેજ મૂકેલા–પછી તેને છોડાવતાં ભારે પડેલું. આઠે પટરાણીના ઘરેણાં ગાંઠા લાવી શ્રીકૃષ્ણને તોળ્યા તેથી શ્રીકૃષ્ણ તોળાયા નહીં, પણ આખા ગિરિને ટચલી આંગળીએ તોળનાર એક તુળસીને પાંદડે અથવા ગંગાબાઈની સવા વાલની વાળીએ તોળાય છે એ વાત પ્રસિદ્ધિને પામી છે. પ્રભુ હેમથી નહીં પણ પ્રેમથી રીઝે છે. તેને વેચવા માટે તત્પર થવું એ તેની સાથેની intimacy સંસર્ગ સ્થાપિત કરે છે.

પદ ૮.—"તનક તનક તા થૈરે, નાચે નાચે નંદનો નાનડીઓ,
નારદ નૃત્ય કરતારે આગે."

આ પદ મીરાંનું ન હોય. અન્યનું અનુકરણ છે. નૃત્ય પ્રભુને વહાલું છે, એવો ભાવ છે. એ નૃત્ય શાસ્ત્રીય રીતિએ છે. જો તેમ નહીં હોય તો બ્રહ્માના વેદનું એમાં શું કામ? Music of the Spheres આ ચૌદ બ્રહ્માંડનો નાચ–આ સૃષ્ટિનું ચલનહલન–એમાં સમાયલું છે. અને એજ મોરલી–એજ બંસીનાં ધ્વનિ સહિત "રાસ" રમાઈ રહ્યો છે. જેમને (દીવ્ય) કાન છે તે તે નાચ સાંભળી તેમાં મસ્ત રહી બ્રહ્માનંદ લે છે. અનુભવી એકલો આનંદમાં મૌન રહી "ગુંગો ગોળ ખાય ને મનમાં મલકાય" છે.

પદ ૯—ગોવિંદો પ્રાણ અમારોરે
સાંઢવાળા સાંઢ શણગારજેરે, જાવું સો સોરે કોશ,
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ.

ચિતોડ ત્યાગ વેળા મીરાંને કેટલો લાગણીભર આવેશ–આઘાત થયો હશે. સ્વભાવે ક્ષમાશીલ, શાંત, છતાં તે કહે છે કે "રાણાજીના દેશમાં મારે જળરે પીવાનો દોષ" એ તેના અંતઃકરણના સત્યાગ્રહના–અત્યાગ્રહના ઉદ્‌ગાર છે. અને તે તેણે અંત સુધી પાળ્યા છે. નીભાવ્યા છે. લીધી પ્રતિજ્ઞા તોડી નથી–એજ એનો વિજય છે.

બૃ. કા. ભાગ ૨જો. એના પાન ૮૫૮મે મીરાંબાઇનો જન્મ સં. ૧૪૫૯ આપેલો છે તે ખરો નથી. તે ઉપરાંત એજ પાને મીરાં ઉદેપુરના કુંભા રાણાની સ્ત્રી હતી એમ લખ્યું છે. એમાં પણ બે દોષ છે. કુંભો રાણો ચિતોડનો હતો. મીરાંની સાસરી ચિતોડમાં હતી પણ ચિતોડનો કુંભો રાણો તો મીરાં પહેલાં ઘણા વરસ પર ગત થયલો. અને તે મીરાંના સસરા સાંગાજીનો દાદો થતો હતો. ઉદેપુર સાથે મીરાંને સાસરી સંબંધ હતોજ નહીં. કુંભો રાણો સં. ૧૪૭૫થી સં. ૧૫૨૬ સુધીમાં મરણ પામેલો. કુંભો મીરાંનો પતિ હોવાનો સંભવજ નહીં. કુંભાનો પુત્ર રાયમલજી જે સાંગાજીનો બાપ થતો હતો તે સં. ૧૫૪૫માં હયાત હતો. રાયમલજીના પુત્ર સાંગાજી સં. ૧૫૮૪માં મરણ પામ્યા. અને સાંગાજીના પુત્ર ભોજરાજ સં. ૧૫૭૮થી સં. ૧૫૮૧ સુધીમાં મરણ પામ્યા. એ જોતાં મીરાંનો જન્મ સં. ૧૫૫૯

વ્હેલામાં વ્હેલો હોઇ શકે. સં. ૧૪૫૯ તો દેખીતી ભુલ જણાય છે, અને કુંભારાણાની સ્ત્રી મીરાં નહીં છતાં તે બંધ બેસાડવા ખાતર આ દોષ થયો હોય એમ લાગે છે.

બૃ. કા. ભાગ ૨જો.

પદ ૧લું—"ક્યાં ગયોરે પેલો મોરલીવાળો, અમને રાસ રમાડીરે"

ગિરધરજી જોડે-મોરલીવાળા જોડે રાસ રમેલી-રાસ રમતી રાધા-મીરાં, તેના વિરહથી વ્યાકુળ થઈ પુછે છે કે પેલો મોરલીવાળો અમને રાસ રમાડયા પછી ક્યાં જતો રહ્યો? "પેલો" Intimacy બતાવે છે. રાસમાં પોતે એક સખ્યા થઈ અને રાસ રમવા દીધો, તેથી ગિરધરલાલના સમાગમમાં આવેલી અને ગિરધારીજીના સંસર્ગવાળી તેથી "પેલો" કહેવાની છૂટ રાસ રમાડયા પછી જાણે "ગરજ સરી ને વૈદ વેરી" જેવો ઘાટ કરતો મોરલીવાળો એટલે મોરલી વગાડી ઠગનારો-ધૂતારો-માખણચોર અમારા ચિત્ત ચોરીને એ નવનીત પ્રિય ક્યાં જતો રહ્યો- પાછો આવે તો કેવું સારૂં?-એ ભાવ છે.

"હમણાં વેણુ સમારી સુતી, પહેરી કસુંબી ચોળીરે."

આ મીરાંનો શણગાર રાધાએ ભક્તિથી વેણુ ગુંથી અને કસુંબી ચોળી કટીબદ્ધ કટી બંધ સુધી તસતસાવી છતાં મોરલીવાળો હજી ક્યાં આંહી પધારે છે? એ ભક્તિ રહસ્ય છે.

પદ ૨જું—"અજબ સલુણી પ્યારી મૃગયા નયની, તેં મોહન વશ કીધોરે"

આ પણ હારીયું છે. એની પછીના ઘણાખરા હરિના નામના હારિયાંજ છે. જે મોહનને મોહ ન, તેવા અમોહને પણ તે મુગ્ધાએ મોહિત કરી વશ કર્યો. એવી હે કુબ્જા તું અજબ સલુણી છે. મીઠું તો ખાસ તારામાંજ મોહને દીઠું જણાય છે, મોહનની મોરલી મીઠી. પણ તું સલુણી એટલે ખારી છતાં સ્વાદિષ્ટ, જેથી મીઠાશ અને મીઠું મળી તમે ઉભય તમારા મિશ્રણથી શરબતમાં સબરસ લો એવા જણાવ છો. પરંતુ એ ખુબી હે કુબ્જા તારા મૃગન જેવા નયનની છે. તારાં પ્રેમલક્ષણા ભક્તિ કટાક્ષે તેં મોહનને વશ કર્યા છે. જો કે કુબ્જા તો ધુતારી કહેવાય છે. પરંતુ હે

કુબ્જા–વાંકી ચુંકી કાયા–તારી ભક્તિ રૂપી દિવ્ય દૃષ્ટિના કટાક્ષે મોહન તને વશ થઇ કાયાનું કલ્યાણ થાય છે. ગોકુળમાં વાત ચાલે છે કે કુબ્જાએ મોહનને વશ કર્યો, એ કેમ બન્યું ?

"મકનો સો કરિ" ને લાલ અંબાડી, અંકુશે વશ કીધોરે."

હે કુબ્જા–હે કાયા–તેં મન રૂપી મકના કરિ–હસ્તિની મસ્તી દૂર કરી અંકુશ રાખી મોહને–મોહનને–વશી ભૂત કર્યો, તેથી મોહન તને વશ થયા છે. "હરિ ન વિસારે તેને, હરિ ન વિસારે રે" પણ હે કુબ્જા કાયા તું "રાધા" સાથે કેમ કીનો રાખે છે ? તને મોહન વશ છે, તે રાધા સાથે તારી એકતાથી છે, તું જ્યાં સુધી રાધા સાથે વેર ભાવ રાખશે ત્યાં લગી મોહન તને કદી વશ થનાર નથી, એ નિશ્ચે જાણજે.

પદ ૩જું—"ચાલને સખી મહી વેચવા જઇએ, જ્યાં સુંદીર વર રમતોરે,

પ્રેમ તણા પકવાન લઇ સાથે, જોઇએ રસિકવર જમતોરે."

પ્રેમના પકવાન પ્રભુ જમે એજ એ સુંદર વરની રમત. મહી વેચવા ગોપીઓ જાય. એટલે "મોહનજી તો હવે મોઘો થયો છે, ગોપીને નથી દમતોરે." મોહનજી મોઘા થાય તેમાં નવાઈ નથી, કેમકે કુબ્જા–કાયાએ તેને વશ કરવા માંડયો છે, પણ ગોપીઓના ગોરસ ચાખ્યા વિના મોહનજીને ચાલે એમ નથી. અને પ્રેમરસ પ્યાલો પીધા વિના મીરાંનો છુટકો નથી.

પદ ૪થું—ચાલને સખી મારો શ્યામ દેખાડું, વૃંદાવનમાં ફરતોરે

નખ શીખ સુધી હીરાને મોતી, નવનવાં શણગાર ધરતોરે."

મીરાંના શ્યામને શણગારમાં કંઇ ન્યૂનતા નથી. વૃંદાવનમાં જ્યાં જોઇએ ત્યાં તેના દર્શન થયાંજ કરે.

"પાંપણ પાઘ કલંકી તોરો, શિરપર મુકુટ ધરતોરે,"

પાંપણ સુધીની પાઘ બાંધે, માંહે કલંકી તોરો. માથે મુકુટ મીરાંનું મન હરે છતાં, કુબ્જા (કાયા)માં લીન રહે છે. એવો એ અલૌકિક ગિરધર નાગર શામળીઓ પ્રભુ છે–વળગ્યો ને વળગ્યો અને અળગો ને અળગો. તેને પીછાની લો.

પદ ૫મું—કઠણ થયા રે માધાજી મથુરા જઈ, કાગળ ન લખ્યો કટકોરે,"

કહાન કુબ્જા સંગ અટક્યો. મથુરામાં–કુબ્જા (કાયા)માં કહાન અટક્યો તેથી ગોકુળની ગોપીને કાગળ લખી શક્યો નહીં. એ ભાવ એવો છે કે ગોપીઓ પ્રભુ તરફથી પ્રેમ પત્રની અપેક્ષા રાખે. પરંતુ કુબ્જામાં જડ પદાર્થમાં જેનું ચિત્ત જાય તે મથુરામાંજ–સ્થૂળ દેહમાંજ–અટકી રહે–વામે અટક રહા–દુસરી અટક કહાં? તે ગોકુળ તરફ–લિંગ દેહ તરફ જઇ શકે નહીં. જડને હાલતાં ચાલતાં આવડે નહીં. કવિ નરસિંહ કહે છે કે "બ્રહ્મ લટકાં કરે, બ્રહ્મ પાસે" તો ચૈતન્યના લટકા હોઇ શકે. કુબ્જાને ખરાં લટકાં આવડે નહીં. લટકા તો ઘણા કરે પણ તે કૃત્રિમ એટલે શોભે નહીં.

"કાળી શી કુબ્જા ને અંગે છે કુબડી, એ શું કરી જાણે લટકોરે.
એ છે કાળો ને તે છે કુબડી, રંગે રંગ બન્યો ચટકોરે."

કહાન અને કુબ્જા બેઉ કાળા, એટલે કાળા રંગમાં કાળો રંગ ભળી જાય. પરંતુ કુબડીમાં કહાનને શો ચટકો લાગ્યો? પ્રભુને ખોળે બેસનારને ઘુંઘટનો ખટકો ન રહે. પડદો શો? પ્રભુને તો સર્વ સમાન છે. જડ અને ચેતન સર્વ તેની શક્તિથી હાલેચાલે ને વિવિધ લટકાં કરે છે એ તેની સમદૃષ્ટિ છે. એને કોઇ વ્હાલું અળખામણું સંભવતું નથી. જે ભક્તિ કરે તે પ્રભુ પ્રેમને પાત્ર થાય.

પદ ૬૬ઠું—"પુનેમ કેરો પ્રેમ ચંદ્ર છે, રાસ રમે નંદલાલોરે;
નટવર વેશ ધર્યો નંદલાલે, સૌ જોવાને ચાલો રે,
ગાનતાન વાજીંત્ર વાગે, નાચે જશોદાનો કાલોરે."

જશોદાનો કાલો નંદલાલ નટવર વેશે નાચી રહ્યો છે.

પદ ૭મું—"આતુર થઈ છું મુખ જોવાને, ઘેર આવો નંદલાલારે."

આ સર્વ પદ યુવાવસ્થાના અને પ્રેમથી પૂર્ણ દંપતી સૌભાગ્ય સંબંધ સુખ અને વિરહ વગેરે સૂચવે છે.

"મામીરે મારીને ગુણકારે તારી, ટેવ તમારી એસી છોગાળારે,
કંસ મારી માતપિતા ઉગાર્યાં, ઘણા કપટી, નથી ભોળારે."

આ પરથી જણાય છે કે અતિ પ્રેમના ઉપાલંભો (મહેણાં) મારીને, પ્યાર ઘણો ઘાડો થયાનું બતાવવા પ્રયત્ન છે. અને તેમ છતાં પ્રભુનું સુખ

જોવાની આતુરતા દર્શાવી છે. કપટી છતાં પ્રભુનું મુખ જોવાની આતુરતા દર્શાવી છે. કપટી છતાં પ્યારા લાગો છો અને તમારામાં પૂર્ણ શ્રદ્ધા રાખી છે; પરંતુ તમે તમારાં મામા માશીને માર્યા. એ કૃત્યો જોઈ અમને ભરોસો કેમ આવે? તમે પોતીકાને પણ છેહ દો તો ધણીનો કોઇ ધણી છે? અમારા તો તમે ધણી છો, પણ તમો ધણીનો બીજો કોણ ધણી સંભવે? એ ભાવ છે. ટેવ તમારી એસી એટલે એવી–એ શી?

પદ ૮મું—હું જાઉંરે જમના પાણીડાં, એક પંથ દો કાજ સરે.

દો કાજ એક તો જળ ભરવું, ને બીજું હરિને મળવું એટલે વ્હેવાર ને પરમાર્થ બેઉ સિદ્ધ થાય.

"વૃંદાવનને મારગ જાતાં; જનમ જનમની પ્રીત મળે,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ભવસાગરનો ફેરો ટળે."

પ્રભુ સંગાથે દૃઢ પ્રીત થઇ તો લક્ષ ચોર્યાસી ભટકણ મટી ગયું જાણવું.

પદ ૯મું—નહીં જાઉં રે જમના પાણીડાં, મારગમાં નંદલાલ મળે,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ગોપીને કહાનુડો લાગ્યો ગળ્યો.

આ પદમાં કંઇ માલ નથી. મુગ્ધાવસ્થાની કૃતિ લાગે છે. પ્રાસનું પણ ઠેકાણું નથી. "ગળ્યો" ને બદલે "ગળે" હોઈ શકે. મારી ઠોકીને બળે બળે પ્રાસ ગોઠવ્યાં છે. કહાનુડો ગોપીને ગળ્યો લાગ્યો. એ ભાવ છે.

પદ ૧૦મું—હાંરે જાવ જાવરે, જીવણ જૂઠડા
ચંદન પુષ્પ ને માથે પટકો, વળી માથે ઘાલ્યાંતા પીછડાંરે
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, મારે મન છો મીઠડાંરે
–જાવ જાવરે".

આમાં "મારે મન છો મીઠડાં" એ ભાવ છે. અને તમે છો તો "જુઠડા" પણ "જીવણ" હો, માટે તમારેજ આશ્રયે અમે છઈએ. એ ભાવ છે.

પદ ૧૧મું. "હાંરે મારા સ્યામ કાલે મળજો".

આ હારીયું પણ માલ વિનાનું જણાય છે. "મારા સમ" "મારા સ્યામ" મતલબ કે કાલે જરૂર મળજો. આજનો લ્હાવો તો લીધો. પણ કાલ કોણે દીઠી છે? કાલે પણ આજ જેવોજ આનંદ આપજો. એ ભાવ છે.

પદ ૧૨મું. "હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ,
મને લેહ લગાડી રંગ રસીએરે–ચાલો".

આ પદ પ્રૌઢાવસ્થાનું જણાય છે. એટલુંજ નહીં પણ સુંદર સરળ સહૃદય સ્ફુરણ છે, અને ડાકોરના ઠાકોરના રૂપ શણગારાદિના વર્ણન રૂપ છે. દ્વારકા પછી ડાકોરમાં રહેવાની ઠાકોરની–મીરાંની ઈચ્છા તે ઠાકોરજીએ ફળીભૂત કરી, અને બોડાણો મીરાંમય રણછોડજીને ડાકોરમાં લઈ આવ્યો અને ત્યારથી "ડાકોરમાં ઠાકોર બીરાજે છે". મીરાં ઠાકોર રૂપે ડાકોરમાં રણછોડરાય રૂપે દર્શન દે છે. માટે તેને જોવાને–તેને દર્શને ચાલો આપણે પણ ડાકોર જઈને વસીએ, અને ત્યાંથી કદી નહીં ખસીએ. પણ એમ ક્યારે બને કે પ્રભુની લેહ લાગી હોય તોજ–એ ભાવ છે.

"અટપટી પાઘ કેશરીઓ વાઘો, કાને કુંડળ સોહીએ,
પીળાં પીતાંબર જરકસી જામો, મોતન માળાથી મોહીએ;
ચંદ્રબદન અણીઆળી આંખો, મુખડું સુંદર સોહીએ,
રૂમઝુમ રૂમઝુમ નૂપુર બાજે, મન મોહ્યું મોરલીએ."

ઠાકોરજીને નૃત્ય કરતા જોય છે, અને જાણે એમ થાય છે કે "અંગો અંગ" જઈ મળીએ. ભેટવાની ઉર્મિ થાય છે. પણ નાચતાને ભેટાય કેવી રીતે ? સાયુજ્ય મુક્તિની ઉક્તિ છે.

પદ ૧૩મું. "મુખડાની માયા લાગીરે, મોહન પ્યારા.
મુખડું મેં જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં.
મન મારૂં રહ્યું ન્યારૂંરે, મોહન પ્યારા".

સંસારીનું સુખ તો ઝાંઝવાના નીર જેવું છે. માટે

"પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યોરે, પ્રીતમ પ્યારા".

મીરાં પ્રભુને મેળવીને પોતાને "બડભાગી" મોટા ભાગ્યવાળી–બહુ ભાગ્યશાળી માને છે. આ પદ વિધવા થયા પછીનું છે.

પદ ૧૪મું. "અરજ કરે છે મીરાં રાંકડી, ઉભી ઉભી".

આ પદ સાધારણ છે. પરંતુ એમાં ઉભા ઉભા પ્રભુની ભક્તિ

કરવાની ઉત્તમતા દર્શાવી છે. પ્રાર્થના કરવાની સ્થીતિ મીરાંની ઉભા ઉભા–સેવા કાર્ય જે બતાવે તે કરવા તત્પરતા દર્શાવનારી છે, અને કોઈને અરજ કરવી હોય તો તે ઉભા થઈને–ઉભા રહીને જ કરવી–એ વિવેક છે.

"માણીગર સ્વામી મારે મંદીરે પધારો",

મારા હૃદય કમળમાં નિવાસ કરો–જાગૃત થાઓ–સાક્ષાત્કાર દો. એ ભાવ છે.

"ફુલના તોરા ને ફુલના ગજરા, ફુલના હાર ફુલપાંખડીરે,
ફુલની ગાદી ને ફુલના તકીયા, ફુલની પાથરી પછેડી".

આમાં એવો ભાવ જણાવે છે કે પ્રભુને સુકોમળ કાયામાં કાંઇ ખુંચે નહીં એવી પુષ્પ શૈયા જોઈએ. "પુષ્પં પત્રં ફલં તોયં" પ્રભુને બહુ પ્યારા છે તેમાં 'પુષ્પ" પહેલે નંબરે છે. આ પદ "ગુલક્યારીમેં રાધે પ્યારી બસે. ચંપામેં ચંદ્રબદન, ગુલદાવદીમેં ગિરધારી બસે. જાઈ જુઈમેં કનૈયા બસે" ને મળતી ભાવનાનું છે. વળી આ પદ સૌભાગ્ય દશા સૂચવે છે. પતિશૈયા પ્રભુશૈયા અણખુંચતી તૈયાર કરવી એ સતિનો ધર્મ છે. ભક્તની ભક્તિ છે. એમાં પ્રાસાનુપ્રાસ સીવાય કાંઈ બીજી ખુબી જણાતી નથી. પ્રાસ પણ મારીમચડીને ગોઠવ્યા છે. પરંતુ એમાં દિનરાત મીરાંની પતિસેવા અહોનિશ પ્રભુસેવા કરવાની હોંસ ઉલટ અને પ્રીતિ સ્પષ્ટ દર્શાવી છે. એ મીરાંની પતિ પરાયણુતા અને પ્રભુ પરાયણુતા બતાવે છે. મીરાં ઉભી ઉભી અરજ કરે છે અને રાંકડી થઈને કાલાવાલા સાથે અરજ કરે છે. એ ભાવ છે.

પદ ૧૫મું—આજ મારે સાધુ જનનો સંગરે રાણા, મારા ભાગ્ય ભળ્યા,
અડસટ તીરથ સંતોને ચરણે પિયાજી, કોટી કાશી ને કોટી ગંગ".

સંતો છે તે પરમ પુનીત પવિત્ર પૂજ્યપાદ છે, અને તે અડસેટ તીર્થ કરતાં પણ વિશેષ છે. કોટી કાશી જેટલી વિદ્વત્તા મહત્તા અમરત્વ અને કોટી ગંગા જેટલી પવિત્રતા સાધુજનમાં–સંતમાં છે. તીર્થ કરતાં સંત સતત અને સત્વર પવિત્રતા બક્ષી શકે છે.

પદ ૧૭મું—'લેતાં લેતાં શ્રીરામજીનું નામરે, લોકડીયાં લાજે મરે છે".

"હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણીરે" એ ભાવ છે. આ પદ કવિશ્રી દયારામના પદનું અનુકરણ છે, અને તેથી તે ક્ષેપક કોઈએ પાછળથી મીરાંનું ઠોકી બેસાડ્યું છે. એ પદ મીરાંનું હોઈ શકે નહીં. "હરિ તને પ્રસન્ન તે કેમ થાય? તારા દીલનું કપટ નહીં જાય" "ભાંડ ભવૈયા ગુણકા નૃત્ય કરે ત્યાં, બેસી રહે ચારે જામ" લોકો નાટક ચેટક સીનેમા જોવા ઉજાગરા કરે, પરંતુ પ્રભુની ભક્તિ વેળા તેને આવરણ વિક્ષેપે આળસ ઊંઘ આવે છે. એવા દયારામના પદનો પડઘો આ પદમાં પડકારા કરે છે.

બૃ. કા. ભાગ ૫ મો.

પદ ૧લું—"એકવાર ગોકુળ આવીએ, ગોવિંદજી, એકવાર.
ગોપીઓને લાડ લડાવીએ, ગોવિંદજી".

આ અને એની પછીનાં બીજાં હારીયાં કૃષ્ણ ગોપીનાં પદના છે. એમાંથી કયા મીરાંના છે. અને કયા ક્ષેપક છે તે ભાષા વગેરે ઉપરથી પકડી શકાય. પરંતુ આ અને બીજાં મીરાંબાઈની છાપના ઘણા પદો કાઠીઆવાડ ને કચ્છમાં ગવાય છે. તે બધાં મીરાંકૃત છે કે કેમ, એ સંશય ભરેલું છે.

પદ ૨જું—"બસ ગઈ રાધે પ્યારી, મોરલીમાં, બસ ગઈ રાધે પ્યારી".

શ્રીકૃષ્ણની મોરલી સાંભળીને રાધાજી મોરલી તરફ એકચિત્ત થઈ સ્તબ્ધ થઈ ગયા. જોતાં જોતાં દૃષ્ટિ ત્યાંજ ચોંટી ગઈ. શ્રવણ અને નયન મોરલીમય થઈ ગયાં.

"ગોરે ગોરે અંગ પર સાલુડા બીરાજે, ઉપર જરત કીનારી,
ગોરે ગોરે અંગ અતલસકી ચોળી, ઉપર હાર હજારી;
ગોરે ગોરે મુખ નટવરસેં મોતી, તીલડીકી ગત ન્યારી".

આ શણગાર રાધાનો તેમજ મીરાંનો હોઈ શકે. મીરાં રાધા સાથે એક રૂપ થઈ, શ્રીકૃષ્ણ સાથે એક રસ થવા પ્રયત્ન કરે છે.

"મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સુંદર મુખ પર વારી".

પદ ૩જું—"મોહન ભાંગ પીલાઈ રે, કદમ નીચે, મોહન",

આ પદમાં ભાંગ ખાવાલોક કેવી રીતે વાટે છે, ઘુંટે છે, પીએ છે,

અને તેથી કોઈ પણ કામમાં એકાગ્ર ચિત્ત કેમ થાય છે. તેનું વર્ણન આપેલું છે. મીરાં સંત સાધુમાં ઘુસેલા આવા દુર્વ્યસનમાં સંડોવાઈ હશે કે કેમ એ સંદેહ છે. પરંતુ "કૃષ્ણ ભાંગ વાટે ને બળદેવ ઘુંટે" એનો માત્ર અલૌકિક અર્થ થઈ શકે.

"સોનેરી કુંડી ને રૂપેકા લોટા, કુંડીએ રતન જડાઈ,
કૃષ્ણએ વાટી ને બળદેવે ઘુંટી, રાધાએ શાશી સાઈ."

આ પદ આનંદઘનના પદ ૨૮ને મળતું છે. "મનસા પ્યાલા, પીયો મતવાલા, જાગે અનુભવ લાલી". આ પદમાં લખ્યું છે કે "સોનેકા પ્યાલા તમે પીઓ મતવાલા, અંખીયાંમેં લાલી લગાઈ."

પદ ૪થું—બગીયા, બગીયા, બગીયારે, મારો બાલમ બીરાજે સારી બગીયા".

આ પદમાં કાયારૂપી સુંદર વાડીમાં મારો વ્હાલો ઇશ્વર બિરાજમાન છે, અને ઇંદ્રિયો અને વૃત્તિઓ રૂપી ૧૬૦૦ ગોપીને કહાન રાસ રમાડી ઠગે છે, એવો ભાવ છે.

પદ ૫મું—"લટકાળોરે ગિરિવર ધારી, મને મારી છે પ્રેમ કટારી".

આ પદમાં રસિકવર પ્રભુ "જમનાજીને ઘાટે અને વૃંદાવનની વાટે" મળે એ ભાવ દર્શાવ્યો છે.

"સાન કરી સમજાવી શામળીએ, ગણી છે પ્રાણ થકી પ્યારી".

આ પદ પાદસેવન ભક્તિનું છે, અને ભક્ત જ્યારે જ્યારે ભક્તિ કરે ત્યારે ત્યારે તેણે ખાત્રી કરી લેવી જોઈએ કે તેનો પ્રેમ અને તેની પ્રેમલક્ષણા ભક્તિ કેટલે દરજ્જે સ્વીકારાઈ–કબૂલ મંજુર રાખવામાં આવી છે. એ બાબત શામળીઓ લટકાળો ગીરીવરધારી લટકા કરી સાનમાં સમજાવે તે સમજવાની શક્તિ પણ શુદ્ધ ભક્તિથી આવે છે.

પદ ૬ઠું—"જમનાને તીરે મ્હારો વ્હાલો, મોહનને જોવાને ચાલોરે,
આજ એકાંતે મળ્યો છબીલો, ઘેરીને ઘરમાં ઘાલો".

આ પદમાં એવો ભાવ દર્શાવ્યો છે કે ચંચળ મન કદાપિ મોહનને મેળવે તોપણ દઢ નિશ્ચય વિના અને સબળ આત્મબળ વિના મનમાંથી

મોહન પાછો છટકી જાય છે. માટે મનને એકાંતમાં એક અંતવાળું કરી એ“કાંત”ને-મોહનને હૃદયરૂપી ઘરમાં ઘેરી લઈએ કે જ્યાંથી મોહન વેગળા થવા પામે નહીં.

પદ ૭મું—“રસીયા મને જાવા દીજે,
તારૂં દાણ થાય તે લીજે—રસીયા.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, છે શ્યામ સુંદર તો રસનો સાગર,
તન મન ધન અર્પણ કીજે—રસીયા.”

આ પદ આત્મનિવેદન ભક્તિનું છે. પ્રભુ જે દાણ માગે તે એજ કે પ્રભુની “આજ્ઞા” માનવી. દશ લક્ષણો (ten commandments) કુદરતના કાયદા અચુક પાળવા. દાણચોરી કરવી નહીં. પુરેપુરૂં દાણ-કર્તવ્ય ચુકવીને પણ હરેક પ્રયાસે અને હરેક ભોગે-હરેક યત્ને પ્રભુને પોતાના કરી લેવા. છે તો તે પોતાનાજ. પણ પોતાના તરીકે પીછાનવા. કહેવા માત્ર નહીં પણ અનુભવસિદ્ધ. પોતે પ્રભુમાં તન્મય થઈ જવું અને રસના સાગર ગિરધારીજીમાં મોંઘા સોંઘા થતાં પણ મળી જઈ રસબસ થઈ તેમાં ગળી જવું એજ કર્તવ્ય.

પદ ૮મું—“મારો ચીર દો વનમાળી, હું છું અબળા બાળી.”

આ પદ બાલ્યાવસ્થાનું લાગે છે. અનુકરણ છે. ચીરને બદલે પીતાંબર લુંગી જડશે. કાયાની વાસના જશે અને પીતાંબરધારી પ્રસન્ન થતાં પીતાંબરમય થઈ જળથી-જડથી ન્યારી થઈ જઈશ. “ચીર જશે ને પીતાંબર મળશે.” પીતાંબર નામની કોઈ વ્યક્તિ નહીં પણ પીતાંબરધારી પ્રભુજી પ્રાપ્ત થશે એ ભાવ છે.

“પોયણ પત્ર ધરી નીકળી રાધે, કૃષ્ણ હસત દે તાળી.”

એ નાના બાળકની રમત છે. કૃષ્ણ હસતા જાય છે અને કહે છે કે કેમ નીકળવું પડ્યું કેની? રાધાજીને Ignorance is bliss નથી. તેણે તો Fruit of knowledge ચાખ્યું જણાય છે. “પોયણ પત્રનો પડદો” રાખ્યો છે. એટલી આરાધના હજી Realism પ્રદર્શિત કરવામાં ઓછી છે. આ પદ મીરાંનું ન પણ હોય. મીરાં પોતે કા. દો. ભાગ ૭માં પદ ૧૧૨માં ‘જળસે ન્યારી કહાના કબીના હોંગી, તું હો પુરૂપ હમ નારી;

લાજ મોકું આવત ભારી" એમ કહે છે. જળથી—જડથી ન્યારા થવું—કુબ્જાના પાશમાંથી છૂટવું એ તો મુશ્કેલ છે. એમ છતાં રાધા પોયણપત્ર ધરી જળથી બહાર આવે અને કૃષ્ણ "કેવી છેતરી" કહી હસ્તા હસ્તા તાળી આપે એ પદ મીરાં લખે એ અસંભવિત લાગે છે.

પદ ૯મું—"કુબજાને જાદુ ડારો, જેને મોહ્યો શ્યામ હમારો,
જાદુકી પુડીયાં ભરભર મારે, ક્યા કરે વૈદ બીચારો,
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, આખર શ્યામ હમારો."

આ પદમાં એવો ભાવ સમાયો છે કે હમારો શ્યામ જો કે મોહમાં વશ થઈ ગયો છે અને જો કે કુબજાના જાદુઈ પડીકાંની અસર હમારા શ્યામ પર એવી થઈ છે કે વૈદ—સદ્‌ગુરૂ બીચારો લાચાર થઈ ગયો છે. તે અસર દૂર કરવા સમર્થ નથી. તોપણ આટલું તો નક્કી છે કે આખરે શ્યામ હમારો તે હમારોજ. "All's well that ends well." કુબજાને અને શ્યામને કુદરતથીજ હજારો ગાઉનું છેટું અને નિરંતરનો ભેદ છે અને હમે તો પહેલેથી તે છેલ્લે સુધી—સનાતન—પ્રભુનાજ છૈએ. ચૈતન્યમય છઈએ કુબજા જેવા જડ નથી. એ "નિશ્ચય શ્રદ્ધા"નો ભાવ દર્શાવ્યો છે.

પદ ૧૦મું—"મધુવનમાં ગુજરીઆં લૂટી, અધવચ પ્રીતડી તૂટી,
વૃંદાવનકી કુંજ ગલનમેં, મહીકી મટકી ફુટી."

આ પદમાં એવો ભાવ છે કે વૃંદાવનની વાટે જે ભક્તને ગિરધારીજીની લ્હે લાગે તેની આ કાયા મટકી—સ્થૂળ દેહ પવિત્ર થઈ, તેમાંનું "વાસના મહી" આધિ વ્યાધિ ઉપાધિ પાપપુણ્ય દૂર થઈ જાય. મહીની મટુકી ફૂટે એટલે "જીવન મુક્તિ" મળે. વાસના દૂર થાય.

પદ ૧૧મું—"જવાદો મને શાને રોકો છો વાટમાં,
દાણ લેવા સરખા નથી માટમાં.
નવ સેરો મોતીનો હાર છે રે મારો,
મારો હૈયા કેરો હાર તૂટશે, સાસુજી ઘેર પુછશે—જવાદો."

આ પદ સૌભાગ્ય વેળાનું—યુવાવસ્થાનું—દંપતીવિલાસદર્શક છે, સુંદર છે, આછો શૃંગાર સમાયો છે. "તમે અજાણ્યા હમે જાણીઆ રે, મારો પાલ-

વડો શીદ તાણીયો રે, તમે સમજી લો મન માંહે રે, શામળીઆ, વ્હાલા રહોને વેગળા રે."નું અનુકરણ લાગે છે.

પદ ૧૨મું—'હું વાત કહું ઉભા તે રહોની અલબેલી,
સંગની સાહેલી છૂટી ક્યાં જાશે, દાણ આપો ઓ રાધા ઘેલી,
કાનુડાએ દાણની રીતડી કાઢી, ગોપી નાચે થૈ થૈ ઘેલી."

આ પદ પણ દાણલીલાનું અનુકરણ છે.

પદ ૧૩મું—"જમીનપર જળના તે દાણ કોણ લે છે ?"

ભારે ભારે વસ્તુના દાણ હોય પણ જળના દાણ ( water-tax ) એ મીરાંના સમયમાં એક નવીન આશ્ચર્ય હોવું જોઈએ.

પદ ૧૪મું—"મેં વારી, મેં વારી, મુગટ પર મેં વારી,
તારી મોરલી લાગે છે પ્યારી."

આ પદમાં શ્રીકૃષ્ણની મોરલી અને મુગટ તથા ચરણકમળ પર વારી જવાનું દર્શાવ્યું છે.

પદ ૧૫મું—"વાછરડી હારેડી હો લાલ તારી વાછરડી રે."

આ પદ "કૉમીક" જણાય છે. ગોપીઓ, રાધા, મીરાં અને જીવ એ હરેકની વૃત્તિરૂપી વાછરડી બહુ હારેડી—તોફાની છે તે વશ થતી નથી. પગ બાંધીએ તો પાટુ મારે. દોરડું તોડી નાંખે, જડબાં ભાંગી નાંખે. એના કરતાં બહેતર છે કે એ વાછરડીને છોડી મૂકવી. એવો ભાવ માલમ પડે છે.

આ પદ મીરાંનું સંભવતું નથી. ક્ષેપક હોઈ શકે. અન્ય મત એવો પણ છે કે કોઈ વૃત્તિ વશ નહીં રહે તો તેને એકદમ છોડી મુકવી કે આખરે તે પસ્તાઈને—ધરાઈને ઠેકાણે આવે. પરંતુ આ ખેલ એવા પ્રકારનો છે કે હરાયું ઢોર જેમ જેમ વધારે માર ખાય તેમ તેમ નઠોર અને સેતાન થતું જાય. અને જેમ જેમ વધારે ઈચ્છા ફલિત થતી જાય તેમ તેમ વધારે તૃષ્ણા વધતી જાય. પણ વિષય પ્રતિ દ્વેષ ધરવ કે સંતોષ તો થાયજ નહીં. એ ઉપર એક દૃષ્ટાંત છે.

એક હતો ભરવાડ. તેની પાસે એક ગધેડી. તે ગધેડીને ચરાવવાને તે એક ડુંગર ઉપર ચઢ્યો. હાથમાં પકડી દોરી. અને ગધેડીને દોરવતો તેને

ચરાવતો આગળ ચાલ્યો. ડુંગરની કોર તરફ તે ગધેડી આવી પહોંચી. આ કારણથી જો ગધેડી નીચે ગબડી પડે તો ઉંડી ખાઈમાં તેના હાડકાં પાંસળાનું ચુરણ થઈ જાય. એ વાતથી તે ગધેડી અજ્ઞાત. પણ તેનો રખેવાળ ભરવાડ એ વાત સારી રીતે જાણતો હતો. તેથી તેણે ગધેડીને ગળે બાંધેલી દોરી ખેંચી ખેંચીને, તેને પાછી વાળવા બહુ પ્રયત્ન કર્યા. પણ જેમ જેમ ખેંચે તેમ તેમ ઢોરની પ્રકૃતિ એવી કે "ખેંચ પકડ મીજે જોર આતા હે". આખરે ભરવાડે તેને છૂટી મુકી દઈ નીચે પડવા દીધી. અને તે ગધેડી પંચત્વને પામી. આ પ્રમાણે વૃત્તિ, ગધેડી પણ હોય અને ઘોડી પણ હોય. "વૃત્તિ પ્રભાકર"નો અભ્યાસ કરી સદ્‌વૃત્તિને સંભાળવી અને દુર્વૃત્તિને નષ્ટપ્રાય કરી દેવી એમાં વિચારપૂર્વક ભારે વિવેક આવશ્યક છે.

આ પદ જો મીરાંનું હોય તો એનો અર્થ આમ સમજાય. હે રાણાજી વિક્રમાદિત્ય હું તો તમારા કુટુંબની એક ગરીબ વાછરડી (heifer) છઉં. પરંતુ તમારી તરફથી અપાતી પીડાથી હું હવે હારેડી થઈ છું. મારી વાછરડીરૂપી ભક્તિવૃત્તિ, મારી વૈધવ્યદશા પછી છેક 'તીવ્ર–હારેડી' થઈ ગઇ છે. તેને તમે "એવડ એવડ નાડી" બાંધો છો. પણ હું પ્રભુ કૃપાથી તે "ત્રેવડ નાડી તોડી" નાંખું છું. હવે હું રાજ્યના બંધનમાં રહી શકીશ નહીં– મારી ભક્તિવૃત્તિ હવે આગળ ધપવા તત્પર થઈ છે. "દોણી લઈને દોહવાં બેઠી," મારી ગિરધરમૂર્તિનું દોહન કરતાં મને મિષ્ટ જ્ઞાનામૃતધારા મારી સુમતિરૂપ–સુભક્તિરૂપ દોણીમાં એવી તો મધુરી મીઠાશ સાથે મને મળતી જાય છે કે જેથી "ધન્યાસ્મિ ધન્યાસ્મિ" કહેવાઈ જાય છે. અને તમારા, તમારા સંસારના, અને તમારા સંસાર બંધન રીતરિવાજ, custom, prejudice and false family prideના જડબા (jaws) જાણે મારી ભક્તિવૃત્તિએ મોડી–ભાંગી નાંખ્યા હોય એમ તમે માનો છો. પરંતુ એવી પરિસ્થિતિમાં મારે ચિતોડ ત્યાગ કર્યા વિના અન્ય ઉપાય નથી, માટે તમે મને તેમ કરવા રજા આપો. તમારૂં કર્તવ્ય મને ભક્તિમાં પ્રેરવાનું– સત્કાર્યને દુષ્કાર્યમાં નહીં સમજતાં તેમાં ઉત્તેજન આપી મગરૂર થવાનું હોવું જોઈએ. આ તો તમે મારા પગ બાંધી લીધા છે. અને મારી સદ્‌વૃત્તિને પણ ટાંટીઆમાં આંટી મારી બાંધી લો છો અને હું હારેડી વાછરડી ન

મારતી જાઉં છું. ભક્તિવૃત્તિ પોતાનું પરિબળ પ્રસરાવે છે. માટે મીરાં કહે છે કે હે ભગવાન, હે ગિરધારીજી, તમે એવું કરો કે રાણાજી મને રજા આપે; હે રાણાજી તમે આ હારેડી વાછરડીને છોડી મૂકો કે એ એની સ્વતંત્રતાનો સદુપયોગ કરે અને વાડામાંથી પાડી ભેંક, છૂટી થઈને નાઠી છેક, મનમાન્યું ચરવાને ઘાસ, વૃંદાવનમાં કીધો વાસ, વળતી ગિરધર લે છે પ્રાણ, એવિ સુખીયણ થઈ સજ્ઞાન. એમ આપોપું તજી શ્રીગિરધરલાલનો સાક્ષાત્કાર થાય માટે એવી ભક્તિવૃત્તિને મારે પણ રોકવી–ટોકવી નથી પણ તેને છૂટી મૂકી દેવી છે કે ભક્તિવૃત્તિનું હારેડાપણું–તીવ્રતા તૃપ્ત થઈ શાંતિ પામે, શાંતિ આપે. અને "Be still"ની નિવૃત્તિ નીપજાવે. અને ધના ભગતનું "રામ બાણ વાગ્યા હોય તે જાણે, ભક્તો ઠરીને બેઠા ઠેકાણે". એ મતલબની ઉક્તિ સાર્થક થાય. અને મીરાંને મુક્તિ મળે.

બૃ. કા. ભા. ૬ઠો.

પદ. ૧લું. "એ વિનંતિ ચિત્ત ધરીએ શ્રી જમનાજી.
કામ ક્રોધ અજ્ઞાન તિમિર, ઉર અંતર તે હરીએ."

આ પદ મીરાંનું સંભવતું નથી. જો કે એમાં "ગિરધરલાલ મુખારવિંદ રતિ જન્મ જન્મ મોહે કરીએ." એમ લખ્યું છે. પણ ભાષા મીરાંની હોય એમ લાગતું નથી.

પદ ૨જું—"છાનો માનો આવે કહાન, પાછલીજ રાતે,
સમ ખાઈ ને સુતી હતી, નહીં બોલું હરિ સાથે,
દ્વાર ઉઘાડી પાયે લાગું, મોરલી કેરા નાદે."

આ પદમાં એવો ભાવ બતાવ્યો છે કે પ્રભુ સાથે રૂસણું લઈએ, તો પણ તેનો મોરલીનો નાદ એવો છે કે આખરે રૂસણું તજીને તેને વશ થયા વિના છૂટકોજ નહીં.

પદ ૩જું—"હાંરે મેરી સલામ કહીએ વૃંદાવન, છેલા છબીલા ઠાકોરકું.
તુમ પ્યારે કે મહોબત સુનકર, ઇશ્ક લાગ્યો મેરે ચાકરકું."

આ પદ મીરાંનું હોય એમ લાગતું નથી.

પદ ૪થું—"કરના ફકીરી ક્યા દલગીરી સદા મગનમેં રહેનારે.
કોઈ દિન વાડી ને કોઈ દિન બંગલા, કોઈ દિન જંગલ રહેનારે".

આ પદ મીરાંનું છે. અને જ્યારે એણે વિધવા થયા બાદ ચિતોડ ત્યાગ કર્યો તે સમયનું હોવાનો સંભવ છે. અને સદા મગ્ન રહેવાનો મનને ઉપદેશ છે. "કોઈ દિન હાથી, કોઈ દિન પાંઉસે ચલનારે, કોઈ દિન ગાદી, કોઈ દિન તકીઆ, કોઈ દિન ભોંયસે પડનારે." આ પદ સુરદાસના "સબદીન હોતન એક સમાન."નું અનુકરણ છે. 'એક સરખા દીવસ સુખના કોઈના જાતા નથી." એ ગાયન સરખાવો. સુરદાસ કહે છે કે "પ્રગટત હે પૂરવકી કરણી, તજ મન શોચ અજાણ. સુર શ્યામ ગુણ કહાં લગ વરણું, વિધિ કે અંક પ્રમાણ." 'કૃષ્ણને કરવું હોય તે કરે, ચિત્ત તું શીદને ચિંતા ધરે" એ દયારામનું પદ પણ સરખાવવાં જેવું છે. માટે જે સ્થિતિમાં રામ રાખે તે સ્થીતિમાં રહેવું. કેમકે જીવનમાં સર્વદીન સરખા હોતા નથી. એજ આ પદનો આશય છે.

પદ ૫મું—"આજ મારાં નેણાં તૃપ્ત થયાં, જોયા નાથને નીરખી:"

આ પદ દંપતી વિલાસ સૂચવે છે.

"જેવું મારે મન હતું, તેવું નાથજી કીધું,
તે પ્રભુ પ્રેમે પધારીયા, આલિંગન દીધું."

આ પદમાં વૃંદાવનમાં કૃષ્ણ રાધાનો રાસ વર્ણવ્યો છે.

'ધન્ય ધન્ય રે જમના તટે, ધન્ય વ્રજનો રે વાસ,
ધન્ય ધન્ય રે આ ભૂમિને, (જ્યાં) વ્હાલો રમીયા રાસ,"

---

## પ્રકરણ ૧૧મું

બૃ કા. ભાગ. ૭મો.

પદ ૧લું—"પ્રીત પૂરવની શું કરૂં રાણાજી," એમાં પહેલી બે ટુંક મીરાંની જણાય છે. પાછળની ટુંકો કોઈ કવિએ ઉમેરેલી કે બદલેલી સ્પષ્ટ માલમ પડે છે. રાણાજી (ઉદયસિંહ) મીરાંને તેડવા આવે છે. તેનો ઉત્તર અને તે વગેરે પાછળથી ઉમેરો થયલો જણાય છે. ભાષા પણ પાછળની

ટુંકામાં અન્યની લાગે છે. પહેલા પુરૂષ અને ત્રીજા પુરૂષનો દોષ અક્ષમ્ય છે. એ પદમાં

"રાઠોડાની દીકરીને, સીસોદાં ને સાથ,
લઈ જાતી વૈકુંઠડે, મારી પ્રથમ ન માની બાત."

એમાં સીસોદાં તે ઉદેપુરના રાણા–ઉકળતું સીસું પી જાય પણ શત્રુ ને વશ થાય નહીં, એવી માન્યતા છે. તે સીસોદાં ઉદેપુરના રાણાને લાગુ પડે છે. પરંતુ મીરાંના સમયમાં ઉદેપુર સુ સ્થિત સ્થપાયું ન હતું. અને મેવાડના રાણાને બદલે "સીસોદાં"એ અત્રે દેખીતી ભૂલ છે. જો કે એમાં રાણાજીને ઠપકો છે કે તમે પહેલેથી મારી વાત માની હોત તો તમને બધાને વૈકુંઠ પ્રાપ્તિ થાત. પણ હવે શું? તેમ છતાં મીરાંના લખાણમાં 'સીસોદાં" લખવાની ભૂલ સંભવતી નથી.

"મીરાં દાસી રામકી, રામ ગરીબ નીવાજ,
મીરાંકી લજ્યા રાખજો, મારી બાંહ્ય ગ્રહ્યાની લાજ."

એ છેલ્લી કડી છે. "એમાં મીરાં કે પ્રભુ ગિરિધર નાગર" નથી. તેથી પણ તે બીજાનો ઉમેરો હોવાનું જણાય છે. જો કે મીરાંને તો ગિરધરલાલ, રામ, કૃષ્ણ, વચ્ચે તુલસીદાસજી પેઠે તફાવતનો "પક્ષ" નહતો. એ તો દરેકને એકજ પ્રભુરૂપે જુદેજુદે નામે ભજતી હતી. એથી ઉલટું તુલસીદાસ તો કહે છે કે–

"મોર મુકુટ કર બાંસુરી, ભલે બને હો નાથ,
તુલસી મસ્તક તબ નમે, ધનુષ બાણ લો હાથ."

પદ ૨જું—આ પદમાં "સુંદર શ્યામ" કહીને કૃષ્ણની સ્તુતિ કરેલી છે. કોઈને પીર પેગંબર ભવાની વગેરેનો અથવા સ્થાવર જંગમ દેહ ગેહનો નેહ હશે. પણ મીરાંના મનને તો સુંદર શ્યામ શરીર ગિરિધરલાલજ પ્યારા છે. એ સ્થળે "શ્યામ રંગ સમીપે ન જાવું મારે શ્યામ રંગ સમીપે ન જાવું. એ કવિશ્રી દયારામનું પદ વિચારણીય છે. ભવ ભવાની લખીને મીરાં આ સ્થળે શીવ વિષ્ણુ વચ્ચેનો ભેદ પોતે માનતી નથી એમ દર્શાવે છે. મહાદેવ માતા અને કૃષ્ણ બધા જુદેજુદે રૂપે મીરાંને મન એક "કેશવ"

"ગિરધરલાલ"નીજ વિભૂતિઓ છે. પરંતુ હળધરના વીર સુંદર શ્યામ શરીર ગિરધરલાલને નામે પોતાની ભક્તિ તે આ પદમાં પ્રદર્શિત કરે છે. અને ઈશ્વર જડ ચેતન અનેક નામ ધારી દેવોમાં સર્વત્ર છે. અને "સર્વ દેવ નમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ"નો ભાવ રજુ કરે છે.

પદ ૩જું—"બંસીવાલા આજ્યો મારે દેશ." ભાષા મારવાડી છે. એમાં સ્ત્રી કલ્પના વિશેષ છે. પ્રભુ કયારના આવતા નથી. એ વિયોગ વિરહ દર્શાવ્યો છે. "શીવ"નો દેશ અને "જીવ"નો દેશ દૂર થઈ ગયો છે. તેને સમીપ લાવવો છે. હમેશાં વિયોગનો સમય ટુંકો છતાં લાંબો લાગે છે. આજે આવશે, કાલે આવશે, અદૃશ થયાને કેટલા દીવસ થયા એ દીવસો ગણતાં ગણતાં આંગળીની રેખાઓ પણ ઘસાઈ ગઈ અને હારી ગઈ. "હારી આંગળીઆરી રેખ."

"એક બન ઢુંડી, સકળ બન ઢુંડી, ઢુંડો સારો દેશ,
તારે કારણ જોગણ હોઉંગી, કરૂંગી ભગવો વેશ."

"હોઉંગી," અને "કરૂંગી" પરથી જણાય છે કે આ લીટીઓ હજી વૃંદાવન જતાં પહેલાં લખાયલી છે. અને જ્યારે એના ઉપર રાણા વિક્રમાદિત્યનો જાપનો હતો, તે દરમ્યાન રચી હોય એમ લાગે છે.

"કાગદ નહીં મારે સાહી નહીં, કલમ નહીં લવલેશ,
પંખીનો પ્રવેશ નહીં, કીન સંગ લખું સંદેશ."

એવો પણ અર્થ થાય કે બંસીવાળા ગિરધરલાલ પ્રભુને લખવા માટે જે કાગળ વગેરે સામગ્રી જોઈએ તેટલું અધ્યાત્મ જ્ઞાન હજી મીરાંને થયું ન હતું. અને મનરૂપી પક્ષી હજી એટલું ધર્મમાં કેળવાયલું નહીં કે પ્રભુને, પ્રાર્થના પૂજન કીર્તનથી પેગામ પહોંચાડે. કે જેથી બંસીવાલા પોતાના હૃદય કમળમાં પધારે અને પ્રગટ થાય. સ્ત્રી કલ્પના જુવો કે બંસીવાલા કેવા વેશમાં પધારે તો મીરાં રાજી થાય. એ પણ "નિરાકાર" નહીં પણ "સાકાર" અને "સગુણ" "મોર મુગટ શિર છત્ર બિરાજે, ગુગરવાળા કેશ. મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, આવોની એણે વેશ." ગુગરવાળા કેશ, મારવાડી ડ્રેસમાં મીરાં પોતે વાળેવાળે ઘુઘરી, અને સેથામાં આગળ પડતું

"ખોર" પહેરતી તો પછી એના પ્રભુ વાળેવાળે મોતી માણેક અને ઘુઘરીઓ ઝળકાવે એમાં શું આશ્ચર્ય! રખેને એ કુમાર શ્રી મહારાજકુંવર ભોજરાજનો વેશ સૂચવતા હોય. મનુષ્ય પ્રાણી પોતાની કલ્પનાથી પોતાના પ્રભુને પોતાના જેવા પણ અતિમહાન–અતિસુંદર અવયવવાળા અલંકારવાળા–વેશવાળા પોષાકવાળા કલ્પે એ સ્વાભાવિક છે. તો પછી એ નિયમને મીરાં અપવાદ કેમ હોઈ શકે?

પદ ૪થું—"શાને રોકો છો વાટમાં, જવાદો મને, શાને રોકો છો વાટમાં."

આ પદ વૃંદાવન જતાં શરૂમાં લખાયલું લાગે છે. અને બહુ પ્રસિદ્ધ છે. સ્થળે સ્થળે સ્ત્રીઓ ગરબે લલકારે છે.

"જળ ભરવા જમનાજીના ઘાટમાં, જવાદો." એ ભક્તિનું સ્ફુરણ બતાવે છે. અને મીરાંની હજી યુવાવસ્થા છે. એમ યુવાવસ્થાના ઉભરા કાઢેલા જણાય છે. પ્રભુ સાથે પ્રેમલક્ષણાનો પ્રકાર બતાવી આનંદ લીધો છે. અને રસિક સ્ત્રી પુરૂષને આનંદ માટે વારસો બક્ષી ગયેલ છે.

"મારા સમ મારી ગાગર નાની, હાંરે એણે વચન આપ્યું તું મારા હાથમાં—જવાદો મને" એમાં પોતાની લઘુતા દર્શાવી છે. અને કાયારૂપી ગાગર નાની છે. બીન અનુભવી છે. કાચી ક્ષણભંગુર છે. કાંકરી મારતાં ફુટી જાય એવી છે. શાસ્ત્રાનુસાર મીરાંને અને હરેક ભક્તને પ્રભુને મળવાનું એ વચન છે. અને શ્રદ્ધાળુને તે વચન સિદ્ધ થાય છે. પ્રભુ તો હાથ ઉંચા કરી બોલાવે છે. મોહમાયામાં પડતાં ને પડેલાને રોકે છે. પણ રોકાય છે કોણ?

"તે માટે કહાન કાલા શું થાવ છો. હાંરે સૌ પેખે સૈયરોના સાથમાં–જાવા દો મને" સર્વે શરીરની વૃત્તિઓ–ગોપીઓ સૈયરો તમને દેખે છે. અને તમે મને મેળવવા–મારી ગાગર ફોડવા અને પોતાની કરી લેવા જડ મટાડી ચૈતન્ય રૂપ કરવા–સાયુજ્ય–સારૂપ્ય–મુક્તિ દેવા, સહુ સખીના દેખતા કેમ કલા થઈ કાલાવાલા કરો છો? એકાંતમાં હે "કાન્ત" મને સ્વસ્વરૂપ બનાવી દો. બે મટી–ભેટી–આપણે એક થઇ–એકતાને પામી–હમેશ એક ચતુર્ભુજ સ્વરૂપે રહીએ–કેમકે " હાંરે પ્રભુ આવ્યા છો મારા હાથમાં. " આનું નામ શ્રદ્ધા, અને પ્રભુ પ્રીતી.

પદ ૫મું:—"રામ સીતા પતિ તારી લેહલાગી." એ પદ સન્યસ્ત ભાવ બતાવે છે. હવે દુનીઆની વસ્તુઓ પરની માયાનો સન્યાસ કરી છોડી દઈ માત્ર સીતાપતિ શ્રી રામ–જેને નામે પથરા તરે એવા પથરોથી ભરપૂર ગિરિને તોળવાવાળા શ્રી ગિરિધરલાલજીની લ્હે લાગી. આ પદ પ્રથમ વિક્રમાદિત્ય તરફથી પીડન થતાંજ સન્યસ્ત ભાવ આવવાથી સાધુ સંગાથે હેત વધતું જતું જોઇ લોકલાજ મહેલી સ્વતંત્ર થઇ મીરાંએ રાજરીતિ શિથિલ કરવા માંડી, તે સમયનું જણાય છે.

"અજ્ઞાનની કોટડીમાં ઉંઘ ઘણી આવે, પ્રેમ પ્રકાશમાં હું જાગી.

**यानिशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ १ ॥**

અજ્ઞાનની કોટડીમાં–આ કાયામાં–પ્રવૃત્તિમાં–પ્રપંચ વ્હેવારમાં ઘણું ઊંઘવું અને પ્રભુજ્ઞાન–પ્રેમ પ્રકાશમાં જાગી જવું–એ જાગૃતિનો અનુભવ મીરાંને આ પદ વેળા શરૂ થયો લાગે છે.

"નાચી કુદીને મેંતો ભક્તિ ન કીધી, લોકની લાજ મેં બહુ રાખી." આજસુધી લોકલાજમાં–રાજ્યરીતિમાં મેં ખુલ્લે હૃદયે ભક્તિ કરી નહીં. અને મને નાચી કુદીને ભજન કીર્તન કરવાનું મન થાય છે તે પણ હું અમલમાં લાવી શકી નહીં. પ્રભુ સાથે તલ્લીન થવાને એ પણ એક માર્ગ છે. ધ્યાન ધારણા એકાગ્ર થવાની સામગ્રી છે. તે આપણને હૃદયનો આલ્હાદ દર્શાવી પ્રભુમય બનાવે છે.

"ધ્રુવને લાગી પ્રહલાદજીને લાગી" એવી ભક્તિ ધ્રુવ પ્રહલાદ વગેરેને લાગી. ધ્રુવ અડગ થયા. પ્રહલાદે બ્રહ્મઆનંદ મેળવ્યો. અને હું તો "મીરાં કે પ્રભુ ગિરધર નાગર, જન્મોજનમની હું લાગી."—મારો વૈરાગ તો આ જનમમાં જન્મી ત્યારથી–રાંડયા પહેલાં અને રાંડયા પછી–મૂળથીજ છે. પ્રભુમય છઉં, પ્રભુને ખોળેથી અવતરેલી છઉં તેથી જન્મોજનમની "એકોહં બહુ સ્યામ્" બ્રહ્મસ્વરૂપે, બ્રહ્મરૂપ છઉં. બ્રહ્મસિવાય બીજું છે શું કે તેમાં લપટાઉં ? કહેવાતું સર્વ "દૃશ્ય" મેં તો અનાદિકાળથી ત્યાગેલું જ છે.

"નાચી કુદીને મેં તો ભક્તિ ન કીધી". એમાં કેટલાક શીવ નાચતા કુદતા અને તાંડવનૃત્ય કરતા, તેના અનુયાયીઓ પણ તેમ કરી

બંબંબં કરે–તેનો વિરોધ દર્શાવ્યો હોય એમ લાગે છે. પરંતુ શીવજી "તાંડવ" કરતા, તો શ્રી કૃષ્ણ ક્યાં નૃત્ય નહીં કરતાં ? અને મારવાડ, મેવાડ તરફ તો નૃત્ય એક ખાસ જરૂરી કળા ગણવામાં આવે છે. અને ગુજરાત પેઠે નાચવામાં લાજ શરમ કે હીણું ગણતા નથી. બલકે ત્યાં સ્ત્રીઓ લાજ કાઢીને પણ મોઢું ઢાંકીને ગરબે ફરે, નાચે કુદે, અને મહાદેવજીની જોગમાયા જેવી મસ્ત થઈ મહાલતી મલકાય છે. એટલુંજ નહીં પણ છોડીઓને નાનપણથીજ તેની મા નાચતાં શીખવે છે. અને મા પોતે પણ નાચે છે.

પદ ૬૭ મું—"વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે." આ પદ મીરાંનું કવિત્વ ઉત્તમ પ્રકારનું છે એમ દર્શાવે છે. જો કે નૃસિંહ અને દયારામથી મીરાંનું કવિત્વ ભિન્ન છે. નૃસિંહની કવિતામાં હરેક કાવ્યમાં "સમાનતા–તર્ક સંકલના પદે પદે વૃદ્ધિંગત થતી આવે છે. તો મીરાંના અસંમજસ–કુદાકડા અને થનથનાટ જણાઈ આવે છે. મીરાંમાં 'સમતા" કે "સમાનતા" નથી. દયારામ તો ઉત્કૃષ્ટ છેજ. નરસિંહ મહેતા અને મીરાંબાઈના વિશુદ્ધ ભક્તિ પ્રેમથી તરી આવતી દયારામની "રતિ" ગુપ્ત રહેતી નથી. નરસિંહના પ્રભાતીઆં, મીરાંના ભજનીયાં, અને દયારામની ગરબીઓ ગરવી ગુજરાતમાં ગોરીઓને ગરબે ગાજી ઉઠે છે. પરંતુ મીરાંના પદ થનથનાટથી નાચી રહે છે–શોભી નીકળે છે. અને હૃદયમાં સોંસરાં પેસી જાય છે. અને વૃંદાવનની મોરલી સાંભળવાની મીરાંની શક્તિ "જેનો સ્વર ગગનમાં ગાજે છે". તે ગગન સુધી પ્રશંસનીય છે.

"જળે વિષ્ણુ સ્થળે વિષ્ણુ વિષ્ણુ પર્વત મસ્તકે
જવાળ માલા કુળે વિષ્ણુ સર્વં વિષ્ણુમયં જગત્". નો ભાવ આ પદમાં ખડો કર્યો છે. મોરલીનો નાદ ગગનમાં ભરપૂર નિરંતર સતત ધ્વનિ કર્યાજ કરે છે. અને એ રીતે અનુભવીને અલૌકિક આનંદ આપે છે. અને "અલનાદ ગાજે રહો" એ ગરબાની તુલના આ પદ કરી શકે છે. જોકે "અલનાદ" કરતાં આ પદ સાદું અને સરળ છે.

"પીળાં પીતાંબર જરકસી જામા" વગેરે પ્રભુનો શણગાર આબેહુબ વર્ણવ્યો છે. એ વર્ણન આ શ્રીમુખની મોરલીના ધ્વનીમાં ગુલતાન થયલી

મીરાંની અવલોકન શક્તિ તથા ધ્યાન શક્તિ સ્થાપિત કરે છે. પુરુષો કરતાં સ્ત્રીઓની અવલોકન શક્તિ નાનપણથીજ કેળવાઈ ખીલે છે. "અલી તારી નણંદે કેવી સાડી પહેરી હતી? બંગડી કેવી હતી? ત્યાં કોણ કોણ હતું? શી વાત ચાલતી હતી?" આવા પ્રશ્નથી નાની છોડીઓ પણ પ્રથમથીજ "દૃશ્ય"ને નજરમાં રાખે છે અને વાતનું સ્મરણ રાખી મુખપાઠ પેઠે બોલી જવાનો અભ્યાસ રાખે છે.

"વૃંદા તે વનની કુંજ ગલનમાં, વ્હાલો થનક થૈ થૈ નાચે છે."

આવું અવલોકન થાય તેનું નામ તે "દર્શન" કહેવાય. Eyes and no eyesનો એજ તફાવત છે. "જોજો" કરીને દોડતા, શરીરના અંગો કૂદાવતા–દોડતા પડી જતા, ભીત્તરમાં પેસી, કીમતી કંઠી કે આભૂષણ લૂટાવતા કે પાડી નાંખતા, ભીતરીઆના કોરડાનો સ્વાદ લેતાં "દર્શન" કરે એતું નામ "ઝાંખી" કહેવાતી હશે. પણ દર્શન કે સુદર્શન તો નહીંજ. "સુદર્શન"ની કડવાસ છતાં તેનો લાભ અલભ્ય હોય.

"વૃંદા તે વનમાં રાસ રચ્યો છે, વહાલો રાસમંડળમાં બીરાજે છે."

જે રાસ નરસિંહે સ્વર્ગમાં જોયો તે વૃંદાવનમાં મીરાંએ પણ નજરો નજર જોયો, અનુભવ્યો એમ આ લીટીથી જણાય છે.

પદ ૭મું—"નંદલાલ નહીંરે આવું મજધેર કામ છે."

આ શું બતાવે છે? હરેક મનુષ્ય કામમાં–ઘર કામમાં–દુનીયા દારીના કામમાં–પંચ વિષયના કામમાં–અને કામદેવના કામમાં રોકાઈ જાય છે અને નંદલાલ બોલાવ બોલાવ કરે છે તો તેને હાલ નહીં આવું–No time–કહી "કામ"નું બહાનું બતાવે છે. પ્રભુ પ્રેમમાં મગ્ન મીરાં માને છે કે મને નંદલાલ બોલાવે છે. પણ હુંતો હજી દુનીયાદારીમાં છું. માનવતી છું. જરા માન ખાઉં. મોટી થઈશ ત્યારે નંદલાલ સમીપ જઈશ–હાલ તો મારે કામ છે, ફુરસદ નથી. સહુ મરતી વેળા થઈ રહેશે. આવી પ્રકૃતિના મનુષ્યને આ ચાબખો છે. અને માન માગનારી નાયકાઓનું અનુકરણ દીસે છે. પરંતુ મીરાં કંઈ લૌકિક કામમાં ગુંથાઇ નહોતી. એ તો ગિરધરલાલની મૂર્તિમાં અને તુળસીની માળામાં તલ્લીન થઇ હતી. તેથી નંદલાલ સમીપ જવાની પણ ના પાડે છે. નંદલાલ અને ગિરધરલાલ કોઇ લૌકિક વ્યક્તિ

નથી પણ અલૌકિક રૂપે એકજ છે. અને મીરાં તેમ જાણે પણ છે. પરંતુ ગિરધર શ્યામમાં નિમગ્ન છે તેથી તેનાજ કોઈ અન્ય સ્વરૂપની પણ પરવાં નથી. એવો અનન્ય ભાવ દર્શાવે છે.

"તુળસીની માળામાં મારા **શ્યામ** છે" આ કંઈક વલ્લભી સંપ્રદાય દર્શાવે છે (?) શ્યામ એટલે ગિરધરલાલ.

"વૃંદા તે વનને મારગ જાતાં, રાધા ગોરી ને કહાન **શ્યામ** છે."

રાસ રમણથી રંજન દેતા વૃંદાવનના માર્ગ રાધા અનુરાધા આરાધનાને યોગ્ય થઈ મનનાં તિમિરને તિરો ભાવ પમાડે છે. અને ભક્તિની જાગૃતિને જગાડે છે. શ્યામં એટલે કાળા. નીલ રંગના. શ્યામ એવા જે કહાનજી તે રાધા ગોરીના શ્યામ એટલે સ્વામી છે. ભક્તિ કરવાથી પ્રભુની પ્રાપ્તિ થાય છે. પાપ માર્ગને તીલાંજલી મળે છે એ ભાવ દર્શાવ્યો છે.

"વૃંદા તે વનમાં રાસ રચ્યો છે, સહસ્ત્ર ગોપીને એક કહાન છે."

આ વૃંદા–કાયા–ના રાસમંડળમાં સોળ સહસ્ત્ર ગોપી–નારીઓ વૃત્તિઓ અને એક પરમ પુરૂષોત્તમ કહાન. સર્વે સાથે જુદે જુદે રૂપે રમણ કરી રહ્યા છે.

"ગામના વ્હલોણાં મ્હારે, મહીના વલોણા,
મહીડા ઘુમ્યાની ઘણી હામ છે."

આ સાંસારિક કામો બતાવે છે. પરંતુ આમાં મીરાંના કવિત્વની ઉત્કૃષ્ટતા સમાઇ છે. મહી વલોવતા–મહી વ્હલોણે ઘમઘમ, ચૂડાવાગે છમછમનો આબેહૂબ ભાવ–કોઈ સંસ્કૃત કવિનું અનુકરણ–તેમાં ઉપજતો આનંદ અને ઉત્સાહથી ભરેલાં આનંદ પ્રફુલ્લ મનથી કરેલ કાર્યો સફળ થાય છે, તેનું આ દૃષ્ટાંત છે. જગતના કાર્યમાં આનંદથી ઘુમવું અને પ્રભુમય રહેવું. એ "સંસારમાં સરસો રહે ને મન મારી પાસ"ની "ચાવી" ચાવી ચાવીને કુંચો કરી ગોખી ગોખીને સંભારી રાખવા જેવી છે.

પદ ૮મું—"વ્રજમાં નાવ્યા ફરીને"

આ પદ સાસરે રહેતાં લખ્યું લાગે છે. યુવાવસ્થામાં પોતાની વિરહ દશા અને પ્રભુની ધૂર્તતા તથા નિષ્ઠુરતા દર્શાવે છે. ભક્ત કથનની સીમા દેખાડે છે.

"ગામરે ગોકુળીયું મહેલી, મથુરા પધાર્યા વ્હાલો.
જઈ વર્યા કુબ્જા કારીને."

એ ઉપાલંભ પણ સચોટ છે. આ પણ એક મીરાંનું પ્રભુપ્રત્યે અનન્ય પ્રેમનું લક્ષણ છે. ગોકુળ સૂક્ષ્મ શરીર, મથુરા સ્થૂળ શરીર, તેમાં કુબ્જાએ કાયા, તે આત્માને રહેવાનું મંદિર. એ ભાવ છે.

પદ ૯મું—"ગાગરીઆં બેઢાં ઢળશે" એમાં સ્ત્રી કલ્પના છે. નરસિંહે પણ એ ભાવના પોતે પુરૂષ છતાં દર્શાવી છે. ગિરધરલાલ પ્રત્યે મીરાંએ સ્ત્રીભાવે પ્રભુને પતિ ગણી ભજન કર્યાં છે. પણ નૃસિંહે તો પોતે પુરૂષ છતાં પોતે ગોપીભાવે-સ્ત્રીભાવે, પ્રભુને વર કહીને પ્રાર્થના કરી છે.

"લોક લડાવે છે છોકરડાંને, મારે તો છેલછબીલો રે,
નંદકુંવર હરિ નાંધડીઓ વર, ઘડી એક ન મ્હેલું વ્હીલો રે."
(નરસિંહ)

જેમ બાપ બેટાને શીખામણ આપે છે કે "શંકરીઆ મારા બેટા, ના ખાઈએ પાકા ટેટા." તે મુજબ મીરાં પ્રભુને સુચના આપે છે કે મારી ઉઢાણી લઈ લેવામાં સાર નથી.

"ગાગરીઆ બેઢા ઢળશે, ઉઢાણી મારી આપો."

ભક્ત અને ભગવાન વચ્ચે આ રીતે ઉત્તરોત્તર ગાઢ પ્રેમ વૃદ્ધિ પામતો જાય છે અને ભીતર ખોલી વધુ સમાગમ અને સહવાસ થતો જાય છે. નિર્દોષ મશ્કરી ઠઠ્ઠા એ પ્રેમીઓનું પ્રથમ પગથીયું છે. ઉંઢાણી અને બેઢાં અને જળ ભરવાનું એ સ્ત્રીને ઉચિત ભાવના છે. ઉઢાંણી વિના બેઢાં અધર નિરૂપયોગી હાલતાં. અધિષ્ઠાન વિના જગતના કાર્ય નકામાં નિરર્થક. ઊંઢાણી સંતાડ્વાનો હેતુ જગતના કાર્યથી વિમુખ કરી પોતાના તરફ-અધિષ્ઠાન તરફ આતુરતા અને લક્ષ રહે એજ હોઈ શકે.

"સાવ સોનાની મારી જડિત્ર ઉંઢાણી વ્હાલા."

આ કાયાંરૂપી જો એ ઉંઢાણી ગણતા હો તો કાયારૂપી-માયારૂપી ઉંઢાણી તમે લઈ લો-સંતાડી દો-તો ઉપાધિનો તમામ ભાર ટળી જાય. એ વાત ખરી પણ "સાવ સોનાની" એ ઉંઢાણી છે કેમકે એજ ગંદી કાયા ભક્તિવડે પ્રભુને પ્રાપ્ત કરાવે છે. એવી એ સુવર્ણમયી છે અને પ્રભુ પણ તે પાછી લેવા લલચાય છે. પણ "સોનેરી તાર મારો ખરશે" એ ઊંઢાણીનો સોનાનો ઉત્તમ તાર ખરશે. ધ્યાનમાંથી ચિત્ત વ્યગ્ર થાય તો એક તારત્વ

વિખરી જાય અને તલ્લીનતામાં કસુર આવે. આ કાયાની "ચાદર" જેવીને તેવી–એ ઊંઢાણી–એકતાર થયલી–તમને પાછી સોંપવાની છે. પણ તે અમારી મેળે–અમારી ભક્તિથી સોંપવાની છે, તમે સંતાડી દો તેથી તો ઉલટો સંતાપ થાય છે. એ ઊંઢાણીનો એક પણ તાર ખસે નહીં તેની દરકાર મને ઘણી છે. તે તમે જાણો છો.

"જળ રે જમનાનો વ્હાલા, મોટો છે આરો," અને આ વિશાળ જમનારૂપી જગત નદીમાં–ભવસાગરમાં–"જમ"ના જગતમાં–પુણ્યરૂપી જળ ભરવાનું તે ઊંઢાણી વગર બેડાં સ્થિર અને દૃઢ શી રીતે રહેશે? અસ્થિર રહેતાં હાલતા–બેઢાંને ઢળવાનો સંભવ છે. "અનુષ્ટાન" "અધિષ્ટાન" વગર ઢળી પડે એમ લાગે છે. પ્રવૃત્તિમાં નિવૃત્તિ શી રીતે મળશે? માટે "ઈંઢાણી" પાછી આપો અને પ્રવૃત્તિમાં નિવૃત્તિ તેમજ નિવૃત્તિમાં પ્રવૃતિ રહેવા દો એ ભાવ છે.

પદ ૧૦મું—"વાટ જુવે છે મીરાં રાંકડી રે, ઉભી ઉભી."

ભોજરાજ સાથે દંપતીસ્નેહ ભોગવેલો. તેના સ્વપ્ન આવતાં જણાય છે. સ્ત્રીએ પતિની અને પ્રભુની સેવા કેમ કરવી એ ભાવના આ પદમાં છે. ઉભી ઉભી પ્રાર્થના કરે છે. "આજ્ઞા" પાળવા તત્પરતા દર્શાવે છે. દાસ્યભક્તિ છે. પ્રાર્થના કરવાની "ઉભી ઉભી" સ્થિતિ વધુ આજ્ઞાકારી છે.

"મુનીવર સ્વામી મારે મંદીર પધારો."

કોઈ જાણે કે જીવ ગોંસાઈ, રૂપ ગોંસાઈ કે બીજો સાધુ સંત મુની હશે કે જેને ઉદ્દેશીને આ પત્રરૂપે સંદેશો હશે. પરંતુ તેવું માનવા કંઈ કારણ નથી. ગિરધરલાલ પોતાની સાથે કેમ બોલે નહીં–વાત કરે નહીં–પોતાની પ્રાર્થનાનો પ્રત્યુત્તર આપે નહીં–અને મુનીની પેઠે હમેશ અદૃશ્ય અને મુંગા રહે એવા મુનીવર સ્વામી–ભગવાન–ને કહે છે કે તમે મારા હૃદયમંદીરમાં છો છતાં મુગા મુની જેવા કેમ રહ્યા છો. બોલો વાત કરો. મારે મંદીરીએ પ્રગટ જણાવ.

"લવંગ સોપારી ને પાનના બીડલાં"—વગેરે વલ્લભ સંપ્રદાયની તમામ ભોજનની શરૂથી છેવટ સુધીની સેવા વિધિ દર્શાવે છે. એને મળતું "લવંગ

સોપારી ને એલચી, પાનના બીડલાં આપું મારી વ્હાલી–આજ રાત દીવાળી અજવાળી," આશક ભક્ત, પ્રભુ માશુકને સ્ત્રી કલ્પીને કહે છે.

"સાવ સોનાના વ્હાલા સોગઠાં ઢળાવું, રમવા આવો તો જાય રાતડી" દંપતી સોગઠાંબાજી રમી આનંદ લે છે. રાજરીતીની શેત્રંજ કાં ન હોય? પણ સાવ સોનાનાં, તેમાં બીજો કોઈ પ્રવેશ નહીં. અખંડિત બ્રહ્મરસના સોગઠાં–સંગઠ્ઠન. રમવા આવો તો જાય રાતડી, જોતાં ઠરે મારી આંખડી. આખી રાત દર્શન કર્યા કરૂં. આ આખી રાત બાર કલાકની નહીં, પણ માનવદેહના સો વર્ષની રાત ( દીવસ અને રાત મળીને અજ્ઞાન દશાની ચોવીસ કલાકની રાત.) કેમ ગાળવી ? આવા પદ ગાઈને ભજન કરીને એ લાંબી રાત ગાળવી.

પદ ૧૧મું—"રામ નામ સાકર કટકા" આ પદ મીરાંની કૃતિ નથી લાગતી. "તેની જીભડલી લોને તોડી" વગેરે સ્ત્રીની વાણી નથી. રામનું નામ ન લેય તેને ગાળો દેવી એમાં ગમે તેવો સારો હેતુ સમજાયો હોય તોપણ તે ઇષ્ટ નથી.

પદ ૧૨મું—"બોલમા બોલમા બોલમા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમા."

સાસરીએ વૈધવ્ય દશામાં લાગેલો ભક્તિનો રંગ દર્શાવે છે. રાણા વિક્રમાદિત્યની સાથે સત્ય વસ્તુનો વિરોધ દર્શાવે છે. રાણાની સાહેબી અને પ્રભુની સાહેબીમાં નિરંતર અધિકાધિક અંતર સૂચવે છે. દૃશ્યમાં મમતા તજીને સત્ય સ્વરૂપ જે દૃષ્ટા તેમાં સમતા કરવા પ્રેરે છે અને એ ખરેખરી "શમતા" શાંતિ ગિરધરલાલજીની પ્રેમ લક્ષણા ભક્તિ સિવાય અન્યત્ર નથી, એ દૃઢીભૂત કરે છે. આ દુનીઆદારી, કડવો લીંબડો ઘોળવા જેવી છે, એવો વૈરાગ્ય સૂચવે છે. ઇંદ્રવરણાના ફળ છે દેખાવડા અને આકર્ષક ખરા પણ કડવા ઝેર. દુનીઆની મીઠાશો મોહિણીરૂપ, પણ અંતે કડવી. "ચંદા સૂરજ" તે તો મારા ગિરધરલાલજી, રામચંદ્ર, કૃષ્ણચંદ્ર, પ્રેમચંદ્ર અને સૂરજ સ્વામી રવીશ્વર. નહીં કે રાણા વિક્રમાદિત્ય જેવા "આગીઆ". ખરો પ્રકાશ ને ખોટો પ્રકાશ એ બેમાં ફેર તો આસ્માન જમીનનો. આગીઆનું તેજ તો સત્વ અને તત્વ વિનાનું અનિત્ય.

" હીરા માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણી તોળમાં રે."

ક્યાં કથીર અને ક્યાં મણી માણેક કે હીરા? બેઉને સમતોલ ગણે અથવા કથીરના જ્ઞાનથી મણી માણેકની તુલના કરે એ ગાંડીવધર અર્જુન પોતે હોય તોપણ તે પોતાના "નર" નામને વીસરી જાય છે અને મનુષ્ય સ્વરૂપ ભૂલેથી બ્રહ્મરૂપ થતાં, આવરણ વિક્ષેપના વમળમાં ઘેરાઈ જાય છે. મીરાંબાઈ કથીર સંગાથે મણી તોળવાની મના કરે છે. પરંતુ કથીરવડેજ મણીની કિંમત અંકાય છે. સોનાના કાટલાંથી સોનું તોળાતું નથી. નિંદાખોર "અસત્ય"થીજ "સત્ય"ની કિંમત જણાઈ આવે છે. પરંતુ મીરાંબાઈ તો કથીરને ડાબા પલ્લામાં પણ મુકવાની ના કહે છે, તેવાને તો ડાબાજ કરી મુકવા. Boycot કરવા. ડાબા પલ્લામાં મુકીએ તોપણ તોળતી વેળા તેટલો સમય કથીરની મણી સાથે સમાનતા અજ્ઞાનીને દૃષ્ટિગોચર થઇ જાય એ ભીતિથી મીરાંબાઈ તેમ કરવા ના પાડે છે. ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગા તેલી! ક્યાં કુમાર ભોજરાજ ને ક્યાં રાણા વિક્રમાદિત્ય! ક્યાં પ્રભુ ગિરધરલાલજી અને ક્યાં વિક્રમાદિત્ય? ક્યાં સમર્થ પ્રભુનો બ્રહ્માનંદ–ભજનાનંદ અને ક્યાં રાણા વિક્રમાદિત્યની ઠકરાત અને ક્ષુલ્લક રાજ્ય સુખ!

પદ ૧૩મું.—"ક્યારે આવશે ઘેર કહાનરે, જોશીડા જોશ જુવોને."

આ પદ યુવાવસ્થાનું જણાય છે. કહાનજીની વાટ જોવાય છે. પતિ વિયોગે પ્યારી અત્યાતુર થઈ પત્ર આવ્યો હશે જાણી ટપાલીની પાછળ અને ક્યારે આવશે તેના જોશ જોવા જોશી પાછળ દોડતી હોય તો તે સ્ત્રી સ્વભાવ જાણવો. "*Wait and watch*" પ્રભુ ક્યારે પ્રગટ દર્શન દેશે. "કૃષ્ણ મૂર્તિ" ક્યારે પધારશે?" તે તક તપાસતા રહીએ; પવિત્ર થઈએ. નિર્મળ હૃદય કરીએ અને ખરા અંતઃકરણથી રાહ જોઈએ. "વાટ જુવે છે મીરાં રાંકડીરે, ઉભી ઉભી." તેમ વાટ જોઈએ; તો તે પળ ફળવનાની નકામી નિષ્ફળ જાય નહીં. અને લક્ષચોર્યાશીનો ફેરો ટળી જાય. એટલે કે સાયુજ્ય મુક્તિ મળે.

"જોશીડા જોશ જુવોને" અધ્યાત્મજ્ઞાની જોશી, પ્રભુના ઘરનાં "તાજક" અને "જાતક"ને જાણવાવાળા તેથી મીરાંબાઈ તેને "વ્હાલા" કહીને વિનવે છે. મીરાંને જેવા પ્રભુ વ્હાલા છે તેવાજ પ્રભુના જોશ જોનાર જોશીડા પણ વ્હાલા છે.

" દેહીઓ અમારી વ્હાલા દુર્બળ થઇ છેરે, ભાવે મળ્યા ભગવાનરે." આ પદ વેળા મીરાંની શારીરિક દુર્બળતા હોય, અથવા તો વિરહ તાપની સ્થીતિ વર્ણવી હોય પ્રભુની રાહ જોઈ જોઈને દેહ દુર્બળ થઈ ગઈ છે. હવે શાને સતાવો છો ? રીબાવો છો ? વ્હાલા પધારો, પધારો, અને આનંદમાં કરો વધારો. એ સાંભળીને

" ભાવે ભેટયા ભગવાનરે, " ભગવાન ભાવ કરીને ભેટયા.

પદ ૧૪મું—" ચઢીને કદંબ પર બેઠો, વ્હાલો મારો, ચીરતો હરીને. આ યુવાવસ્થાનું પદ છે. જળક્રીડા સૂચવે છે. ગોપીઓના ચીર હરિ વ્હાલો કદંબ ઉપર ચડી બેઠો છે. આ વેળા " મોર મુગટ શિરછત્ર બીરાજે, પહેર્યો છે પીળો લપેટો " જો એ વૃંદાવન નિવાસવેળાના રાસ દર્શન હોય તો તે વેળા હઠયોગ જેવી પ્રક્રિયા મીરાંબાઇએ આરંભી હોય એમ લાગે છે. સુષુમણાદિ નાડીજ્ઞાનથી મીરાં અજ્ઞાત નહીં હતી. નાકના નસ્કોરાં એ કદંબવૃક્ષનું થડ અને પાંપણો તે કદંબના પાંદડાં અને ચાંલો કરવાની જગોએ વ્હાલાને કદંબપર ચડી બેસવાની બેઠક, અને મનુષ્યરૂપી ગોપી–તેના ચીર તે તેની "વાસના વૃત્તિ". જળ જમુનામાં ન્હાતાં રમણ કરનાર ગોપીઓ (મનુષ્યો) ને વ્હાલા પ્રભુ છે તેથી લોકલાજ જણાવનારા આવરણ ને વિક્ષેપ છતાં, ગમે તેમ કરીને મનુષ્યોના–ગોપીઓના ચીર સાથે કે ચીર વગર–સાકારે કે નિરાકાર વ્હાલાને હેઠે ઉતારવાનો હઠયોગ–આગ્રહ કરે એ સ્વાભાવિક છે. વ્હાલાને "હેઠે ઉતારો" એ આગ્રહ–દૂર હોય તો તેને સમીપ લાવો, અંતર રહિત સીસામાં ઉતારો, અને ઉપરથી દો દાટો કે ઘડીપણ વિસરાય નહીં; વૃંદાવનની વાટો અને પ્રભુથી નીસરાય નહીં, કાયારૂપી સીસાથી બહાર.

"વૃંદાવનની વાટેરે, મળ્યા પ્રભુ ઘાટેરે,
જ્ઞાનની ઉઘાડી મારી આંખડીરે".

એમ આંખ ઉઘાડે ત્યારે તો ધન્યાસ્મિ ધન્યાસ્મિ કે ધન્યોસ્મિ ધન્યોસ્મિ થઈ જાય. "નાંખોને નવરંગ રેંટો" સ્ત્રીકલ્પના છે. હે પ્રભુ અમે ન્હાયા ધોયાં નિર્મળ. પરંતુ જ્યાં સુધી તમે તમારો નવરંગ રેંટો નહીં નાંખો ત્યાં લગી તમારી નજીક અમે કેવી રીતે ચડી આવીએ ? "દોરી સર્વની તેના હાથમાં ભરાવ્યું ડગલું ભરે".

પદ ૧૫મું—"રામ રમકડું જડીયુંરે, રાણાજી મને,
રૂમઝુમ કરતું મારે, મંદીર પધાર્યું;
નહીં કોઈને હાથે ઘડીયુંરે".

હે રાણાજી તમે શું સમજો છો? કોને સતાવો છો? મને તો ફીમીઆની રમત જડી છે. રામ મારા વ્હાલા મારી સાથે રમકડા રૂપે છે. "હસ્તામલકવત્" થઈ ગયા છે. મારૂં રમણ "રાધારમણ" સાથે છે. રાજા રાણા સાથે નથી. મારે તો રામજી "કરબદરીવત્" થઈ રહ્યા છે. ગિરધરલાલજી પોતે મારે મંદીરે પધારે છે. તેને હું પ્રેમપૂર્વક રમાડું છું. એ રમકડું લૌકિક નથી કે કોઈને હાથે ઘડાયું હોય. એ તો અલૌકિક સ્વયંભુ છે.

"મોટા મોટા મુનીજન મથી મથી થાકયા,
કોઈ એક વીરલાને હાથે ચડીયુંરે".

મોટા મુનીને પણ જે સ્વપ્ને નહીં આવે તે મીરાંને મંદીરીએ (હૃદયે) મ્હાલે. એવું રામ રમકડું રાણાના ભાગ્યમાં ક્યાંથી હોય? વીર વિક્રમાદિત્ય અવિરલ–તે જો વીરલો હોય તો તેને ભક્તિ સૂજ પડે.

"શૂન્ય શીખરનારે ઘાટથી ઉપર" transcendental "not immanent", આ પણ મીરાંનું હઠયોગનું જ્ઞાન બતાવે છે. પ્રભુ સૃષ્ટિ જેવડો નહીં પણ તેનાથી પણ અધિક છે. એવું સૂચન છે. પ્રભુ છે તે શૂન્ય–ડૉટ–થી પણ પર છે. પ્રભુ સૂક્ષ્મથી સૂક્ષ્મ છે અને મહાનથી મહાન છે. એવા અગમ અગોચર પ્રભુ તે સાકાર રૂપે મીરાંને રમકડા જેવા થઈ પડ્યા છે. મીરાંને ગિરધરલાલજીની મૂર્તિ પ્રાપ્ત થઈ તેનું સમર્થન કરે છે. મૂર્તિ રમત જેવી જણાય છે. પણ તેથી શ્રદ્ધાળુને ઈચ્છિત મન રમાડો થાય છે, અને ભક્તિભાવ વધતાં કાયાનું કલ્યાણ થઈ પ્રભુનો માર્ગ ખુલે છે. આ લીટી રાણા રત્નસિંહે "પથરના દેવ" કહી ટોણું મારેલું તેનો ઉપાલંભ ઉત્તર હોઈ શકે. આર્યસમાજી તથા પ્રોટેસ્ટન્ટ ક્રિશ્ચનો વગેરે મૂર્તિપૂજાનો વિરોધ દર્શાવે છે. પરંતુ "મીરાં" કહે છે કે આવી રીતે "મારૂં મન શામળીઆસું જડીયું". એથી concentration અને meditation થઈ મન અન્યત્ર temptationsમાં ભમતા કરતું અટકે છે. મૂર્તિ વિના મન એકાગ્ર થતું નથી અને આમ તેમ ભટકે છે.

પદ ૧૬મું—"નાંખીરે પ્રેમની આ દોરીરે, પ્રભુએ અમને, નાંખીરે.
વૃંદાવનમાં વ્હાલે ધેન ચરાવી×××ભરી ગાગર નાંખી ઘોળીરે.
×××કાનડ કાળા ને રાધા ગોરીરે", આ ભાવ પ્રભુ સાથે પ્રીતિની વૃદ્ધિ દર્શાવે છે. પ્રભુએ નાંખેલી પ્રેમની દોરી–કાચા સૂતરનું પ્રભુ જોડેનું બંધન દર્શાવે છે. એજ મુક્તિપ્રદ છે. "ચરણું દી દાસી" મારવાડી ભાષા છે. આ પદ પ્રેમભક્તિનું છે. મીરાંએ સાસરામાં રચેલું લાગે છે, અને સૌભાગ્યદર્શક છે. રૂપવતી મીરાં રાધા જેવી ગોરી અને ભોજરાજ કાનડ કાળા એવા પ્રેમના આવેશના ઉમળકા પ્રેમીને દર્શાવાય છે. પાપપુણ્યનાં જળ–જડથી ભરેલી ગાગર ઘોળી નાંખી કર્મ–પ્રારબ્ધ ભુંસી નાંખ્યા–ખાસ મશ્કરી ઠઠ્ઠાને ખાતર નહીં પણ બ્રહ્મરૂપ બનાવવાને માટે–એ ભાવ છે. એજ સમયમાં અથવા ત્યારબાદ "તેં મને માયા લગાડીરે જંગલના જોગી, તેં મને માયા લગાડી". એ ઉદ્ગાર નીકળ્યા સંભવે.

પદ ૧૭મું—કાનુડો ન જાણે મારી પ્રીત,–ન જાણે મારી પીડ

ભોજરાજના મૃત્યુ સમયનું જણાય છે. અરે સ્વામી ભોજ, તમે આ મીરાંની તમારા પ્રત્યેની પ્રીતિ અને તે પ્રીતિને લીધે વિયોગ થવાના ભણકારાના ભયમાં પ્રગટતી પીડ–દુઃખ દરદ સમજી શકતા નહીં હો. તેથીજ તમે વ્હાલી મીરાંને વિયોગી કરી યમવશ થઈ ચાલ્યા જાવ છો ? મને તમારો વિયોગ જાણી શી પીડા થાય છે અને થશે, તે તમને ખબર છે ? હું વેરાગણ થઈ જઈશ. તમારા જવાથી મારે એક ભીખારણ પેઠે ભટકવું પડશે.

"કાનુડે બાળીને ફેંકી ઉંચે ગિર, રાખ ઉડે ફરરરરે".

અરેરે, દુઃખના ડુંગર પર મન ઉછાળીને ફેંકી મારી. મારૂં કલેજું બળી ચાલ્યું, અને મારી રાખ ફરફર ઉડવા લાગી. એ રાખને પવન જ્યાં ખેંચી જશે ત્યાં પવનની કૃપા અને અનુકંપા ઉપર ઉડતું જીવન પસાર કરવું પડશે. આ તમારી ચિતાની રાખ અને મારી ચિંતાની રાખ બેઉ એકમેક થઈ ફરફર ઉડતી ચાલી. એ ભાવના છે. તે કલ્પનામાં લાવવી મુશ્કેલ છે. એ તો સહૃદય દુઃખીજ કલ્પી શકે. પ્રભુ પર મારો પ્રેમ એવોજ એથી અધિક છે. એ અર્થ તો સ્પષ્ટ છેજ.

પદ ૧૮મું—"કહાનો માગ્યો દે".

આ પદ બાલ્યાવસ્થાનું હશે. મારવાડી ભાષા છે. નાનપણની રમત વેળાનું જણાય છે. "કહાનો માગ્યો દે, ધૂતારો માગ્યો દે, વર તો રાધાનો". તે વેળા મીરાં એટલું તો જાણતાં કે પોતાના વ્હાલા ગિરધરલાલજી રાધાને આરાધનાને-ભક્તિને વશ છે.

'સોળસે ગોપીમાં ઘેલો કહાન".

"Mad-am" I "Madam" I એટલે હું European અથવા બીજી વ્યક્તિ બે મૅડમ વચ્ચે mad am I ગાંડા જેવો પ્રેમઘેલો થઈ જાઉં છું. બે ગોપી વચ્ચે કહાન ઘેલો થઈ જાય તો સોળસેં ગોપી વચ્ચે કહાન ઘેલો થાય એમાં શી નવાઈ? પછી તે "બૉલ" હોય કે "રાસ" હોય. એકોહં બહુ સ્યામ્ થયો ત્યારથીજ એ તો ઘેલો થયો છે. ભેદનો અભેદ કરે તો એ ડાહ્યો. ઘેલો તે ક્યાં લગી ? દરેક ગોપીને રાજી રાખી હું તારો છું એમ તે દરેકને દર્શાવે, માટે ધૂતારો છે. જાદુગર છે. એક છતાં પોતાના જેવા અનેકાનેક-પોતાની વિભૂતિઓ-પ્રતીક બતાવી બાજીનો ખેલ રમી રહ્યો છે. "કામીલ કામ કમાલ કીયા, તુને ખ્યાલસે ખેલ બનાય દીયા".

"તલભર જવભર વછો નવ કીધો, જવે તોળીને પાછો લે". સંપૂર્ણ-હાર હૈયાનો, અને જવ જેટલો પણ ખંડિત કે અપૂર્ણ નહીં થતાં પૂરેપૂરો અખંડ-વજન પણ ન ઘટે એમ જે જોઈએ તે પાછું લે. પણ "કહાન માગ્યો દે". "પૂર્ણાત્પૂર્ણમા દાય, પૂર્ણ મેવાવશિષ્યતે". પૂર્ણ સ્વરૂપ પૂર્ણપણે પધારી દર્શન દો.

પદ ૧૯મું—" મંદીરીઆમાં દીવડા વિનાનું અંધારૂં."

છેક નિરાશાનું તીવ્ર વેદનાનું પદ છે. ભોજરાજ-પતિરૂપ દીવો બુઝાઈ જતી વેળાનું હોય એમ લાગે છે. હૃદયની ખરી લાગણીનું ઉત્તમ પદ છે. મીરાં કહે છે કે આપણે દંપતીનું પ્રેમનું એક સ્વરૂપ હતું. તેમાંથી મંદીર-દેવળ જેવા તમે ખળભળી ઉડ્યા અને હું થાંભલી હાલતી પાછળ ઢીલી ઢીલી ડોલતી રહી. હવે મારો ભાર-માન-વજન કોણ ઝીલશે ? જાળવશે ? ત્રાટું-પાછળના સગાં એ માન-સન્માન નીભાવી શકે-એટલો થાંભલીનો ભાર ઝીલે એવું ત્રાટું જણાતું નથી. " મારી મીરાં " એમ કહેવાવાળું કોઇ નથી.

"ખળભળ્યા દેવળ, ઉભી રહી થાંભલીરે, ત્રાકું નહીં ઝીલે એના ભારરે. ઉડી ગયો વાણીઓ ને પડી રહી હાટડીરે, જમડા કરે છે ઢીંગાણું. જીવ વિનાની દેહ હાટડી ભસ્મીભૂત થશે. જમડાનું ઢીંગાણું હોય ત્યાં મારૂં અબળાનું શું ચાલે? છેવટ મીરાંની તે સમયની–તે પ્રસંગની વિનંતી "આવતા જમડાને પાછા વાળોરે" હે પ્રભુ જમડાને પાછા વાળો આવતાજ અટકાવો અને મારા વ્હાલા ભરથારને લઈ જતાં જમડાને ભડકાવો ને ભટકારો. અને મારા પતિને જમડાના પંજામાંથી છટકાવો.

આ પદ પતિપ્રેમ તથા પતિમરણશય્યા સંતાપ પ્રદર્શિત કરે છે,

પદ ૨૦મું—"મારા પ્રાણ પાતળીઆ વ્હેલા આવોરે."

આ પદ મરણ પછીનું તરત રચાયલું લાગે છે. વિલાપનું પદ છે. અતિ Heartfelt pathos લાગણીથી ભરપૂર છે. અને ઉત્તમ પ્રતિનું છે.

"તમરે વિના હું તો જનમ જોગણ છું."

હે સ્વામી ભોજરાજ, તમારા વિના મારો જન્મારો તો જોગણ તરીકેજ જાણજો. હું તો જનમની જોગણજ છું. મને જો ગણશે કોઇ તો તેમ. ને નહીં ગણશે તો તમ વિનાની જોગણ થઈ સુખ દુઃખ મનમાં નહીં આણતાં આખો જન્મારો કહાડીશ. પતિ જતાં મીરાંની કેવી સ્થિતિ થઈ એમાં પણ મીરાંનું નાડી જ્ઞાન જણાઈ આવે છે. "નાભિકમળથી સુરતારે ચાલી સુષુમણા નાડી એની સેજ બિછાવે–તમરે વિનાનું મારે અંતર અંધારૂં રે, મારા જગના જીવન વહેલા આવો." આ જગતના જીવન એવા મારા પતિશ્રી પાછા વહેલા પધારો. તમે મારા શણગાર રૂપ હતા. અરે પણ સાચા સાંવળીઆ સીવાય અવર શણગાર–અવર ધરેણું ક્યાંથી કામ આવે? માટે "રાખ ભરોસો રાધા વરનો." આ જગતનો મોહ હવે નકામો છે. હે પ્રભુ,

"સાચું ધરેણું મારે તું છે શામળીઆ, અવર ધરેણું મારે હાથ નહીં આવેરે. સાવરે સોનાના હરિના વાધા શીવડાઉં......વિઠ્ઠલરાય જે દી વરવાને આવ્યા તે દીના વીંટાણા છે વરમાળેરે." "સાવ" "વીંટાણા" વગેરે કાઠીઆવાડી ભાષા છે. વિઠ્ઠલરાય કોઈ લૌકિક વ્યક્તિ નહીં. વરમાળાથી વિંટલાણા–મારા બંધનમાં વિઠ્ઠલરાય અને તેના બંધનમાં હું. હમારી

"સપ્તપદી"ના વચના વચની અને આમારો Civil અને Spiritual contract–not written but oral. આ "વરમાળ આરોપણ" એજ છે. "Silence implies consent". જો પ્રભુને બંધાવું ન હોત તો તે વરમાળ સ્વીકારતાં પહેલાંજ ના કહેતે. અને વરમાળ પહેરાવતાં અટકાવતે.

"મધુરી નાદની મોરલીરે વાગે, સુરતીયામાં રાધાજી જાગેરે.
મીરાંનો સ્વામી જે દી ગિરધર મળશે, તે દી દાસીના દુઃખડાં ભાંગેરે."

મનમાં ભક્તિ જામશે અને મીરાંને ગિરધર મળશે તે દી મીરાંના દુઃખડાં ભાંગશે. આ પદમાં પતિ મૃત્યુશોક, પતિપ્રેમ તથા આખરે પ્રભુ વિના બીજો આશ્રય અનિત્ય છે. એવું ક્વન મીરાં કરે છે. અને સ્પષ્ટ ક્વે છે કેઃ—

"સુખમના નાડી એની સેજ બીછાવે, છે તે દી રંગ ભીના છે રાસધારી".

દેહધારી જીવ–રાસ કરનાર–મીરાંના પતિ રંગ ભીના કોણ? મીરાં ચિતોડના કુંભારાણાની સ્ત્રી હોવાની વાત ખરી ઠરી નથી. કુંભોરાણો સં. ૧૪૧૯માં ગાદીએ બેઠો હતો. વળી મીરાં રાણા સંગની સ્ત્રી હોવાનું કહેનારનું કથન પણ ખોટું છે. સાંગાજી તો સં. ૧૫૮૪માં મરણ પામ્યા. તે પહેલાં મીરાં સં. ૧૫૭૬માં સાંગાજીના પાટવીકુંવર ભોજરાજ જોડે પરણી હતી. અને સાંગાજીનું લગ્ન ૨૮ વેળા થયું હતું તેમાં એક પણ વાર એનું કોઇ લગ્ન મીરાં જોડે થયાનું જણાતું નથી.

પદ ૨૧મું—"ધ્યાન ધણી કેરૂં ધરવુંરે, બીજું મારે શું કરવું?
શું કરવું રે સુંદર શ્યામ, બીજાને મારે શું કરવું?"

પતિ મરણ પછી વૈધવ્ય શી રીતે વીતાડવું? એ પ્રભુ પ્રત્યે પ્રશ્ન. રાણા વિક્રમાદિત્ય સંબંધમાં "બીજાને" મારે શું કરવું? એ પ્રશ્ન. ઉત્તર કે. વૈધવ્ય ધર્મ પાળવા. આ પદમાં મીરાંનું વિનય દર્શન છે.

"સાધુ જનને ભોજન જમાડીએ વ્હાલા, જાુઠું વધે તે અમે જમાએરે." સાધુ જનને જમાડી એઠું વધેલું બોટેલું–પ્રાશન કરવું. એટલુંજ નહીં પણ સાધુ સંતના ઉપદેશમાંથી જે ઉપદેશેલું શેષ રહ્યું હોય તેના શ્રવણ પછી તેનું મનન નિદિધ્યાસન કરવું. ખાધેલું વાગોળવું, પચાવવું,

એક રસ કરી પુષ્ટિ પ્રાપ્ત કરવી. એમ કર્યું હતું શબરીએ. શ્રી રામચંદ્ર વેળા શબરીએ બોટેલાં બોર શ્રી રામચંદ્રે (શબરીનું જુઠું) આરોગ્યું હતું એ વાત વિખ્યાત છે. "મીઠાં મીઠાં ચાખી ચાખી બોર લાવી ભીલડીરે." કવિ અનેક ગ્રંથોમાંથી ચાખી ચાખી સુંદર ફકરા કાઢી વાંચકને તે "જુઠું" એટલે ચાખેલું "સત્ય" ચખાડી રાજી થાય. શ્રી રામચંદ્રજીએ શબરી જેવી ભક્તિ-મતીના બોટેલાં બોરનો એટલે સારા સારા કવિઓમાંથી શબરીએ દોહન કરેલાં પદો લલકાર્યાં તેનો સ્વાદ ચાખ્યો. શાસ્ત્રોમાંથી ચાખી ચાખીને અનેક સ્વાદિષ્ટ ફકરાઓ શ્રી રામચંદ્રની સેવા માટે સંઘર્યા હતા. તે શાસ્ત્રીય સામગ્રી વડે શવરીએ પૂજન કરી પ્રભુને પ્રસન્ન કર્યા. એ શવરીનું "જુઠું" પ્રભુ સિતાપતિને અતિ મીઠું લાગવાથી–તેણે તેની તીવ્ર ભક્તિ જોઇ તે તરતજ સ્વીકારી લીધું. જેમ મને પણ આશા છે કે ઇધર ઉધરથી આ શ્રોતા–વાચક વર્ગને હું જે બોર જેવી સાદી અને નાની ભેટ ધરૂં છું તે આપ રામચંદ્ર જેવા સુશીલ સજ્જનો, "એતો ફલાણી બોરડીએથી ઝૂડી આણ્યા છે" એમ આક્ષેપ નહીં કરતાં, એ તરફ અણગમો નહીં કરતાં–સ્વીકારી લશો.

"હીર ને ચીર મને કામ ન આવે વ્હાલા, ભગવાં પહેરીને અમે ભમીએરે." હવે મને સારાં વસ્ત્રાદિ આભુષણ નકામા છે. હવે તો ભગવાંજ ઠીક છે. "ચરણકમળમાં ચિત ધરીએરે."–પાદસેવન ભક્તિ વૈરાગ્ય સહિત આ પદમાં દર્શાવી છે.

પદ ૨૨મું—આ પદ "નાગર નંદારે" વૈધવ્ય સમયનો વિરાગ દર્શાવે છે.

"છોડી દોને જગના ધંધારે."–"હવે તો જવું ગોકુળ મથુરા"–એ હેતુ. "નાગર નંદા"ને ઉદ્દેશી પોતાની અંગત લાગણી દર્શાવે છે. "આડું અવળું મેં તો કંઇ નહીં જોયું, જોયા જોયા છે "પુનેમચંદા." એમાં પુનેમચંદ કોઇ લૌકિક વ્યકિત નથી. પુનેમના ચંદ્ર જેવા પ્રકાશમય પ્રભુમાં અનન્ય એકાગ્રતા–તલ્લીનતા રાખી છે. આડુંઅવળું જોયું નથી મનને વ્યગ્ર–વિકારવંત કર્યું નથી. વિનંતી રૂપે–અનુમતિ રૂપે કહે છે કે કંઇપણ હવે લક્ષમાં લેવા જેવું હોય તો પ્રવૃત્તિ છોડી નિર્વૃત્તિ માર્ગે પુનેમ ચંદા જે નાગર નંદા છે, એવા બાળમુકુંદની સેવા પૂજા ભજન કીર્તનમાં સમય વ્યતીત કરવા.

પદ ૨૩મું—" દવતો લાગેલ ડુંગરમાં, કહોને ઓધાજી હવે કેમ કરીએ ?"

ગોપી ભાવે પોતે ઓધવજીને સંબોધીને પુછે છે કે હવે કેમ કરીએ દુઃખના ડુંગર આવ્યા. અને દવ લાગ્યો. હવે બચવાનો કંઇ માર્ગ ?

" નિમજ્જતો મે શરણં કિમસ્તિ, વિશ્વેશ પાદામ્બુજ દીર્ઘ નૌકા "

વૈધવ્ય અને રાણા વિક્રમાદિત્ય તરફથી ત્રાસ આ પદમાં વર્ણવ્યાં જણાય છે.

" હાલવા જઇએ તો વ્હાલા, હાલી ન શકીએરે, બેસી રહીએ તો હવે બળી મરીએ."

હવે કોઇ માર્ગ સૂઝતો નથી. નીકળવા પામતા નથી. અને ખસવામાં મુશ્કેલીઓ આવે છે. આંહી ને આંહી રહીએ છીએ તો દુઃખ સહેવાતું નથી. કલેજું બળીને ખાખ થઇ જાય છે. આ તરફ કુવો ને બીજી તરફ હવાડો. હોલામાં પેસીએ કે ચુલામાં ? આ પ્રમાણે આ પદમાં પોતાને થતાં પીડનનું તથા દુઃખ દર્શનનું કથન કવન રૂપે કર્યું લાગે છે.

" આરે વરતીએ નથી ઠેકાણુંરે વ્હાલા હેરી, પરવરતી ( પ્રવૃત્તિ )ની પાંખે અમે ફરીએરે."

દવ લાગે ત્યારે પક્ષી પોતાની પાંખે ઉડવા કરે. પણ અશક્ત હોય તે શું કરે ? તેમ આંહી મીરાંને આ દુઃખમાં મુઝવણ છે. પરવરતી એટલે પ્રવૃત્તિવાળો કપટી રાણો વિક્રમાદિત્ય જે–પર–તેની વરતી–એટલે પારકાના તંત્રમાં પરતંત્રપણે તેના પીડન નીચે ચગદાઈ જઈએ છીએ. હવે આ સંસારજ એવો ભાસે છે કે એ સુખસાગર છતાં અજ્ઞાનથી દુઃખદરીઓ દેખાય છે. માટે એમાં તો ગુરૂ તારે તોજ અમે તરીએ." એ ગુરૂમહિમા એવો છે કે સચ્છાસ્ત્ર અને સદ્‌ગુરૂ શું નહીં કરે ? પરંતુ એનો દુરૂપયોગ થવો જોઈએ નહીં. " ગુરૂ ગોવિંદ દોનું ખડે, કીનકું લાગું પાય, બલિહારી ગુરૂ નામકી, જીને ગોવિંદ દીયા બતાય."

" પોલ " લખે છે કે " મીરાંબાઇ વૈષ્ણવ મતના હતા ખરા પણ તે વિષ્ણુ વલ્લભી સંપ્રદાય નહીં. વલ્લભ સંપ્રદાય તો મીરાંની વિરૂદ્ધ હતો." તેનું એક કારણ એવું બતાવે છે કે વલ્લભ સંપ્રદાયમાં ગોવિંદ કરતાં ગુરૂને મોટા ગણવા તરફ વૃત્તિ છે. અને તેના પદ પણ તેઓ સ્વરચિત ગાય છે. અને વલ્લભાદિ ગુરૂઓ પોતે પ્રભુતુલ્ય પૂજાવા લાગ્યા. એ સંબંધમાં પોલ

લખે છે કે "મીરાંબાઇને મંદીરે વૃંદાવનમાં એક બાવો રામચંદ્ર નામે કીર્તન કરવા આવ્યો. તે ઠાકોરજી કરતાં ગુરૂની પ્રસંશા વિશેષ કરી ગુરૂના પદ ગાવા લાગ્યો. મીરાંએ તેને ઠાવકી રીતે કહ્યું કે "ઠાકોરજીના પદ ગાવ" મીરાં પોતે સ્વતંત્ર હતી. અને તેને ખુશામત કે ગુરૂપ્રશંસાની "Idolatry" પસંદ નહોતી. ઠાકોરજીની મૂર્તિની "Idolatry" તેણે સંપૂર્ણ સ્વીકારેલી તેથી ગુરૂની પ્રશંસા આગળ પડે એ મીરાંને ઠીક લાગ્યું નહીં. માટે મીરાંએ રામચંદ્ર ને માત્ર ઠાકોરજીના પદ ગાવા કહ્યું, તેથી વૈષ્ણવ છતાં તામસી પ્રકૃતિવાળા રામચંદ્ર બાવાને ક્રોધ ચડયો. અને તે મીરાંબાઇ સાથે જેમ આવે તેમ બોલવા લાગ્યો. આ સ્થળે મીરાંની તિતિક્ષા ધૈર્ય અને ક્ષમાની ખુબી બહાર પડી. મીરાંએ તેના ક્રોધને નહીં ગણકારતાં તેને ક્ષમા કરી પોતાની સત્યવાતને વળગી રહી. ખ્રીસ્તીઓના "Bible"માં તેમજ સ્વામીનારાયણના "વચનામૃત"માં પણ અને હરેક ધર્મ પંથમાં એ વાત પર સર્વ કોઈને કટાક્ષ છે. અને ખાસ સૂચવણી હોય છે કે ગુરૂને માન આપવું પણ અતિ માનથી તેને ઠાકોરજી કરતાં ઊંચા ચડાવી દેવા નહીં. કેમકે તેમ થતાં મૂળ પ્રભુનું મહાત્મ અને કીંમત અજ્ઞાનીના મનમાં ઘટી જઈ ગુરૂ અને શિષ્ય બેઉને અનર્થ પ્રાપ્તિ થવા સંભવ રહે છે.

પદ ૨૪મું—" જ્ઞાન કટારી મારી, અમને, પ્રેમ કટારી મારી."

આ પદ વૈધવ્ય સુચવે છે અને એમાં

" ખારા સમુદ્રમાં અમૃત વ્હેળીયું રે, એવી છે ભક્તિ અમારી રે રાણાજી." રાણાજી તરફથી પોતાની ભક્તિને વિઘ્ન છે એવું સૂચન છે. આખું કુટુંબ ખારો સમુદ્ર છે તેમાં જે એક અમૃત વ્હેળીયું—પતિ ભોજરાજનું હતું તે પણ સુકાઈ નષ્ટ થઈ ગયું તોપણ અમે તો તેના મરતાં સુધી પતિપ્રેમ પરાયણ રહી પ્રભુભક્તિ સાથે પતિભક્તિ પણ કરી લીધી. હવે વૈધવ્ય છતાં પ્રભુભક્તિમાં પણ હે રાણાજી તમારી તરફથી વિઘ્ન આવે છે. તો આ ભક્તિ વગરના કુટુંબમાં—નિરસ અને ખારા સમુદ્રમાં આ એક મીરાંબાઈનું ભક્તિનું મીઠું વહેળીયું કેવી રીતે મીઠું રહી શકશે ? એ ચિંતા.

જટાધારી તપસીઓ મારે આંગણે છે તેથી સહનશીલતા રાખી રાણાજીથી થતા પીડનને સત્યાગ્રહથી સહન કરૂં છું. તોપણ મન હસ્તિની

મસ્તી અંકુશમાં રાખવા કેટલી મહેનત અને મુસ્કેલી પડે છે, અને સહેવું પડે છે તેનો ચિતાર છે. મકનો હાથી મશહૂર છે. તેની લાલ અંબાડી, અને મકનાની મસ્તી પણ મશહૂર છે. એ તો અનુભવી પાકા માવતનેજ વશ રહે "મનઃ એવ મનુષ્યાણાં કારણં બંધ મોક્ષયોઃ પ્રમાથી બલવત્ ખલુ." પરંતુ ગિરધર નાગરના ચરણકમળની બલિહારી છે, કે ચરણકમળમાં લીન રહેનારને એટલે—રામ રાખે તેને—કોઈ ચાખી શકતું નથી.

પદ ૨૫મું—એકતારા (તંબુરા) સાથે જ્યારે મીરાં વૃંદાવનમાં ગાતાં અને ભજન કરતાં તે સમયનું આ પદ હોઈ શકે. "આ દીલ તો ખોલીને દીવો કરોરે, હોજી." કપટપટનું આવરણ દૂર કરવાથી જે દીવો—જ્ઞાન દીવો પ્રગટે છે તેની આગ્રહપૂર્વક સૂચના આ પદમાં છે. અને જો કે આ કાયામાં હરેક વિષયની વૃત્તિ કરાવે એવા અનેક વિભાગો, લાલચો અને લાલસાઓ (temptations) મોજુદ છે, તોપણ જેનો સંત ચરણે વાસ છે તેને મારો ગિરધરલાલ સદા સહાય છે. દુઃખના ડુંગરની ઉપાધિ ઉપાડી લેનાર એ; સમર્થ શ્રદ્ધાવાનને સદા સહાય કરે છે.

" આરે કાયામાં છે વાડીઓરે હોજી, માંહે મોર કરે છે ઝીંગોરા "
"ઝીંગોરા" શબ્દ મોરના ટહુકાવાળા રમણ ધ્વનિનું સૂચન છે.

પદ ૨૬મું—"કૃષ્ણ મેરે નજરકે આગે ઠાડો રહોરે".

આ પદની ભાષા વ્રજ ભાષા છે. વૈધવ્ય સમયનું જણાય છે. એમાં પ્રભુને પોતાની સમીપ રાખવા વિનંતી છે. દુનીયાની દૃષ્ટિએ હું બુરી જણાતી હઈશ. પણ મને ખરો માર્ગ નહીં જડવાથી મુઝાઉં છું. "પ્રીતકો પેંડો બહુત કઠણ હે". પ્રભુ પ્રીત કરવી એજ માર્ગ ખુલ્લો છે. પણ પ્રભુ પ્રીત પ્રાપ્તિ કંઈ રસ્તામાં પડી નથી. માટે હે પ્રભુ હું બુરી છું કે ભલી છું. તોપણ તમારી છું. ચાર કહો કે દશ બીજી કહો. બુરી, બુરી, બુરી; હજારવાર બુરી; ઘેલી ઘેલી ઘેલી, જે કહો તે સાંભળીશ. કેમકે તમે મારે મન સદા ભલા છો—શાણા છો. એમ રહો એટલે બસ. પણ હું તમને મારી અનન્ય ભક્તિથી એવી રીતે વશ કરવા માંગુ છું કે "પ્રીત કરો તો મારા બોલ સહોરે".

પદ ૨૭મું—"ચરણરજ મહિમા મેં જાની".

આ પદ પાદસેવન ભક્તિ દર્શાવે છે. ચરન–પ્રભુચરણ–રામચરણથી ગંગાજી નીકળ્યા. એ ચરણે શલ્યાની અહલ્યા પાછી પ્રગટ કરી આપી. એ ચરણથી જડ હોય તે ચેતન થાય. કાયામાં આત્મા સુતા હોય તે એ ચરણ સેવનથી જાગૃત થાય. માટે પૂર્ણ શ્રદ્ધા અને પૂર્ણ પવિત્ર પ્રેમથી હે પ્રભુ હું તમારા એજ ચરણમાં લપટાઈ તમારા શરણમાં રહી છું. આ પદ વૈધવ્ય પછીનું લાગે છે, અને શલ્યાની અહલ્યા થઈ તો હું 'વિધવા" મટી સધવા–હે ગિરિધારી માધવ, તમોથી હું તો સદૈવ–સનાતન–સનાથ–સધવાજ છું. એવો આશ્વાસન ભાવ આ પદ સૂચવે છે.

પદ ૨૮મું—"રાધા પ્યારી દે ડારો બંસી હમારી".

રાધા–આરાધના કરનાર ભક્ત–પ્રભુ પાસેથી તેની સૃષ્ટિમાં નિરંતર બજાવવાની મધુરી બંસરી ચોરી લઈ શકે છે. એ કલા–એ શક્તિ–ભક્તમાં પોતાની ભક્તિના બળે આવે છે, અને પ્રભુ રાધા સાથે એકરૂપ થઈ રમણ કરે છે. રાધાજી પ્રભુની બંસરી ચોરીને સંતાડી દે છે. એટલે દરજ્જે રાધાને પ્રભુ પર પ્રેમલક્ષણા મશ્કરી ઠઠ્ઠાનો હક પ્રાપ્ત થાય છે. એમાં "લાલા મનસુખા"ને મઝા પડે છે. મનનું સુખ ભક્તને મળે છે. આ કૃષ્ણ સ્તવન છે. જો કે મીરાંએ એ અનુકરણ કરીને લખેલું લાગે છે. પણ એમાં ચાતુરી સારી છે. પદ ૩૪મું એને મળતું છે. તે પણ સુંદર છે બંસી-વિભૂષિતકર એવા જે કૃષ્ણ તેને એ બંસી–આ સૃષ્ટિનો design–એ સૃષ્ટિની સ્વભાવ સિદ્ધ કુદરતને અનુસરીને–બરાબર નિરંતર નિત્ય ચાલુ રાખવી તથા બ્રહ્મનાદ સાથે મેળાપમાં એ શ્રીકૃષ્ણની બંસી ચાલુ રાખવાની પ્રભુ ઇચ્છા પ્રભુને કેટલી વહાલી છે!

"એ બંસીમેં મેરો પ્રાન બસત હે, વો બંસી ગઈ ચોરી".

એ બંસી મારે પ્રાણ કરતાં અધિક છે. એવી એ મારે મન કીંમતી છે. પણ હે રાધા એમાં તેં શું વધારે જોયું કે તે તું ચોરી ગઈ?

"ના સોનેકી બંસી, ના રૂપેકી, હરેહરે બાંસકી પેરી".

પ્રેમલક્ષણા ભક્તિ સોના રૂપાને જોતી નથી. હરિ હેમને વશ નથી, પણ પ્રેમને વશ છે. લીલા વાંસના પેરવાળી વાંસળી એવી છે કે એની મીઠાશથી–એમાં ગિરિધરના ગુણથી–સંબંધથી–મીરાં એ પર મોહિત છે.

પદ ૨૯મું—"બાઈ મેરે નયન બસે રઘુવીર".

આ પદ યુવાવસ્થામાં લખેલું જણાય છે. એ કૃષ્ણ સ્તવન–રઘુવીર–રામરૂપે વર્ણવ્યું છે, અને એમાં ભક્તિનો પટ છે. સદા પ્રભુના દર્શનથી મારાં લોચન લલચાતાં રહે. મારા રામના હાથમાં ધનુષ બાણ છે, અને એના લોચનીયાં કામબાણ કુસુમના તીર ફેંકી કાંચનના નીર વરસાવે છે.

"કર સર આપ કુસુમસર લોચન...બરસત કાંચન નીર".

પદ ૩૦મું—"બાઈ મેને ગોવિંદ લીનો મોલ".

આ પદ અનુકરણ છે. વૃંદાવનની કુંજ ગલીમાં રમતાં રમતાં મીરાંએ આ પદ ગોઠવ્યું લાગે છે. "કોઈ કહે હલકા ને કોઈ કહે ભારે, લીયા તરાજુ તોલ". જે ગિરધરલાલ અષ્ટ પટરાણીના અતિ કીંમતી સુવર્ણ ઝવેરાદિ અલંકારોથી તોળાતાં ઉંચા નહીં આવેલા–નહીં તોળાયલા–તેને ગંગાબાઈની સવાવાલની વાળીએ તોળેલા. અરે વૃંદા–એક તુળસી–એ તોળ્યા. તેને બરાબર વજન કરી–ઓળખી લઈ–સાક્ષાત્કાર થતાં મીરાં, તેનું "સમ" સ્વરૂપ જોઈ, "સમદૃષ્ટિ" થઈ જાય એમાં શું આશ્ચર્ય !

"કોઈ કહે સસ્તા, કોઈ કહે મોંઘા, કોઈ કહે કા'ન અમોલ".

અરે એ કહાનજી સસ્તા શું ને મોંઘા શું. એની તો કીંમત અંકાય એમજ નથી. એ તો ભક્તને વશ.

"તાંદુલ દેત રીઝ જાત, શાક પાતસે અધાત,
ગીનત નાંહી જૂઠા ફૂળ, ખાટે મીઠે ખારી". (સુરદાસ)

"પત્રં પુષ્પં ફલં તોયં, યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।
તદહં ભક્ત્યુપહૃત મશ્નામિ પ્રયતાત્મનઃ ॥ ગીતા. ૯, ૨૬. ॥

ગીતામાં શ્રી મુખે ગાયું છે કે "પત્ર પુષ્પ જે મને ભક્તિ વડે ભક્ત આપે છે તે હું તરત સ્વીકારી લઉં છું". પ્રભુ મેળવવામાં ભારે મનોભાવના જરૂરની છે. ભારે "કિંમત" ખરચવી પડતી નથી. પૈસાદાર અને ગરીબ બધા પૈકી જે ધારે તે પ્રભુને પ્રાપ્ત કરી શકે છે, કેમકે "ભક્તિ વશ ભગવાન છે."

"બિંદ્રાબનકી કુંજ ગલનમેં, લીનો બજાકે ઢોલ".

વૃંદાવનમાં મને ગિરધર ગોપાળ ગોવિંદના દર્શન–સાક્ષાત્કાર થયો. તેથી ઢોલ વગાડી તેની સાથેજ વરી. "વર્યા વર્યા મેં ગિરધરલાલ" એમ

ઢોલ વગાડી છચોક પ્રભુ પ્રીતમાં હું તો–ધન્યાસ્મિ–રસબસ થઈ છું. એ ભક્તિની ધુન–ખુમારી આ લૌકિક જગતમાં અલૌકિક છે. સહૃદયને સહેજે સમજાય છે.

પદ ૩૧મું—"અબ તો મેરા રામનામ, દુસરા ન કોઈ."

ભાષા તથા રચના જોતાં આ પદ મીરાંનું નથી લાગતું. તેમ છતાં જો કે પહેલી ટુક મીરાંના જીવનને લાગુ પડે છે. વિરાગ આવ્યો ત્યારે ગાયું હોય. "સંત રામ" નામના સાધુ મળ્યા હોય. "સંત" તો મળ્યા, અને "રામ" પણ મળ્યા. તો પછી "અબ તો મેરા રામનામ, દુસરા ન કોઈ." એ વાત સંત સમાગમ તથા રામનામથી દૃઢ થઈ જાય એ બનવા જેવું છે.

"સંત દેખ દોડ આઈ, જગત દેખ રોઈ". પતિ મૃત્યુથી જગત મિથ્યા છે, અને તે પ્રપંચપૂર્ણ અને કપટભર્યું છે. તેથી રોઈ કહેતાં વિરાગ પામી. "સંત"થી વિરુદ્ધ "અસંત" જગતમાં કોણ ભરોસો રાખે? સંત સાધુમાં શ્રદ્ધા રાખી તેની પાછળ પડી. વૈધવ્ય વેદના સૂચવે છે.

"પ્રેમ આંસુ ડાર ડાર અમર બેલ બોઈ". મારા પતિ ભોજરાજના મરણથી રોઈ તો ખરી. પણ તેનો પ્રેમ સંભારી પ્રેમના આંસુ–પ્રેમાશ્રુ પાડીને આખરે પ્રભુ પ્રેમમાં પડી–અમરવેલ વાવી–અમરત્વ પામી–એ આ દુનીયાની અમર થવાની ચાવી છે. અમરવેલ ને હૃષ્ટ પુષ્ટ કરવાનો પ્રયત્ન સંત સમાગમથી અને રામ પ્રભુની ભક્તિથી ચાલુ રાખ્યો છે. નડીઆદમાં "સંતરામ"નું પરમધામ છે. એ વૃંદાવનના મીરાંના સમયના "સંતરામ"નો નામધારી હોઈ શકે. એ નડીયાદના "સંતરામ" આશ્રમની સારી પ્રશંસા સાંભળવામાં આવે છે.

"મારગમેં તારણ મીલે સંતરામ દોઈ."

વૃંદાવનને માર્ગે બે સાધુ તારવાવાળા મળ્યા હોય એવો ભાસ છે. અને તે ગુરૂ થઈ તારવાવાળા નીવડ્યા હોય. તેમણે મીરાંનું અજ્ઞાન તિમિર કાઢવા અંજન શલાકા આંજીને દેખતી કરી હોય એ રૂપ ગોસાઈ (જીવ ગોસાઈ) કે "રૈદાસ"કાં ન હોય? મીરાંના ગુરૂ "રૈદાસ" હતા. "સંત" અને "રામ"માં ફેર એટલો કે—

"સંત સદા શીશ રખું, રામ હૃદય હોઈ."

"કદી ન વિસારૂં મારા રૂદીઆમાંના રામ." એ ભાવ છે.

"પારસમેં અરૂ સંતમેં, બડો અંતરો જાન,
વહ લોહા કાંચન કરે, યહ કરે આપ સમાન.

સંતને શીરપર રાખું, શીર ઝુકાવું, સ્પર્શમણી તો લોહાનું સુવાર્ણું સોનું–બનાવે પણ સંત તો પોતાના જેવો નિર્મળ–સુવર્ણ જ્ઞાની બનાવી દે. અને "રામ" તો "આત્મારામ" બનાવી મુકે.

" અંતમેસે તંત કાઢયો, પીછે રહી સોઈ."

બધો અનુભવ લઈ લીધો. હવે અંતમાંથી તંત–તાંત–તાંતણો–તત્વ જાણી લીધું, હવે તો "અનુભવીને એકલાં આનંદમાં રહેવું રે." એજ ઉચિત છે. પણ લોક નિંદા શા માટે ? હવે તો આખર થઈ. બધું પ્રગટ છે. ગુપ્ત કંઈ નથી.

"અબતો બાત ફેલ ગઈ, જાણે સબ કોઈ,
દાસ મીરાં, લાલ ગિરધર, હોની સો હોઈ."

મૂળ પ્રભુ પાસેથી જીવરૂપે આવેલો "મીરાંપ્રકાશ" પાછો પ્રભુરૂપમાં જ્ઞાન અર્ચિ માર્ગે ભળી ગયો. એ થવાનું હતું તેજ થયું. અને એથી અંશરૂપે મીરાંબાઈ દાસ અને ગિરધરલાલ એના નિત્ય પ્રેમ પ્રકાશ–અવિનાશ–એમાં કોઈ નિંદા કરે તો તે જખમારે છે. પ્રભુની પ્રાર્થના કરવામાં ભક્તિ કરવામાં મીરાંબાઈને શું લાજ લાગે એમ છે ? ઠકરાત છોડી ઠાકોરજીમાં આમ ગુલતાન થઈ એ પગલાને હિણુ ગણનારા ભલે હિણુ ગણે અને મીરાંની નિંદા કરે, પણ મનમાંથી તો તેમને પણ મીરાં તરફ મીરાંની ઉચ્ચી વૃત્તિ માટે માન ઉત્પન થતું હશે. એવું હિણુ ગણનારને ઉદ્દેશીનેજ નીચેનો ઉત્તર રચાયો હશે.

હરિને ભજતાં હજી કોઈની લાજ, જતાં નથી જાણીરે,
જેની સુરતઃ શામળીયાની સાથ, વદે વેદ વાણીરે."

પદ ૩૨મું—કાયકું ન લીયો, તબ તું, કાયકું ન લીયો, રામજી કો નામ."

આ પદ મીરાંનું ના હોય. જો કે ભાષા મારવાડી છે.

"ઝુલણે ઝુલાયો, તુને પારણે પોઢાયો. રતનસો જતન કીયો." હે જીવ રામજીએ તારૂં રક્ષણ કર્યું. તને પ્યારા પુત્ર તરીકે મનુષ્ય જન્મરૂપી સર્વ પ્રાણીમાં પ્રથમ પદ આપ્યું. તો પણ તુંતો વિષય–પ્રપંચ મગ્ન–પ્રભુની ભક્તિ વિસરનાર કૃતઘ્ની જ રહ્યો.

"ગુનકાકો બેટા ગલી માંહે ડોલે, પિતા બીન પુત્રએ ગુનકાકો કહાયો."

જાણે પિતા વગરનો "નબાપો" હોયની તેમ પ્રભુપિતાનું નામ લેતાં પણ લજાય છે. એ તો મારી મા "માયા"ને રમાડનાર હશે. પણ મારો પિતા નહીં. અને એણે પોતાની મોજ માટે મને બનાવી સારૂં જતન કર્યું તેમાં હું શું કામ કૃતઘ્ની થાઉં ? અરે એ પ્રભુ છેજ ક્યાં ? હોય તો મને દર્શન નહીં દેય ? A fool has said there is no God. (Bible). પણ નાસ્તિકને "Fool" કહેવાની જરૂર નથી. કેમકે તે તેને વિચારે ખુશામતી Idolatry થી–હાજી હા–થી મુક્ત છે. ખરી શ્રદ્ધા ખરી ભક્તિ કેળવવી. અને તે પ્રાપ્ત થાય તોજ તેનો લાભ મળે. બાકી દેખાદેખી આસ્તિકતા કરતાં નાસ્તિકે છચોક બહાર પાડેલી નાસ્તિકતા નીચી પાયરીની નથી.

પ્રભુ પિતાને કબુલ રાખવો ઇષ્ટ છે. લૌકિકમાં પણ બાપનું નામ નહીં જાણનારો ગુણકાનો પુત્ર પિતાના નામની જગે પોતાની માનું નામ મુકે છે. તેમ પ્રભુ તો નિરંજન નિરાકાર, એને પુત્ર કેવા ? અને પિતા શાનો ? માત્ર "માયા"માનો બધો પરિવાર. માયા સાથે પ્રભુ પિતાનો સંસર્ગ નહીં. તેમ છતાં પ્રભુ સર્વના બીજ–સર્જનહાર રૂપે અલૌકિક રીતે પિતા તો ખરાજ તો.

"બાઈ મીરાં કે પ્રભુ તાહરા ભજન બીના, આવો રૂડો મનખો તે એળે ગુમાયો."

મીરાંને મન એમ નથી કે મારો ગિરધરલાલ બીજાનો કેમ થાય ? તે તો હરેક જીવને ઉપદેશે છે કે આવો રૂડો મનુષ્ય જન્મ ગિરધરલાલના ચરણ સેવી સફળ કરી લો. નહીં તો પાછળથી પસ્તાશો. અને પછી તો પસ્તાવો કામ આવે એમ નથી. રાંડયા પછીનું ડહાપણ તો એક મીરાંનેજ કામ આવી ગયું. બધાંને નહીં આવે. ખરી ભક્તિ કરે તોજ ભગવાન મળે. ભક્તિ અને ભજન વિના અમુલ્ય મનુષ્ય જીવન મફતમાં વીતી જાય છે. "કભી વોહ ફીર મીલે નહીં જો તું લાખ કરોડ દે."

પદ ૩૩મું—"મેને સારા જંગલ ઢુંડારે, જોગીડા ન પાયા." આમાં કૃષ્ણ સ્તવન છે. જો કે અનુકરણ છે. અને એમાં જોગી–ખરો જોગી નહીં જડયો એવો ભાવ છે. વૃંદાવનમાં કાંઇક સારા માઠા જોગીઓ સાથે

મેલાપ–સમાગમ થયો હશે. કોઈ કેવા ને કોઈ કેવા–પણ જોગી–યોગ કૃષ્ણ પ્રભુ–યોગીશ્વર–શોધ્યા તો પણ હજી પ્રાપ્ત થયા નહીં. એ ભાવ આ પદમાં છે. મેં જોગી થઈ અલેક જગાયો તો પણ જોગી મળ્યો નહીં અંગે ભભૂત લગાયો. અગર ચંદનની ધુની ધખાવી. શબ્દ–શબ્દબ્રહ્મ ધ્યાન લગાવ્યું. પરંતુ પ્રભુ પ્રાપ્તિ માટે જપ તપ સાધન એકલાં કામ આવે નહીં.–"યોગ" સાર્થક કરવા માટે તો તેની સાથે શ્રદ્ધા, ભક્તિ અને જ્ઞાનદૃષ્ટિ સામેલ જોઇએ. એ ભાવ છે:

પદ ૩૪મું—"કવન ગુમાન ભરી, બંસી તું, કવન ગુમાન ભરી."

અનુકરણ જણાય છે. કલ્પના સારી છે. સ્ત્રી કલ્પના છે. સ્ત્રીને શોક્યનું સાલ. રાધા બંસી સાથે ઝગડે છે. કૃષ્ણ પતિના અધર રસનું પાન કરવાનો બંસીને હક અને રાધાના એ અનન્ય ચુંબન હક પર તરાપ. માટે કહે છે કે હલકીને હવાલદારી મળી. હલકી વાંસળીનું શું ગુમાન? પાંસળીએ પાંસળીએ. પેરે પેરે ગુમાન ભરેલું છે.

અપને તનપર છેદ પરેગે, બાલા તું બીછરી. અરે હજી તો તું બાળા–કુમળી વયની તેમાં શરીર પર છિદ્ર? તું વીફરી. હે છોટીશી મીર બંસી તું અલૌકિક ગિરધરલાલના છંદમાં રાજ રીતિ તજી દઈ સ્વતંત્ર થઇ મીરાં પોતે પોતાના જીવનનું Introspection કરે છે. અને પોતે પોતાને જ આનંદમાં ઉપાલંભ આપતી જણાય છે. પણ મીરાં તો રાઠોડ વંશની ઉંચ જાતની રજપુતાણી પણ હે બંસી, તું તો જંગલની એક લાકડી.

જાત ભાત સબ તોરી મેં જાનું, તું બનકી લકરી."

એવો અહંકાર ન કરીએ. સહુથી ભલે લડીએ, પણ રાધાથી ઝગડો ના કરીએ. આરાધના–ભક્તિ તો ચુકીએજ નહીં–આ પદમાં કવિત્વ સારૂં છે

પદ ૩૫મું—મેં તો દર્દે દીવાની, મેરા દરદ ન જાને કોઇ."

આ પદમાં વૈધવ્ય દશા દર્શન છે. પ્રભુ વિના સદા વિધવાજ છું એ ભાવ છે. પ્રભુને પ્રાપ્ત કરવાની તીવ્ર વિરહવેદના અસહ્ય છે. કોણ સદ્‌ગુરૂ વૈદ્ય મળે અને આ સનાતન વ્યાધિ દૂર કરે. પ્રભુ પ્રાપ્તિ કરાવી મીરાંનું દરદ મટાડે? ગુરૂની શોધ વેળાનું આ પદ જણાય છે. અને સત્સંગ સાધુ પ્રત્યે ઉપદેશ કરતાં આ પદ ગાઇ તેને સ્પષ્ટ દર્શાવી દીધું હોય ?

લૌકિક પ્રેમવશ મીરાં નથી. અલૌકિકમાંજ માલ છે. જેને પ્રભુ પ્રીતમાં ચિત્ત રાખવામાંજ ખરૂં હિત સમજાયું છે, તેને તો બીતી છે તેથી અનુભવ થયો છે તેથી ફરી ફરીને વિષય વૃત્તિપર દૃઢ વૈરાગ્યજ છે, "ધાયલકી ગત ધાયલ જાણે, જા શીર બીતી હોઇ." હવે તો માત્ર પ્રભુ પ્રાપ્તિ માટેજ મીરાં તો જીવ તલપાપડ કરે છે.

"જલ બીના જેસી મછલી હી તલપે, સો ગત મેરી હોઇ."

અસિધારા વ્રતમિદમ્. આ ભક્તિ ખાંડાની ધાર જેવી છે. એવી છે કે એમાં જો જરા ચૂકે તો બધું તપ ભ્રષ્ટ થઇ જાય. લાલન પાલન કર નાર ભોજરાજ ગયા પછી–વિધવા થયા પછી, મીરાંને શૂળજ છે. તો કાંટાની શય્યા સીવાય બીજું શું બાકી રહ્યું છે? અને ભક્તિરસ તો એવો છે કેઃ—

" જેસી લંબી ખજુર, ચડે તો ચાખે પ્રેમરસ. પડે તો ચકમાચૂર."

તેથી આ પદમાં કહે છે કેઃ—

"શૂળી ઉપર સેજ અમારી, તાપર રહેવું સોઇ."

વિરાગી–વીતરાગી–દૃઢ રહેવું. જરાપણ ડગવું નહીં. કેમકે લૌકિક કોઈ પણ મીરાંનું દરદ મટાડે એમ નથી. એ દરદ પણ અલૌકિક છે. કેમકે પ્રભુ પ્રાપ્તિ વિરહ છે. અને તેથી એ દરદ મટાડનાર અલૌકિક વૈધ્ય શામળીઓ ગિરધારી છે તેજ એ મટાડી શકે.

" મીરાં કો દુઃખ જબ મીટેગો, વૈદ શામરો વોહી."

પદ ૩૬મું—" અબોલા શીદ લો છો મારા રાજ, પ્રાણજીવન પ્રભુ મારા."

આ પદ વૈધવ્ય દુઃખ દર્શન દે છે. ભોજરાજે જીવતાં તો અબોલડાં લીધાં ન હતાં. પણ મૃત્યુબાદ અબોલા લીધાં જેવુંજ થયું કેની ? પ્રાણજીવન કોઈ લૌકિક વ્યક્તિ નહીં. પણ મારૂં જીવન. મારા પ્રાણપતિ ભોજરાજ આમ મરણ શરણ જઈ હુંથી અબોલા કેમ લો છો ? પ્રભુ ગિરધરલાલ તમે તો અસલથીજ–સનાતન–મુની છો. બોલતાજ નથી. પણ બોલો છો તેની સાથે બોલતા થાકતા પણ નથી. અને અટકતા પણ નથી. તમારી સાથે વાત કરવાની જીભ અને તમારી વાત સાંભળવાના કાન મેળવવા એજ માત્ર ખૂબી. તમે બોલતા નથી. પણ હું મીરાં તમને બોલાવું–મારી

સાથે બોલતા કરું ત્યારેજ ખરી. મારી સાથે એકાંતમાં વાત કરો, મારી પ્રેમની પ્રાર્થનાઓ–"my indoor wooing prayers"—વિરાગ અને અભ્યાસ—પ્રેમલક્ષણા ભક્તિ તમને મારી સાથે સાક્ષાત્ બંધ બારણે શુભ અવાસમાં વાત કરતા બનાવશે એવી મારી ખરી શ્રદ્ધા છે. હું તમારી આગળ તમામ રોદણાં રડું અને તમે તેના ઉત્તર મને તુરત આપી મારૂં મન રીઝાવશો એવી મને પૂર્ણ શ્રદ્ધા છે. તમે દીનદયાળુ પરમકૃપાળુ છો. તમારો Love અને Grace અમર છે, અને ભક્તને અમરત્વ આપે છે. એજ તમારી મહત્તા એટલે મોટાઈ છે.

હે ભોજરાજ તમે અમને ટાળી જાવ તો પાછળથી યુવાન બાળ વિધવાને માથે દોષ આવવા સંભવ રહે છે. આમ કેમ નિષ્ઠુર થઈ જાવ છો ? સુખ લઈને દુઃખ કેમ દો છો ?

"મધુ ચાખી, કુસુમ કળી કેમ તજી રે" ને મળતો ભાવ છે 'ગરજ સરી કે વૈદ વેરી" જેવું કેમ કરો છો ? તમે તો સ્વદેશી છો. બાકી "પરદેશી સૈયાં, સુખ લે ગયો રે, દુઃખ દે ગયો રે. પરદેશી સૈયાં." તમે સ્વર્ગવાસી થયા એટલે તમે પણ પરદેશી જ તો. પણ મારો ગિરધરલાલ તો આખી સૃષ્ટિનો જ્યાં જોઈએ ત્યાં સ્વદેશીજ છે. એણે ખરી આફત વેળા આખા વ્રજનું રક્ષણ કર્યું તો તે આ આફતમાં મને કેમ રક્ષણ નહીં આપે ? માટે તેનીજ અનન્ય ભક્તિસેવા હવે મારે સ્વીકારવી ? પણ ઊભા રહો પ્રથમ તેનો પાકો વિચાર કરવા દો. મારામાં–મીરામાં પૂર્ણ શ્રદ્ધા પ્રાપ્ત થઈ છે ? સંશયાત્મા વિનશ્યતિ. ગિરધરલાલ શ્રી કૃષ્ણનો વિશ્વાસ કરવો ?

" જેણે પોતાની માસી મારી, તેનો શો વિશ્વાસ રે,

ના–ના એ માસી તો પૂતના માસી–દુષ્ટ વાસનાવાળી દુષ્ટ વાસના પોતે મૂર્તિમંત–તે વાસનારૂપી પૂતનાને મારે નહીં ત્યાંસુધી "પ્રાપ્તિ" પણ ક્યાં છે ? હે પ્રભુ,

" અમૃત પાઈને ઉછેર્યા વ્હાલા, વિખડા ઘોળીઘોળી શીદ પાવ છો ?
ઉંડા કુવામાં ઉતાર્યા વહાલા, વરત વાઢી શું જાઓ છો ?"

અરે ભોજરાજ, તમે મને બહુ સુખ આપ્યું છે. તમારા મરણથી વિખ–કાલકૂટ ઝેર પીધું હોય એવું દુઃખ થાય છે. ઊંડા કુવામાં ઉતારી

અર્ધ સમુદ્રે–મધ્ય દરીએ કેમ ડુબાડો છો? કુવામાં નાંખી કોશનું વરત (દોરડું) કાપી લો છો એટલે અમે બહાર શી રીતે નીકળીએ? મીરાં જાણે કે ભવકૂપમાંથી કોણ કાઢશે? પણ દંપતી સ્નેહમાં સદૈવ ગુલતાન રહી હોત તો આ ભવકૂપમાં ડુબી મરત. અને આ ભવકૂપમાંથી કાઢનાર અનન્ય ભક્તિ ક્યારે સફળ થાત?

પદ ૩૭મું—"તેરો કહાન કાળો માઈ, મેરી રાધે ગોરી."

આ પદ વ્રજ ભાષાનું છે. પણ એ મીરાંનું નથી લાગતું હોય તોપણ તે અન્યનું અનુકરણ છે. કૃષ્ણ કાળો છે તે તો જગજાહેર છે. પણ રાધા ગોરી એટલા માટે કે ભક્તિ કરનારનું રૂપ–તેજ–વધે છે. "Aura" વૃદ્ધિ પામે છે. Power વધે છે. will–power, strong થાય છે.

"એસી રાધે રૂપ બની, કંચનસી દેહ ઠાની."

સુવર્ણ જેવી કાયા થાય છે. કાયાનું કલ્યાણ થાય છે. સામોપક્ષ કૃષ્ણપક્ષ કહે છે કે, ગમે તેમ હોય, પણ ચંદ્રનું તેજ સૂર્ય વડે છે. તેમ રાધાનું રૂપ કૃષ્ણ વડે છે. માટે,

"એસો કારે કહાન પર, કોટી રાધે વારી."

કહાન ક્યાં અને રાધા ક્યાં? રામ ક્યાં અને હનુમાન ક્યાં? શેઠ ક્યાં ને વાણોતર ક્યાં? ને શેઠાણી ક્યાં? મોર ક્યાં ને ઢેલ ક્યાં? એક કહાન ઉપર તો કોટી રાધા ઓવારી નાંખીયે–પણ શું કરીએ? રાજાની માનીતી સો ગામ ઉજ્જડ કરે. તો કૃષ્ણની માનીતી રાધા શું ન કરે? કૃષ્ણ ને સુતો તો શું પણ જાગતો વેચે–મહીની મટુકીમાં ઘાલીને વેચવા લઈ જાય. પોતાના હૃદય કમળમાં બેસાડીને માંહે બીડી રાખે. આખી સૃષ્ટિને એક અદ્વૈત દૃષ્ટિ માત્રથી નષ્ટ કરી મુકે. એ પ્રતાપ ભક્તિ વડે મળતી મુક્તિના.

"ગોકુળ ઉજાર કીની, મથુરા બસાય લીની, કુબ્જાકું રાજ દીનો, રાધેકો બીસારી હે."

કહાન કાળો કપટી, કુબ્જારૂપી કાયામાં ભરાયો માટે અને જીવ રૂપે અધમ બનેલો ભાસ્યો તેથી અને રાધાને વીસારી દીધી તેથી મથુરા (સ્થૂળ કાયા)માં રહેવું પડયું અને ગોકુળ (સૂક્ષ્મ કાયા–લિંગદેહ)તો ઉજ્જડ.

થઈ ગઈ. ભક્તિ વગરનો મનુષ્ય તો એક જંગલમાં રહેનાર વનરાજ સમજવો, પણ એને ભક્તિનું બળ મળે તો આત્મારૂપી ગયલું જણાતું રાજ્ય પાછું પ્રાપ્ત કરે. આરાધના કરનારની રાધાને એજ કાળો કૃષ્ણ સ્વીકારે છે. અને તેને કદિ વિસારતો નથી, ભક્તિનું ફળ આપે છે. "હરિ ન વિસારે તેને, હરિ ન વિસારે રે."

પદ ૩૮મું–"ભજી લોની સંતો, ભજી લોની સાધુ, રામજી બીના કેસો જીવણો હોજી."

આ એક તારાનું ભજન છે. તંબુરા પર ગાતાં સારૂં શોભે છે.

"તનનો બનાવું તંબુરો, જીવનો તાર તણાવું રામ
બનબન બાજે ઘૂઘરા, જીવને લાડ લડાવું રામ.

મીરાં કહે છે કે શરીરનો તંબુરો થઈ ગયો છે. એમાં ખરો તાર લાગી રહ્યો છે. એ "તુમડે તરવાનું" છે. જીવને "એકતારા" સાથે એકતાર કરવાનો છે. વનવન–વૃંદાવનમાં હરી ફરી–ઘુઘરા પહેરી નાચી કુદી–મનમનાવું છું. જીવને લાડલડાવું છું. હે રામ તારો આસરો છે.

આ કાયા ક્ષણભંગુર છે. લૌકિક સુખમાં મીરાંને શી ખામી હતી? ભોજ જેવા જેના ભોળા શંભુ જેવા પતિ–એ દંપતી સુખમાં વિઘ્ન–જમડા પાછા નજ ફર્યા. સાથે પકડી તાણી ગયા. સાત સાહેલી–સાત સાત શરીરો જોઈ રહ્યા. સ્થૂળ સૂક્ષ્માદિ શરીરોમાંથી જમરાજા જીવને ખેંચી કાઢે છે. "કાળકા અજબ તડાકા બે, તું કયા જાને લડકા બે. (નાનક).

"કાયા ને આણાં આવીઆ, જમ પાછા ના ફરે રામ,
સાત સાહેલીના ઝુમખામાં, જીવને આગળ વરાવે રામ."

આવી વિનાશી કાયા છે, માટે અવિનાશીની ભક્તિ કરી લો. અને તે અનન્ય ભક્તિ કરો. એક દૃઢતાથી કરો. તેમાંથી ગમે તેમ થાય તોપણ હઠો નહીં. બધું હોમી દો વિરાગ એજ યજ્ઞ.

"તલતલ દેહ હોમીયાં, જરા અ જ્ઞાન મોકું રામ,
જીવડો જાય તો જાવા દઉં, હરિની ભક્તિ ના છોડું રામ."

મેં પતિની આજ્ઞા તોડી નથી. પ્રાણજીવન જાણી ઠેઠ સૂધી આજ્ઞા સેવા બજાવી છે. પ્રાણથી પણ અધિક ગણી પતિનું સુખ તેજ પોતાનું સુખ માન્યું. તેમ છતાં પ્રભુ ઈચ્છાથી પ્રારબ્ધ યોગે વિયોગ સમય આવી ચડયો. તો હવે હરિની ભક્તિનેજ વળગી રહું. તે કદી છોડું નહિ.

"કહાનજીના હાથની રેખા અડે, બીન ચંપે કળીઓ આવે રામ,
"ચંપા તુજમેં તીન ગુણુ, રૂપ રંગ ઔર બાસ,
ઐસા તુજમેં કયા ભયા, ભ્રમર ન આવે પાસ,"

ચંપાના આવા સારા રૂપરંગ સુગંધાદિ ગુણો છતાં ચંપા પાસે કહાનજી ભ્રમર જાય નહીં. પણુ જો જાય અને તેના હાથની રેખા અડે તો ચંપો અદૃશ્ય થઈ ચંપક કળી રૂપે કહાનજી પોતે બહાર પડે. 'બીન બાદળ બીજળી કહાં ચમકે, બીન ચંપે કળીઓ આવે. એ કહાનજી ભાઈ કોઈ લૌકિક વ્યક્તિ નહીં. પણુ મીરાંના કાનડ કાળા—ચંપામેં ચંદ્રબદન. ચંપામેં ચતુર્ભુજ." એવા કહાનજી હાથે વતી ચાંપે નહીં માત્ર અડાડે એટલામાં તો બીન ચાંપે કળીઓ આવે. એકદમ ચૈતન્ય આવી ખડું થાય. જાગૃતિ આવી જાય. આ પદ–વૃંદાવનની વાટ, સંતોનો સાથ, એકતારાની ધૂન. અને પતિ મરણુના ચિતારની કંઈક ઝાંખી–અનુસ્મરણુ સૂચવે છે.

પદ. ૩૯મું—" પીયા કારણું પીળી ભઈ".

આ પદમાં–પતિ મરણુ થતાં વૈરાગ્યની પ્રાપ્તિ. વિચારો વ્યાકુલ દેહ દુર્બળતા–વૈધવ્ય દર્શન–વગેરે સૂચવ્યાં છે.

"છપ છપલાં મેં કંઈ કરૂં" મારવાડી ભાષા છે. કંઈ એટલે Why ? શું કામ ? હું શા વાસ્તે છપછપલાં–છાપાં તીલકના ફાંફાં મારૂં ? મારી પીળાશ કંઈ ઘટ રોગની નથી. ઘટઘટમાં "રામ" છે. મારે તનનો વ્યાધિ કાંઈ નથી. મનનો છે. નાડીવૈદ એમાં શું કરે ? મારે તો કાળજામાં ઘા લાગેલો છે.

એરે પીડા પરખે નહીં, મારે કરક કાળજડાંની માંહે
જાઓરે વૈદ ઘેર આપને, મારૂં નામ ન લેશ.
હું રે ઘાયલ હરિ નામની, માઈ કેડો લઈ ઓસડ ન દેશ.

જાવ મારૂં કોઈ નામ લેતા નહીં; મારો કેડો લઈને કોઈ મને ઓસડ પાશો નહીં. વ્હાલી મા–તું ઓસડ લેવા આગ્રહ કરીશ મા.

"અધર સુધારસ નાગરી, અધર રસ ગોરસ લેશ,
બાઈ મીરાં કે પ્રભુ ગિરિધરનાગર, ફરીને અમીરસ પીવેશ."

ભોજપતિના "ચુંબન"નું સ્મરણુ. અધરામૃત લઈ પરવારી. હવે ગિરિધર નાગરનો અમીરસ ફરી ફરી પીને અમર થાશ. ભક્તિ કરી કરીને,

કવનો લખી લખીને, ભજનો કીર્તનો ગાઈ ગાઈને બ્રહ્માનંદ લેશ. એભાવ છે,

પદ. ૪૦મું—"સોકલડીનું સાલ મારે મોટું, હોજીરે, સોકલડીનું સાલ."

આ પદ મીરાંનું હોય એમ જણાતું નથી. હોય તો તે ગૃહચિતાર આપે છે. સગાં વ્હાલાં દર્શાવે છે. તેમની પ્રકૃતિ કહે છે. પણ મીરાંને શોકય તો હતી નહીં. માટે એનો અર્થ તત્વમાં લેવો ઉચિત છે.

ઘર એટલે "કાયા" ગેહ તે દેહ. અને તે દેહમાં સ્નેહ એ કુમતિ માયા મમતા એ શોકય. એ મોહ માયામાંથી વેગળી થઈ મીરાં પોતાને મહિયર જવા ચાલ્યાં છે. મહિયેર એટલે પીતૃગૃહ એટલે પ્રભુને ત્યાંથી આવ્યા ને પ્રભુને ઘેર પાછા જવું તે–મુક્તિ મેળવવી તે. અને તે સાંસારિક–લૌકિક મહીયેર થઈને વૃંદાવન–દ્વારકાં થઈને સ્વર્ગે અલૌકિક મહિયર પહોંચવું તે પ્રભુ ભક્તિને એ મહીયર કહે છે. પ્રભુનું ઘર તે પિતૃગૃહ. પ્રભુને ઘેરથી પ્રાણી માત્ર આવે છે. જે પ્રાણી માત્રનું પિતૃગૃહ છે. મીરાંનાં માતુઃશ્રી તો પ્રથમથીજ એની બાલ્યાવસ્થામાં મરણ પામેલાં. છતાં મહીયર કોને વ્હાલું નહોય. "સુખે સાસરૂં પણ દુઃખે મહીયર કે સહીયર". રાણા વિક્રમાદિત્યના હૃદયમાં કપટની કુમતિ પેઠી તે શોકનું સાલ ભારે. હવે ચિતોડ ત્યાગ કરી મેડતા જવું એજ રસ્તો રહ્યો. અથવા તો એક "દંતકથા" કહે છે કે "મીરાંની થતી નીંદાથી મીરાંને કહાવ્યું કે કોઇપિણ પ્રકારે તેણે દેહ ત્યાગ કરવામાં શોભા છે. મોટાંને માનહાની મરણ કરતાં અધિક છે. એથી મીરાં ભિક્ષુક વેશે ગામ બહાર ગઈ– અતિદુઃખી થઈ મુઝાતી એક નદીમાં પડી. પરંતુ ત્યાંથી તેને તેજપુંજમય કોઈ દેવદૂતે પછી તે Gabriel કે (ગિરિધરલાલ ગમે તે હોય–પ્રભુ ઇચ્છા બલીયસી છે.) ઉગારી બહાર કાઢી. અને કહ્યું કે તારે હજી કર્તવ્ય શેષ છે. તારે ભક્તિનું પ્રશસ્ત ઉદાહરણ જગતને દર્શાવવાનું છે. ભક્તિથી નિરાકાર પોતે સાકાર રૂપે દર્શન દે છે. એટલે સાકાર દ્વારા ભક્તિથી નિરાકાર પ્રાપ્ત થાય છે. એ ઉપદેશથી મીરાંએ વૃંદાવનની વાટ સાધી. "ભક્ત હેત હરિ રૂપ બનાયા," ભક્ત માટે હરિ સાકાર રૂપ બને છે.

"કુવેરે પડીશું અમે, વખડાંરે પીશું, નાના દીયેરીઆ મેણું મોટું,
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ ચિત્તને ઓટું."

મૂર્તિ પૂજાનું કારણ એ છે કે ચિત્ત ચોંટાડવાનું મૂર્તિ એક ઓઠું છે–પ્રતિમા–પદાર્થ છે. "ચરણુ કમલ ચિત્ત ચોંટયું. એમ સાકાર મૂર્તિથી નિરાકાર સધાય છે. આ પદમાં અતિદુ:ખ દર્શન છે કે હવે કુવે પડવું. નદીમાં પડવું. ઝેર ખાવું, પણ ગમે તેમ દેહાંત કરવો. કારણ નાનો દીયેરીઓ–વિક્રમાદિત્ય એ મોટું મહેણું. દુ:ખનો પ્રસંગ–દુ:ખનું મૂળ કારણ નાનો દિએરીઓ તે પોતાના મનનો અસંતોષ. હું દુ:ખી છું એમ મનમાં જાણવાનો દોષ. Dissatisfaction. પ્રભુના રાજ્યમાં દુ:ખ હોવાનો સંભવ માનવો એ પ્રભુના Penal Codeમાં Disaffectionની કલમ લાગુ પાડવા જેવું છે. એજ નાનો દીયેરીઓ દુ:ખ દાયી નીવડે છે.

પદ ૪૧મું—"જેને મારા પ્રભુજીની ભક્તિ ના ભાવેરે, તેને ઘેર શીદ જઈએ ?"

આ પદ મીરાંનું જણાતું નથી. ક્ષેપક છે. મીરાંનું હોય તો "તજ મન હરિ વિમુખન કો સંગ" એનું અનુકરણ જણાય છે.

"સસરો અમારો અગ્નિનો ભડકો, સાસુ સદાની શૂળી,
એની પ્રત્યે મારૂં કાંઈ નહીં ચાલે, એને આંગણીએ નાંખુ પૂળી."

આમ મીરાં ન બોલે–હા. સાંગો રાણો પોતાના રાજ્ય મદમાં રજપૂતની અચળ કીર્તિને ડાઘ લાગે છે એવી સમજથી અગ્નિના ભડકા જેવો ક્રોધાયમાન રાતો પીળો થયો હોય અને મીરાંને પ્રતિકૂળ બન્યો હોય–સાવકી સાસુ કર્માવતી–કરમેતી પણ દુ:ખ દેતી હોય. તોપણ તેમને આંગણે ચિતોડમાં પૂળો મુકવાની વાત તો મીરાં ન જ વિચારે–તો બોલે અને લખે એ બનવું અશક્ય.

"જેઠાણી હમારી ભમરાનું જાળું, દેરાણી તો દીલમાં દાઝી,
નાની નણંદ તો મોં મચકોડે, તે ભાગેગે અમારે કર્મે પાજી."

આ interpellation "ક્ષેપક" હોય અથવા તો exaggeration "અતિશયોક્તિ" હોય. કોઈ વહુને દુ:ખ દેતા આદર્શ કુટુંબનું ચિત્ર કોઈ કવિએ ચિતર્યું હોય. અને તેમાં મીરાંની છાપ ઘુસાડી ખ્યાતીમાં આણ્યું હોય. "તે" એટલે પતિ. પ્રભુનું નામ દેવાય પણ પતિનું નામ સ્ત્રીથી દેવાય નહીં. તેથી "તે" પતિને પાજી કહ્યો છે. આ સઘળું દુ:ખ છોડી—

"દાસ મીરાંબાઇ ગિરિધર ગુણ ગાવે, તારા આંગણીઆમાં થૈ થૈ નાચું".

ચિતોડનું દુઃખદ આંગણું પરવશ પરતંત્ર થઈ સેવું તેના કરતાં સ્વતંત્ર થઈ પ્રભુ ગિરધર ગોપાળ ગોવિંદને આંગણે મોજથી શા માટે ન નાચું ? ચિતોડને આંગણે તો પોતાની ઇચ્છા વિરૂધ અન્યના નચાવ્યા નાચવું પડે છે. તેના કરતાં પ્રભુ ભક્તિમાં આનંદે અને સ્વછંદે કાં ન નાચું ? "બાઇ તું જીતી ને હું તો હારીરે"

કરમેતીને ઉદ્દેશીને કહે છે કે "બાઇજી ( સાસુજી ) હે બાઈ તું જીતી ને હું હારી. પછી કંઈ છે ? તમે જીત્યા ને હું હારી. પણ મારા ઘર પછાડી શા માટે પડ્યા છો ? મારા પિતાનું ઘર—જે ભક્તિભાવ તે તો મને સુખે કરવા દો. મને મોઢે મોઢે કડવું કટાણું કહો તે તો જાણે ઠીક. પણ મારા પિતૃગૃહની મારી કાયા—મારૂં ઘર જે આ કાયા—જેમાં હું જીવરૂપે રહું છું. તે મારી કાયા પછાડી મંડીને મને દેહાંત કરવા કેમ મથો છો ? હવે કેડો છોડો, છોડો, છોડો.

"હું તો તુજથી હારી, કેડો છોડ, છોડ, છોડ", નો ભાવ છે.

પદ ૪૨મું—"શ્યામ રંગે રાચું રાણાજી, કહાન સંગે રાચું".

આ પદ કવિશ્રી દયારામના "શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામ રંગ સમીપે ન જાવું". નું અનુકરણ કોઇએ ક્ષેપક ગોઠવ્યું લાગે છે. ભેળસેળ છે. એક ટુંક બરાબર છે. પાછળની કૃતિ અન્યની જણાય છે.

તાલ પખાજ વીણા વાગે, ઘુઘરા બાંધી હું નાચું. રાણાજી.
અપનેરે કુલકી શાખા મટ ગઈ, મટ ગઈ જમરેકી ફાંસી. રાણાજી.

આ લીટી વૃંદાવનમાં સાધુ સંતોમાં ફરતાં તે મતની જણાય છે. કુલાચાર ત્યાગ અને અમરત્વનું સૂચન છે. "સાધુસંગતી અરૂ ગુરૂકી કૃપા તે, મિટ ગઈ કુળકી રેખા, સાધુભાઈ, અપના રૂપ જબ દેખા—(આનંદઘન. પદ ૬૬)નો ભાવ છે. મીરાંને હવે "કુળ" કેવું ? ને ન્યાતજાત વર્ણ શા ?

પદ ૪૩મું—"આધ વેરાગણ છું, રાણાજી મેં, આધ વેરાગણ છું.

મીરાં બાંધે ઘૂઘરા, હાથ લીએ કરતાલ,
અમો ગિરધર આગળ નાચીશું, ગુણ ગાઇશુંરે ગોપાળ".

એમાં મીરાંના નાચણા કૂદણા, અને રાણા વિક્રમાદિત્યનો કોપ તથા વિષ પ્રેષણનું વર્ણન છે. પણ જેના રામ પરિપાલક છે તેને "વિષમપિ અમૃતાયતે".

પદ ૪૪મું--"લગ રહેના, લગ રહેના, હરિ ભજનસે લગ રહેના. (૨)

આ પદમાં કબીરની છાંયા છે. મીરાંનું જણાતું નથી. અથવા તો અનુકરણ હોય. એકતારા સાથે સારૂં દીપે છે.

"સાહેબકા ઘર દૂર હે, જેસી લંબી ખજુર,
ચઢે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકમાચૂર,
ભજનસે લગ રહેના".

એમાં "પ્રમનગર મત જાના મુસાફર, ઉંચે શિખર ઠીકાના મુસાફર" એ બ્રહ્માનંદના પાન ૨૭૮ ઉપરના ભજનનો ભાવ છે.

શૂરે પૂરેકા પારખારે, લઢે ધણીસે જોર, ભજનસે લગ રહેના".

લૌકિકમાં ઘડી ઘડીમાં નિરાશ થઈ જીવ હઠી જાય છે. અને જ્યારે જય મળવાનો સમય પ્રાપ્ત થાય છે ત્યારે ઢીલો પડી તે વિજય પારિતોષિક લેવાના પોકાર વેળા "ગેર હાજર" રહે છે. અને સઘળો પરિશ્રમ ગુમાવી દે છે. તો આ તો હરિભજન એમાં તો મંડયાજ રહેવું. વિમુખન જે સેતાન વગેરે હોય તેની સાથે ઝઘડો-કામક્રોધ લોભાદિ સાથે વઢવાડ ચાલુજ રાખવી. અને ભજનમાં લગે તાર-અડગ રહેવું. હજી "પ્રાપ્તિ" કેમ થતી નથી, એમ લૂલા-ઢીલા મોળા પડી જવું નહીં.

"કહાન કટારી પડી રે, ગુરૂ ગોવિંદ તલવાર," એમાં નાનકના ગુરૂ ગોવિંદની ભાવના નથી. કોઈ લૌકિક વ્યક્તિ નહીં. પણ ગોવિંદ ગોપાળ ગિરધરલાલજી. કબીર અને નાનકના "સાહેબ" તેજ મીરાંના ગિરધરલાલ.

"મીરાં કે પ્રભુ ગિરધર નાગર, લગી મર્મકી ચોટ."

"મીરાં કહે છે કે એ તો ગિરધરલાલનો મર્મ-તત્વ-ગ્રહણ કરેજ છૂટકો છે. અને એ ચોટ-છંદ ચટક લાગી તે લાગી. એ રંગવાળું કપડું દેહ કદાપિ ફાટે પણ તે ઉપરનો રંગ ફીટે નહીં. "એકો હું બહુ સ્યામ્" ભાસે, જીવબ્રહ્મ મટી જીવભ્રમ થાય. પણ (પાછો) બ્રહ્મ તો બ્રહ્મ અનુભવાય. હતો તેનો તેજ.

પદ ૪૫મું—"જાગોરે અલબેલા ન્હાના, મોટા મુગટ ધારીરે,
સહુ દુનીયા તો સુતી જાગી, પ્રભુ તમારી નિદ્રા ભારીરે."

દેવ સુતી અગીઆરસ હોય છે, દેવ અમુક દીવસો સુધી સુઈ જાય છે. તે પાછા અમુક વખતે જાગે છે. દેહ દેવળમાં દેવ સુતેલાજ છે તો. તેને જ્ઞાનઘંટાથી ભક્તિની ઘંટડીથી જગાડવાના છે. દેહ દેવળમાં આલબેલ "All well"નો ઘંટ વાગે તોજ અલબેલો દેવ જાગે. અલબેલાને અલબેલી રાધા વિનવે–All goodnessમાં All goodness ભળે. મોટા મુગટ પર નજર કરી તેને ફુલાવે. મોર પીંછી તરફ દૃષ્ટિ કરી મોરની કળાનું સૂચન કરે. મોર નાચે તેમ લાજ નહીં ગણતાં નાચે અને પૂર્ણશ્રદ્ધાથી ભજન કીર્તન કરે તોજ અલબેલો મુગટધારી–ગિરિધારી—જાગે.

આ પદમાં કૃષ્ણ સ્તવન છે. સૌભાગ્ય વર્ણન છે. "પ્રીત કરી ખાઓ પરશોતમ, ખવડાવે વ્રજની નારી"–પરશોતમ કોઈ લૌકિક વ્યકિત નહીં. આ તમામ વિધિમાં વલ્લભ સંપ્રદાયની ઝાંખી જણાય છે.

પદ ૪૬મું—"શું કરૂં રાણાજી, મારૂં ચિતડું ચોરાય, મારૂં મનડું વેંધાય."

આ કૃતિ મીરાંની હોય? રાણા વિક્રમાદિત્યને પ્રત્યુત્તર? વૈધવ્ય પછીનું હોય. વિનયાન્વિત સ્ત્રી સ્વાતંત્ર્ય પણ મારવાડ મેવાડની રજપુતાણીને છાજતું હશે.–મીરાંને છાજતું હોઈ શકે?—સ્વાતંત્ર્ય?

"ઉભી બજારે ગજરથ ચાલ્યો રે જાય, શ્વાન ભસે તો તેની સંખ્યા ન થાય." હે રાણા વિક્રમાદિત્ય આ કાયામાં મદોન્મત્ત–મમતી હસ્તિની મસ્તી એવી છે કે આ હાથણી પેઠે ડોલતી મીરાં તો–એ–છચોક ચાલી. ભલે પાછળ અસંખ્ય શ્વાન ભસે–નિંદા કરે–તેની સંખ્યા–શંકા ન થાય. તની દરકાર–ગણત્રી કોને છે?

"જખરે મારે પેલા દુર્જન લોક, ચિતડું ચોંટયું તો તેની શિખામણ ફોક."

મીરાં કહે છે કેઃ–હરિભજનની લેહ લાગી. હવે "દુરીજનને કહેવું હોય તે કહેજો રે, વ્હાલા મારા રૂદીયા કમળ વચ્ચે રહેજો રે." એ ભાવ છે.

પદ ૪૭મું—"કઠણ લગનકી પ્રીતરે, હરિ લાગી સોઈ જાને."

આ પદ વૈધવ્ય વેદના દર્શાવે છે. બાળવિધવાની વિપત્તનું વર્ણન છે.

"પ્રીત કરી કછુ રીત ન જાણી, છોડ ચલે અધબીચ.
દુઃખકી વેળા કોઈ કામ ન આવે, સુખકે સબંહે મીત."

અરે, લૌકિકમાં ભોજરાજે તેમ કીધું. પણ અલૌકિકમાં ગિરધરલાલ પણ તેમજ કરશે કે ? હા. તેપણ આખર આહીર (નાગર-નહીં)ની જાત છે કેની ? ના–ના જાત પર ભાત પડે એમ નથી. એ તો નાગર છે. જેને ગર=ઝેર નથી. એવા નગરવાસી છે. ગ્રામ્ય પુરૂષ આ લોકના નથી. પણ પૂર્ણ પુરૂષોત્તમ ગોલોકના ગોકુળ પતિ ગિરિધારીજી—"ગિરધર નાગર" છે. તેતો "કુજાત" નથી ને "સુજાત" પણ .નથી. પરંતુ "અજાત" છે. એને "ન્યાતજાત" નથી એટલુંજ નહીં. પણ "અજન્મા" છે. આહીર નથી પણ આ તો હીરનો હીરલો છે. મારે તે મારા હૈયાનો હીર, મારા હૈયડાને ધીર ધરવા કહે છે કે તે મને અધવચ નહીં રવડાવે. એવી મને પાકી શ્રદ્ધા છે.

પદ ૪૮મું—"કોઈ ન જાણે હરીયા, તારી ગતિ, કોઈ ના જાણે."

આ પદ કૃષ્ણ સ્તવનનું છે. હરિને હરીઓ કહી સંબોધે છે. અજબ કલ્પના છે. કવિતા દેખાઈ આવે છે. હરિયા સંબોધન પ્રીતિની સમીપતા દર્શાવે છે. જરા ઉપાલંભ સાથે.

"મીટ્ટીખાત મુખ દેખા જશોદા, ચૌદ ભુવન ભરીઆ."

જશોદાએ કૃષ્ણને પૂછ્યું કે "માટી કેમ ખાધી ? મોઢું ઉઘાડ જેરાવરી મોઢું ઉઘાડવા દીધું. પણ માંહે જુવે છે તો મુખ માંહી ચૌદ ભુવન ભરેલાં છે. એક "મૃત્તિકા કણિકા"માંથી અનેક પૂતળી કરી એજ પ્રભુની લીલા. એકની અનેકતા ભાસે એજ અપૂર્ણતા. ગીતાના ૧૧માં અધ્યાયમાં અર્જુનને શ્રી કૃષ્ણે જે વૈરાટ સ્વરૂપ બતાવ્યું હતું તેજ અત્રે શ્રી કૃષ્ણના મુખમાં જશોદાના જેવામાં આવ્યું. આપણને વાસ્તવિક જેવામાં આવતું નથી. બાકી શ્રી કૃષ્ણથી બહાર–વૈરાટ સ્વરૂપે કે દાડે હતું કે છે ?

ડૂબત વ્રજ રાખ લીયો હે, કર ગોવર્ધન ધરીઆ,
મીરાં કે પ્રભુ ગિરધરનાગુણ, શરણે આવે સો તરીઆ."

વ્રજનું રક્ષણ કર્યું. ગોવર્ધન ધરીને રક્ષણ કર્યું તેથી ગોવર્ધન ધારી ગિરધરલાલ કહેવાયા. તમારે શરણે જે આવ્યા તે તરી ગયા "શરણ" એજ વલ્લભી વૈષ્ણવોનો મહામંત્ર છે. "શ્રી કૃષ્ણઃ શરણં મમ" શ્રી કૃષ્ણ એજ મારૂં શરણું–તરણું–ભવતરણી–ભવનિઃસરણી છે.

પદ ૪૯મું.—"કાળાનાં કઠણ હૈડાં રે, ઓધવજી, એવા કાળાના કઠણ હૈડાં."
એ પદ શ્રી કૃષ્ણ સ્તવનનું છે. ઉપાલંભ મય છે.
"ગોકુળ સઘળું રેલતું રાખ્યું, ગોવર્ધન કર ધરીઆ."
એમાં પણ ગિરિધારીજીએ વ્રજ કઈ રીતે રક્ષ્યું તે કહે છે.
પદ ૫૦મું.—"ઉઢાણી મોરી આલોરે, ગાગરીઆં બેઠાં ઢરશે."
આ પદ મીરાંનું નથી. પદ ૯માં અને આ પદ ૫૦માં ઘણો તફાવત છે. "ઢળશે" ને બદલે ઢરશે, ગ્રામ્ય શબ્દ છે.
પદ ૫૧મું.—"ચાલોની જોવા જઈએરે મા, મોરલી વાગી"
આ પદ બાલ્યાવસ્થાનું છે અને અન્યનું અનુકરણ છે. માના જીવતાં માને ઉદ્દેશીને કહ્યું હોય એમ સમજાય છે. મોરલીમાં ચિત્ત મૂળથી જ લાગેલું એમ લાગે છે.
"ભરનિદ્રામાં હું રે સુતીથી, ઝબકીને જોવા લાગી."
"પાછલે પહોરે રાધાની માડી જાગી" એને મળતું છે.
"વૃંદાવનને મારગ જાતાં, સામો મળ્યો સુહાગી."
મીરાંને વૃંદાવનમાં ગયા પછી ગિરધરલાલના દર્શન સાક્ષાત્કાર થયા તેના ભણકારા પાછળથી ઉમેરાયા લાગે છે. ગમે તેમ પણ મીરાંને ચરણ કમળ લ્હેલાગી છે.
પદ ૫૨મું.—"એરે મોરલી વૃંદાવન વાગી, વાગી છે જમનાને તીરે"
વૃંદાવનમાં મીરાં શ્યામની મોરલીથી ઘેલા જેવાં થયાં. હરિની લેહ લાગી—કૃષ્ણે કામણ કીધાં. એ ભાવ આ પદમાં દર્શાવ્યો છે.

પદ ૫૩મું.—બહીયાં જો ગ્રહીરે, મેરી શુદ્ધ ન રહી રે."

કંપીને રાવ ખાવા જાય છે. કે કૃષ્ણ ગોપીનો મહી વેચતાં પાલવ કેમ પકડે છે? કૃષ્ણ ગોપીનો ઝગરો ક્યાં સુધી ચાલશે? લોચન મનના ઝગડાને મળતો આ ઝગડો છે.

"ઝગડત ઝગડત સારી રેન બીત ગઇરે."

અજ્ઞાન તિમિર મટી જ્ઞાનપ્રકાશનું પ્રભાત થતાં સુધી આખી ભવ-સાગરની ચોવીસે કલાકની રેન—રાત વીતી ચાલી—હવે ક્યાં સુધી ઝગડો—ઉપાધિ કાયમ રહેશે?

પદ ૫૪મું. "શામરેકી દૃષ્ટિ માનું પ્રેમકી કટારી હે."

આ પદ છે તો સુંદર. પણ એ મીરાંનું હોય એમ લાગતું નથી.

પદ ૩૭ સાથે આ પદ ૫૪ સરખાવો.

શામરાના કટાક્ષ કલેજું કાપી નાંખે છે. અને કલેજું ઉથલાઈ ને ત્યાં તેની સમીપ જઈ તેના પર ચોંટી જાય છે. એ ભાવ છે.

ચાંદા ત્યાં ચકોર બસે, દીપક જલે પતંગ,
જળ બીન મરે મીન, એસી પ્રીત પ્યારીહે."

દીપકમાં પતંગ સમીપ જઈ બળી મરે છે. પણ દીપક ને ભેટયા વિના ચાલતું નથી. ચંદ્ર વિના ચકોરનો ને જળ વિના માછલીનો જીવ જતો રહે છે. તે વિયોગ વેઠી શકે કેમ ?

મીરાં કહે છે કેઃ—"ઇતની અરજ અમારી, મીરાં તો તુમ્હારી હે."

પદ ૫૫મું. "હાંરે મેંતો કીધી છે ઠાકોર થાળી, પધારો વનમાળી."

આ પદ મીરાંનું લાગતું નથી. બીજા અનેક "થાળ"નું અનુકરણ છે. "વનમાળી" કોઈ લૌકિક વ્યક્તિ નથી.

"મારે સાસુ નણદની શૂળી" નણદ તો મીરાંને અનુકુળ હતી. પણ ભક્તિમાં વિઘ્ન કરનાર મોહમાયા મમતા એજ અંતરાય રૂપ સાસુ નણંદ. "મારા ભુવનમાં રજની રહેવા." આ જીવન જ્યાં સુધી સો વર્ષ પર્યંત ચાલુ અજ્ઞાન તિમિરથી વીંટાયલું રહે ત્યાં સુધી રજની–રાત. અને તેથી તમે તેમાં મને આનંદ આપવા સમીપ રહો. પછી તો આપણે એક સ્વરૂપે જ્ઞાન સ્વરૂપે–સારૂપ્ય મુક્તિમય–થઈ શું. મેં તો લોકની શંકા–લોક લાજ તજી દીધી છે. અને મીરાંબાઈની સ્વતંત્રતાનો ડંકો વાગી રહ્યો છે.

પદ ૫૭મું. "માર્યાં રે મોહના બાણ, ધુતારે મને, માર્યાં રે મોહના બાણ."

આ પદ કૃષ્ણ સ્તવનનું છે. સુંદર છે.

"ધ્રુને માર્યાં, પ્રહલાદને માર્યાં." વગેરે કડી–ધના ભગતના

"રામબાણ વાગ્યા હોય તે જાણે"નું અનુકરણ છે.

"સાયર પાજ બાંધી વ્હાલે સેન ઉગારી, રાવણ હણ્યો એક બાણ."

સાયર એટલે સાગર. પાજ એટલે પૂલ. સેન એટલે લશ્કર. રામબાણ એક બાણે રાવણને હણે છે. રામબાણ દવા એકદમ રોગનો નાશ કરે છે.

ભવસાગર પર પૂલ બાંધવો જોઈએ. તો રામનું સૈન્ય લંકામાં જાય. અને હનુમાન લંકા બાળે.

આ પદ પ્રભુ મહિમા દર્શાવે છે. આ ધૂતારાએ જેને મોહના બાણુ માર્યાં છે. તેને એની ચટપટી લેહ લાગી. તેથી તે ઠરીને બેઠા નહીં. પણ એની સામે એકાગ્ર થયા ત્યારેજ ઠરીને બેઠા. એ ભાવ છે. એ ઘાવ રૂઝાવનારા બાણુ પણ એનીજ પાસે છે. મૂઠ મારે પણ એ, અને મૂઠ ઉતારે પણ એ.

પદ ૫૭મું. "ચાલ સખી વૃંદાવન જઈએ, જીવણુ જોવાને.

"માવજી મારગ આવશે"

આ પદમાં એવો ભાવ છે કે જે, પ્રભુને શુદ્ધ ભાવથી શોધે છે, તેની સામે પ્રભુજી માર્ગમાં આવી સામા મળ્યા વિના રહેતા નથી. એ શ્રદ્ધા જોઈએ.

પદ ૫૮મું. "મારે ઘેર આવોરે સુંદર શ્યામ."

આ પદ સુંદર છે. સૌભાગ્ય દર્શક છે. પતિ પત્નીના અદ્વૈત પ્રેમનો ચિતાર છે. જાણે કંઈ દુઃખ એ દંપતીને હતુંજ નહીં. ને છે પણ નહીં. "મોતીડે માંગ ભરાવી વેણી ગુંથાવું શોભે ઢળકંતી, હું તો ઉભી રાજદ્વાર."

એ સ્ત્રી કલ્પના છે. શણગાર સજી ખરેખર જાણે રાજદ્વારમાં ઉભી હોયની. વાટ જોતી કે કયારે સુંદર શ્યામ પધારે અને હું સન્માન આપી વધાવી લઉં. ગિરિધરલાલ સુંદર શ્યામ સોળે શણગાર પહેરીને પધારો. એ ભાવ છે. "મુખ મધુરી તારે મોરલી." એ અલૌકિક મોરલીવાળાને ઉદ્દેશે છે.

પદ. ૫૯મું. "કાંકરી મારે ધૂતારો કહાન. પાણીલાં કેમ જઈએ ?"

આ પદમાં કૃષ્ણુની સ્તુતિ છે. સ્તુતિ નિંદા મિશ્ર જેવી છટા છે. કવિત્વ ઠીક છે. "સોના ઊઢાણી મારી, રૂપાનું બેઢું, હળવે ચડાવત કહાનો ઠામ. પાણીલાં. ઠામ=વાસણુ–બેડું.

"મારે મંદીરીએ મારી સાસુ રહે છે. સામા મંદીરીએ મારો શ્યામ."

માયા સાસુ મારી સાથે છે. અને મારો શ્યામ તો સામા મંદીરમાં મારી સન્મુખ છે. પરંતુ એ ભગવાનને ભાવથી ભેટવા આ પ્રયત્ન છે. પણ એ ધુતારો કાંકરી મારીને ખસી જાય છે. હાથમાં આવતો નથી.

પદ. ૬૦મું "રાધે તારા ડુંગરીઆ પર બોલે ઝીણા મોર."

આ પદ "રાજા તારા ડુંગરીયા પર."નું અનુકરણ જણાય છે. રાજાની આખી પૃથ્વી અને તેના ઉપરના ડુંગરીઆ તે પણ રાજાના. પરંતુ રાધાના ડુંગરીઆ શા ? ડુંગર પર મોર તો બોલે. પણ રાધાના ડુંગર પર કયા મોર બોલે ? એ પરથી એમ જણાય છે કે રાધા રાણીના ડુંગર પર મોર બોલે. આરાધના કરનાર ભકતની ભક્તિ ધીમે ધીમે વધી તેના થાય ડુંગર અને એ આરાધના–રાધા–ના ડુંગર પર જે મોર બોલે તે નાચતાં નાચતાં કળા કરતા ધીમે ધીમે ઝીણા સ્વર કાઢે. ધીમે ધીમે ભક્તિ ભાવની વૃદ્ધિ થતી જાય. એ ભાવ છે.

"ઝરમર ઝરમર મેહુલો બરસે, ભીંજે મારા સાલુડાની કોર".

ડુંગર પર ઝરમર વરસાદ વરસે તેથી મીરાંનો સાલુડો અને તેની કોર ભીંજે એ સ્વાભાવિક છે. પરંતુ ભક્તિથી બ્રહ્માનંદનું સુધામૃત ઝરમર ઝરમર વરસે તેથી મીરાંના કાયારૂપી ચીર–સાલુડો–તેનું હાર્દ–હૃદય–કાળજડું–કાળજડાની કોર ભીંજે, અને દેહભાવ પીગળી મટતો જઈ આત્મભાવ વધે, એ ભાવના છે. "ભીંજે મારા સાલુડાની કોર" એ સ્ત્રી કલ્પના છે.

"બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, પ્રભુજી મારા ચિતડાના ચોર".

મીરાં તો ગિરધરના જ ગુણમાં ગુલતાન છે, કેમકે ગિરધર પ્રભુ મીરાંના ચિત્તને ચોરી લેનાર ચોક્કસ ઠર્યા છે.

પદ ૬૧મું—"નંદકુંવર તારૂં નામ સાંભળીને, આશ ભર્યાં અમે આવ્યા".

આ પદ પણ અનુકરણ જણાય છે, અને આશ ભર્યાં અમે આવ્યા.–સકામ સ્થીતિ દર્શાવે છે. ભક્તિ નિષ્કામ જોઇએ. ઇચ્છાપૂર્વક પ્રાર્થના પણ પ્રભુ સ્વીકારે છે. પણ તે સ્વીકારવા યોગ્ય એટલે ઇશ્વિરેચ્છાને અનુકુળ હોય તોજ. આ પદમાં ગોપીઓની વિહ્વળતા, અને સર્વ સગાં સ્નેહી તજી પ્રભુને મળવાની આતુરતા દર્શાવી છે.

" નંદકુમારે જઇને વીણા વગાડી, શા અર્થે બોલાવ્યા ? "

આ સૃષ્ટિ રચવાનું કારણ શું ? આ સૃષ્ટિમાંના temptations નો હેતુ શો ? મનુષ્યને સ્વકર્તવ્ય શીખવવા સીવાય બીજો શો હેતુ હોઈ શકે ? "પ્રભુની મોજ ને એનું એ રોજ".

"માય બાપની લજ્જા મહેલી, સહીયરે સમજાવ્યા".

આ સંસારના સગાં સ્નેહીની મમતા, તથા સહીયરોનો તેનાથી પણ વધુ પડતો સ્નેહ તે છોડી તેની સલાહને તરછોડી, સંતગુરૂના સમાગમથી પ્રભુજી તમારે શરણે આવ્યા છીએ. હવે અમારૂં કલ્યાણ કરો.

"પતિત પાવન નામ સુનકે, મેં શરણ તેરી પડા,
સફળ કર ઈસ નામકો, અપના મુજે કર લીજીએ.
ગંગા કીનારે બેઠકે કીમ કૂપકા જળ પીજીએ,
તેરી શરણમેં આયકે, ફીર આશ કીસકી કીજીએ". (બ્રહ્માનંદ).

એ ભાવ છે.

પદ ૬૨મું—"કોને કહું મારા દીલડાની વાત, વારેવારે કોને કહું.
પહેરી સજી હમારે મ્હેલે પધારો, રીઝે મારો નાથ. વારેવારે.
તમને ભજીને હું તો થઈ છું. અણીદીન રળીઆત". વારેવારે.

મીરાં કહે છે કેઃ–મારા દીલડામાં પ્રેમ લક્ષણા ભક્તિ લાગી રહી છે. મારી નણુંદ ઊદાબાઈ (પદ્મા) તથા મારી દાસીઓ ચંપા ચંપેલીને મારા દીલડાની વાત રૂચી છે. હવે મારા નાથ ભોજરાજ, હે ગિરધર તમે મારી ભક્તિને વશ છો, એ જોવા ચાહે છે. માટે પહેરી સજી હમારે મ્હેલે પધારો. જેથી મારો નાથ રીઝે, અથવા તો, હે ગિરધરલાલ પ્રભુ પાતળીઆ તમે પહેરી સજી મારા મંદીરીઆમાં પધારો કે સર્વ શોભાથી જ્યાં તમે પધાર્યા કે મંદીર દીપી નીકળે, અને આ મારી કાયાના tabernacle માં –temple માં તમે મારા " નાથ "જ બિરાજમાન છો, અને હું નથી. અદૃશ્ય હોઊં–તમારામાં લીન થઈ ગઈ હોઊં, અથવા ચતુર્ભુજમાં ભળી તમારી સાથે ભેટી રહી હોઊં. એ સ્વરૂપે તમે મારા નાથ રીઝો, એવું કરો. આ પદ Pathetic છે. એમાં " અણીદીન " એ મારવાડી શબ્દ છે. આજરોજ–આવા સમયમાં–ઈનિ દીનોમેં–હું પોતે તો તમને ભજીને રળીઆત એટલે રાજીરાજી થઈ બ્રહ્માનંદ–પરમાનંદ પ્રાપ્ત કરી રહી છું. આ પદમાં પોતાના પતિને–ભોજરાજને–નાથને રીઝાવવા મીરાંની ઈચ્છા અને પતિ પ્રત્યે પ્રેમ તથા પતિને "શીવ" ભક્તિ છતાં કૃષ્ણ ભક્તિ પર લાવવાની લાલસા–પતિ પ્રેમથી આકર્ષાઇ પતિ મીરાંને સત્ય સમજાયલે માર્ગે વળે એ હેતુ હોય એમ લાગે છે. જાણે પતિના મનમાં કંઈ ડગડગો હોય કે તારો કૃષ્ણ

તારી ભક્તિને વશ ક્યાં છે? તો હે પ્રભુ તમે તમારા પૂર્ણ ઠાઠમાં પહેરી સજીને Full dress માં શણગાર અલંકાર સાથે પધારો કે મારો નાથ રીઝે–દીંગ થઈ જાય, અને મારી સાથે રહી તમને જ અનન્ય રીતે ભજે, એવી સ્ત્રી કલ્પના–સ્ત્રી લાલસા અને પતિ પ્રત્યેનો સ્ત્રી પ્રેમ તથા એક કૈલાસમાં જાય અને બીજું ગોલોકમાં, તેને બદલે પતિ પત્ની બેઉ વૈકુંઠમાં સાથે વસે એ હેતુ દર્શાવ્યો જણાય છે.

પદ ૬૩ થી ૬૯. ૭૧, ૭૫, ૭૯, ૮૦, ૮૧ થી ૮૬. ૯૦ થી ૯૩. ૯૬ થી ૧૦૦. ૧૦૩, ૧૦૫, ૧૦૮, ૧૧૨. એ કૃષ્ણ સ્તવનના પદો છે. અને બાલ્યાવસ્થામાં જરા લાડકડા–ઉછાંછળા–તથા વયને ઉચિત લખાયલા લાગે છે. પણ એકંદર જોતાં ઠીક છે.

પદ ૬૩મું—"આંખલડી વાંકીરે, અલબેલા, તારી આંખલડી વાંકી,
ચારવણીમાં મારા ચિત્ત ચોરી લીધાં, તેણે મોહિની નાંખી".

ચતુરાઇ કરી કરીને જેમ પાના ચીપે તેમ ચારવણી–ગોઠવણી કરી કરીને અજબ કળા કરી મારૂં ચિત્ત હરી લીધું. મોહની તમારા નયનમાં છે. નેણકમળના ભલકા ભારે, કટાક્ષબાણ–મોહિનીબાણ તાકી તાકીને માર્યાં. તે રામબાણ અફળ જાયજ નહીં. યુવાવસ્થા સૂચવે છે.

પદ ૬૪મું—"મોરલીએ મોહ્યાં, મોહન તારી, મોરલીએ મોહ્યાં,
થારે કારણ શામળીયા વ્હાલા, ત્રણ ભુવન મેને જોયા".

ભાષા મારવાડી છે.

"થારા સરખા પ્રભુ નવ કોઈ દીઠા, ત્રણ ભુવન મનડે ન મોહ્યું.

તારે માટે ત્રણે ભુવન–સ્થૂળ સૂક્ષ્મ ને કારણ જોઇ વળી. પણ તેમાં તારા જેવા કોઇ (બીજા) દીઠા નહીં. તેથી તેને છૂટા પાડી તેમાં મન નહીં ચોંટવાથી–નહીં ચોંટાડતાં,

"મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત પ્રોયાં."

તારા ગુણ જોઇ, હે ગિરધરલાલ, તારા ચરણ કમળમાં ચિત્ત પ્રોયાં છે.

પદ ૬૫મું—"લીધાંરે લટકે, મહારાં મન, લીધાંરે લટકે".

આ જગતમાં મનુષ્ય લટકા–મટકા–ચટકાથી મોહ પામે છે. પ્રભુએ આ સૃષ્ટિ રચીને પોતે કેમ લટકાં કરી શકે તે બતાવ્યું છે. નૃસિંહ મહેતા

જે મીરાંની પહેલાં ગુજરાતના આદ્ય કવિ થઇ ગયા, તે લખી ગયા છે કે "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ ભાસે". માટે આ દુનીયામાં-ચૌદ બ્રહ્માંડમાં સર્વ સ્થળે એક ગિરધરલાલ પ્રભુના જ લટકાં થઇ રહ્યા છે. જેના વ્હેવારથી-ચૈતન્યથી-ચમત્કારાથી આ દુનીયા ચાલી રહી છે. ગિરધારીનો ઝટકો, "Force" કુદરતની રચના, એવી અલૌકિક આકર્પક અને આશ્ચર્યજનક છે કે જેથી વિચાર શ્રેણીએ ચડેલો મનુષ્ય પીગળી જઇ શાંત પ્રકૃતિએ જાણે ગિરધારીની કૃતિથી પોતાના ગાત્ર શિથિલ થઇ ગયા હોય એમ જાણે છે.

"ગાત્ર ભંગ કીધાં ગિરધારીએ, જો માર્યાં ઝટકે,
મનરે મારૂં મોરલીએ મોહ્યું, પેલા વાંસ તણા કટકે".

આ મોરલી વાગે છે, તે વાંસનો એક કટકો માત્ર છે. પણ તેમાંનો જ્ઞાન પવન કેવો ફુંકાય છે કે તેની મીઠાશ મોહમાં નાંખે છે, અને "રંગ લાગ્યો ચટકે" તેની ચટકથી મીરાં રંગાઇ ગઈ છે.

પદ ૬૬મું—"ઝગડો લાગ્યો શ્રી જમનાજીને આરે, અલ્યા તારે ને મારે શું છે ?"

આ પદ excellent છે. જેવો "લોચન મનનોરે, કે, ઝગડો લોચન મનનો". તેમ જમનાજીને આરે-જમનાજીને તીરે. આ ભવસાગરને કાંઠે જીવ અને શીવ વચ્ચેનો ઝગડો-એનો ચુકાદો-એનું જજમેંટ-ગિરધારીજીને હાથે. પ્રશ્ન at issue એ છે કેઃ-તારે ને મારે શું છે ? મીરાં કહે છે કે તું કોણ ને હું કોણ ? મીરાંબાઇની આ કૃતિ ફીલસુફીમાં પ્રવેશ કરતી વેળાની જણાય છે.

"વૃંદાવનને મારગ જાતાં, હાંરે, આગળ આવી કાં ઘેરે".

કૃષ્ણ પરમાત્મા ગોપીઓને લાડ લડાવે છે. તે મીરાં કહે છે કે મને પણ વૃંદાવનને મારગે જતાં ચોતરફથી ઘેરી લઇને વૃંદાવનની કુંજ ગલીમાં મારો પાલવ પકડી રાખે છે. તેનું શું કારણ છે ? યુવાવસ્થાનો ભાવ છે.

પદ ૬૭મું—"વ્રજમાં કયમ રહેવાશે, ઓધવના વ્હાલા, વ્રજમાં કેમ રહેવાશે."

આ પદનો રાગ "કાલેરો" રાગ છે. પ્રભુ વિના વ્રજમાં કેમ રહેવાશે ? પ્રભુ વ્રજમાંથી ટુંકો વાયદો કરી ગયા છે. તે હે ઓધા તારા ને અમારા વ્હાલા છ માસ થયા પાછા આવ્યા નથી. તેથી મીરાં કહે છે કે અમને તેનો પ્રેમ સાંભરી આવેથી આંખમાં આંસુડા ભરાય છે. એ પ્રેમ લક્ષણા

ભક્તિનું લક્ષણ છે. આની પછીના ૬૮ થી ૭૨ સુધીના પદ હારીઆં છે, અને એજ ઢાળમાં ગવાય છે.

પદ ૬૮મું—"શામળે મેલ્યાં વીસારી, ઓધવને વ્હાલે, શામળે મહેલ્યા વિસારી."

પ્રેમની કટારી મારીને શામળીઆએ અમને વીસારી મેલ્યા.

"કુબ્જાસે લાગી છે તાળી," હશે. પણ એમના ચરણ કમળની બલિહારી છે.

પદ ૬૯મું—"કાનુડે કામણ કીધાં, ઓધવને વ્હાલે, કાનુડે કામણ કીધાં."

હે પ્રભુ તમે કામણ કીધાં, મનડાં વીંધ્યાં, અને હવે અમને ભવ-સાગરથી તારો. એ ભાવ છે.

પદ ૭૦મું—વ્રજમાં કેમ રહેવાશે, ઓધવના વ્હાલા વ્રજમાં કેમ રહેવાશે."

આ પદ ૬૭માં પદ સાથે સરખાવો. વૈધવ્ય દર્શન છે. "ગોપીકાં અરજ કરાંશે." એ મારવાડી ભાષા છે. વૈધવ્ય દુઃખ સહન થાય તેને માટે સહાય અર્થે કંઇક છે. "વૃજના જીવન કરૂં વીનતી, કહોજી કેમ રહેવાય ? તમારા વિયોગે નાથજી રે, નયણે નીર ભરાય." વગેરેને મળતો વિયોગ વિરહનો ભાવ દર્શાવ્યો છે.

પદ ૭૧મું—"આવજો મારે તેડે, ઓધવના વ્હાલા આવજો મારે નેડે."

તેડે "નેહે" સ્નેહે. મારી સાથે પ્રેમ વધારજો. એ ભાવ છે.

"મારે આંગણીએ આંબો મોર્યો વ્હાલા, કા'નો આવીને સાર્યો વેડે."

આ પ્રેમનું લક્ષણ છે. કે હરેક જાતના આપણા લાભમાં પ્રથમ પદ પ્રભુનું છે. એ કૃતજ્ઞતા છે. પ્રભુને અર્પણ કરીનેજ હરેક વસ્તુ ચાખવાની છે. આ પદમાં ગ્રામ્ય કલ્પના છે. અમારા આંબાની કેરીઓ શોભીતી મનહર થઈ છે. તેનો પ્રથમ લાભ પ્રભુજીને હાથે. હાથ અડે ને ચંપા કળી ખીલે. પણ આ તો મનહર કેરીઓ વેડવાની છે તે પ્રભુને હાથે વેડાય એ ભક્તિનું ફળ.

"કાનુડો પડયો છે મારી કેડે, તે છતાં હુંતો તેને શોધવા નીકળી છું. અને જ્યાં જોઉં-વિચારૂં-ત્યાં ગિરધરનાજ ગુણનો મહિમા. અને તેથી "હરિ મળવા મન હેરે છે."

પદ ૭૨મું—"મળ્યો જટાધારી, જોગેશ્વર બાવો, મળ્યો જટાધારી."

આ પદ મીરાંનું હોય એમ લાગતું નથી. તેમ છતાં વૃંદાવનમાં કોઈક જટાધારી સાથે મેળાપ થયો હોય અને તે સમયનું વર્ણન હોય. પણ લખે છે કે "હાથમાં ઝારી, હું તો બાળકુંવારી, વ્હાલા દેવળ પૂજવાને ચાલી." આમાં "છોરી બામનકી, છોરી બામનકી,"નો ભાસ છે. "હાથમેં પીંજરા, ગુલાબકી છડી, ભીંડી બજારમેં, ઘુમતી ફીરી." જેવો પ્રાસ છે. કવિતાના શીખાઉનો પ્રયાસ લાગે છે. "સાડી ફાડીને કફની કીધી વ્હાલા,—પ્રેમની કટારી મને મારી"–"વડા સાથે વડી બાંધી" એને મળતું છે. જ્યારે વૃંદાવન યાત્રા જતાં સાડી બદલી ને કફની પહેરી તે સમયનું સંભારણું સંભવે.

પદ ૭૩મું—નાગર નંદા રે, મુગટ પર વારી જાઊં, નાગર નંદા."

સ્ત્રીઓમાં આ પદ ઘણું વખણાય છે. અને ગવાય છે. પ્રસિદ્ધી પામેલ છે. જો કે એ બાલ્યાંવસ્થાની કવિતા શીખાઉની કૃતિ જેવું છે. પણ સારું, સરળ, અને સહેલું સુગમ છે. પદ ૨૨ સાથે સરખાવો.

"વનસ્પતિમેં તુલસી બડી હે" કેમકે ગુણકારી અને ગિરધારીની લાડીલી. "નદીઅન મેં બડી ગંગા." ગંગાજી પવિત્ર અને શાંત ગુણે સર્વ નદીમાં શ્રેષ્ઠ છે.

"સબદેવનમે શીવજી બડે હે, તારનમેં બડા ચંદા."

જેમ "Rhyme" પ્રાસાનુ પ્રાસ આવતો ગયો. તેમ બાલ્ય રચના ચલાવી છે. વિચાર અને સામાન્ય જ્ઞાન સારું છે. તારામાં ચંદ્ર બડો. પણ દેવોમાં શીવજી–મહાદેવ–બડા. એમ મીરા કહે તો કૃષ્ણ અને શીવમાં મીરાં ભેદ માનતી નહોતી એમ ઠરે. આ પદ "ક્ષેપક" પણ હોય. મહાદેવ છે તો સહુથી બડા, પણ શ્રીકૃષ્ણ દેવાધિદેવ છે. સર્વ દેવ નમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ.

"સબ ભક્તનમેં ભરથરી બડે હે," ભક્ત તરીકે મીરાં ક્યાં ઓછી બડી હતી? બડી નહીં તો બડભાગી તો હતીજ.

પદ ૭૪મું—"કોણ ભરેરે પાણી, જમનાનાં પાણી, કોણ ભરેરે.
ઘર મારૂં દૂર, ગાગર શીર ભારી, ખોટી થાઊંતો ઘેર નણદી વઢે."

નણંદ તો મીરાંને અનુકુળ હતી. પણ આ ભવસરિતા રૂપી જમનાજીના પાણી ભરવામાં મોહમાયારૂપી નણદી સદા નડતી રહે. ઘર મારૂં દૂર–સ્વર્ગ

પ્રભુનું ઘર–જે મારૂં મૂળ ઘર. પિતૃગૃહ–તેતો દૂર છે. અને હું તો જળ ભરવા આંહી આવી છું. માથે ગાગર તો આ કાયારૂપી ગાગર ભારે છે. 'નાગરડી, ગાગરડી, એકવાર આવજે, સસરાજી બોલાવે જો હું નહીં આવું જો." વગેરેનો ભાવ છે. ગોપીને માથે આ ભારે ગાગર–ઉપાધિનો ભાર લાગે નહીં–વાર લાગે નહીં. અને દૂર દેખાતું ઘર સમીપ પ્રાપ્ત થાય–એ હેતુ છે.

"શિરપર કળશ, કળશ પર ઝારી, ઝારીપે બેઠી ઝારી મોજ કરે."

"There are many mansions in my father's house". અસંખ્ય પ્રદેશી આર્યક્ષેત્રમાં, સુખસાગરનો આનંદ લઈ, જીવે પોતે સર્વોત્તમ વિચાર શ્રેણી વડે મોજ લેવાની છે.

"સાવ સોનાનો મારો ઘાટ ઘડુલો, ઉઢણીએ રત્નકનક જડે."

હજી પણ એવી ખોટાં રત્ન જડિત ઉઢાણીઓ ભરવાડ લોક પાસે જોવામાં આવે છે. "ચરણ કમળ ચિત્ત ધ્યાન ઠરે." મીરાંને તો આ રીતે પોતાનું ધ્યાન હરિના ચરણમાં સ્થિર કરવું હતું. તે તેણે પાદસેવન ભક્તિ વડે કીધું.

પદ ૭૫મું. લેશે રે મહીડાં કેરાં દાણ, આતો મોહું, લેશે તે મહી કેરાં દાણ"

આ પદ પરિપક્વ ગુજરાતી ભાષાના જ્ઞાન પછી લખાયલું લાગે છે. Colloquial છે, આ મોહું દાણ લેશે? લીધાં લીધાં! તમે શું લેશો? તમે તો સહુ કંઈ આપનાર. લેનાર તો અમે તમારી પાસે હરકંઈ ઇચ્છિત ફળ. શ્રી મુખ શ્રી કૃષ્ણનું મોહું જોયું? એને મોહુંજ ક્યાં છે? અબી બોલા ને અબી ફોક! એ શું દાણ લેશે? એની દાણ લેવાની શક્તિ કદાચ હશે તોપણ

"અમો અબળા કંઈ સબળ સુંવાળા, વ્હાલા આવડી શી ખેંચાતાણ"

એની ખેંચાતાણ ગમે તેવી છે. પણ અમે દેખાતી અબળા એવી તો સબળ છૈએ કે અમે કંઈ એવી સુંવાળી ભોળી નથી કે એને દાણ આપી દઈશું. મહી અમારાં કે એનાં? "મહીમા" એનો ભલે હોય પણ "મહી" તો અમારાં. સર્વ વસ્તુ એણે ભલે ઉપજાવી હોય અને એ માલીક હોય અને તેથી દાણનો હક કરતો હોય–તો તે લેવાની શક્તિ ક્યાં એનામાં જણાય છે?

"મધરાતે મથુરાથી રે નાઠો, તે તો અમને નથી અજાણ્યુ."

અમે તો તારા ચરણ કમળમાં ધ્યાન લગાવીનેજ સદા બેઠા છઇએ. હવે વળી દાણ કેવું ? આ મોહું (તમે) દાણ લેશો કેની સારે તો હમો હમારૂં હરિચરણનું ધ્યાનજ ચુકી જઇએ તો.

પદ ૭૬મું.—"લાલને લોચનીએ, દીલ લીધાંરે, માડી મારા, લાલને લોચનીએ દીલ લીધાં."

આ પદ બાલ્યા વસ્થાની છેવટ અને યુવાવસ્થાની શરૂઆતનું મુગ્ધાવસ્થાનું જણાય છે. સુંદર છે. પદ ૬૫. સાથે સરખાવો.

"જંત્ર ભણી વ્હાલો મુજપર ડારે, વેળા કવેળાના કામણ મને કીધાં."

જંત્રમંત્ર વડે કામણ કરે, તેવી જાદુ ભરી આંખોથી મોહિત કરી લીધાં છે, "જળ જમના જળ ભરવા ગયાતા, ઘુંઘટડામાં ઘેરી લીધાં"

આસપાસ નજર નહીં જતાં, એકાગ્ર ધ્યાન થતાં ઘેરાઈ—પકડાઈ—ગયાં છઈએ. "ચુન ચુન કળીયાં વાળી સેજ બનાવું વ્હાલા, ભ્રમને પલંગે સુખ લીધાં."

છપર પલંગ—ભ્રમર પલંગ—બધા ભ્રમ—ભ્રાંતિના પલંગ છે. તેના પર ફલંગ મારવાની છે. કુદાકડા—સુખના સ્વપ્ના છે. મનની હોંસ મનમાં રહી ગઈ. મીરાંની હોંસ અધવચ લૌકિક પ્રેમમાં પૂરી પડી નહીં. છતાં અલૌકિક સુખ, ભક્તિ વડે એણે સાધી લીધું.

પદ ૭૭મું —"આવોરે સલુણા મારા મીઠડાં મોહન, આંખડલીમાં તમને રાખું રે."

આ પદ પરિપકવ અનુભવનું હોવું જોઈએ. આંખની કીકીની માફક પ્રેમપૂર્વક રક્ષણ કરી—આંખડલીમાં—સન્મુખ—સાચવી રાખે.

"કોઈ લાવે કેડે ઘાલી, કોઈ લાવે હાથે ઝાલી, તમે તો લાવ્યા રે શંભુ જટામાં નારી" એ ભાવને મળતું છે. કોઈ હૃદય કમળમાં રાખે. કોઈ કંચુકીના ભીત્તરમાં સંતાડી રાખે. કોઈ આંખડલીની કીકી સંભાળે તેમ સંભાળી રાખે. પોતાની દૃષ્ટિ સમીપ રાખે. સ્વામી નારાયણના બ્રહ્માનંદ સ્વામીના કીર્તનસંગ્રહ (હજારી)ને પાન ૨૨૭ મે "રહેજો મારી આંખડલી આગે" (સોરઠ) ને મળતો ભાવ છે. અને એજ કીર્તન સંગ્રહને પાને ૪૫૦ મેં.

"વ્રજના જીવન તમ પર વારી. માણીગર તારી મૂરતી રે મુને, પ્રાણ થકી છે પ્યારી. અહોનીશ રાખું મારી આંખમાં રે વારી, નિમિષ ન મેલું ન્યારી. નિમિષ માત્ર પણ ન્યારા ન કરૂં એને મળતું છે.

મીરાંને તો આંખની કીકી કરતાં ગીરધારીજી અધિક છે. આંખડલીમાં તેની Image કે હરિ પોતે હોય અને નિરંતર રહે તેમાં શી નવાઈ? અરે આંખનું તેજ ચૈતન્ય ગિરધર સીવાય બીજા કોને વડે છે? રામ રમી ગયા પછી ચક્ષુ તેજ એકદમ નષ્ટ.

"ઉંચી ઉંચી મેડી સાહેબા, અજબ ઝરૂખા.........
ચરણ કમળ મેં મન રાખું

જેનું ચરણ કમળ ચિત્ત ચોંટયું. તેને ભ્રમર પલંગ સુખ શા હીસાબમાં છે? એ ભાવ છે. આ પદમાં મીરાંના સૌભાગ્ય–પતિ સુખ–નું સૂચન છે.

પદ ૭૮મું.—"ગોવિંદા ને દેશ, ઓધા મને લઈજા, ગોવિંદાને દેશ."

દેશ–મત–પંથ–પ્રભુનું વિશ્રામ સ્થાન.

"મને રે મોહનજીએ મ્હેલી વીસારી, કરડું મોરા કરમકી રેખ." હું એવી કેવી અભાગણી કે મને પ્રભુએ વીસારી મેલી, મારા કર્મની રેખાજ કરડી ખાઉં.

"હાર તજુંગી, શણગાર તજુંગી, તજુંગી કાજળકી રેખ."

એમાં "તજુંગી" મારવાડી શબ્દ છે. વૈધવ્ય દર્શન છે. પતિ વિયોગ પ્રભુ વિયોગે હાર શણગાર કાજળાદિ તજી દઈ વિરાગમાં રહીશ.

"ચીર ને ફાડી વ્હાલી કફની પહેરૂંગી, લેઉંગી જોગનકો વેશ.
ગોકુળ તજુંગી મેં, મથુરાં તજુંગી, તજુંગી મેં વ્રજકેરો દેશ."

હું તો વ્રજ પણ છોડી દઈશ–વ્રજ–આ દૃશ્ય જગત સર્વ–છોડી. એક દ્વારિકાંધીશનું શરણ લઇશ. પાદસેવન ભક્તિ છે. દ્વારકાં ગમનનું સ્મરણ–સૂચન જણાય છે, "ચરણ કમળ ચિત્ત સંગ રહેશ."–આ પદમાં વૈધવ્ય–વિરાગ–વ્રજત્યાગ અને દ્વારકાં ગમનનું સૂચન છે.

પદ ૭૯મું.—"કામછે, કામછે, કામછે રે, ઓધા,નહીં આવું મારે કામ છે. મારે ઘેર શામળીઓ મેમાન છે."

રાણાજીને ઉત્તર હોય એમ લાગે છે, નહીં આવું. પ્રભુની મહેમાનગીરી છોડીને શી રીતે આવું ? મારૂં કામ–કર્તવ્ય તો સંતની સેવા ને રામની ભક્તિ એજ છે. રાણાજી સોનું રૂપું બતાવશે એમ ધારી અથવા બતાવ્યું હોય તેના ઉત્તરમાં—

"સોનું રૂપું મારે કામ ન આવે, તુળસી તીલક પર ધ્યાન છે.
આગલી પરસાળે મારો સસરોજી પોઢે, પાછલી પરસાળે સુંદર શ્યામ છે."

અહંભાવ પ્રથમ આવે અને તે તજીને પાછલી પરસાળે જઈએ. મોહમાં–અહંભાવમાં–આગળ વધેલાં–પાછલે પગે આગળ વધીએ તો સુંદર શ્યામ પાછલી પરશાળે ભીત્તર દર્શન દે છે. માટે તેના ચરણ કમળમાં મીરાંનો વિશ્રામ છે. એ ભાવ છે.

પદ. ૮૦મું. "મને મેલી ના જાશો માવારે, આ વ્રજમાં કેમ વસીએરે વ્હાલા!

આ પદ ભોજરાજાની માંદગી દરમ્યાન લખેલું સંભવે. તમારા વિયોગે હે પતિ કેમ રહેવાશે ? હે પ્રભુ તમારા વિરહે ભક્ત વ્રજમાં કેમ રહેશે ! ઓધાને તેડવા મોકલશોજ. અને ભક્તિ વશ થઈ પ્રભુજી તમારે પધારવું જ પડશે. "કબકી ઠાડી અરજ કરૂં છું, એટલી અરજ મોરી માનો, વ્રજ બાવારે." હે વ્રજાધિપતિ ગિરધરલાલજી મારી એટલી અરજ સ્વીકારી મારા ભોજરાજનો વિયોગ મને ના આપશો. પણ ગિરધારીજી જાણે છે કે આ લૌકિક માયા કરતાં મીરાં તો અલૌકિક પ્રભુ ભક્તિને યોગ્ય છે.

પદ. ૮૧મું. "કાગદ કોણુ લઈ જાયરે, મથુરામાં લખીએ, પ્રીત થોડી થોડી થાયરે.
વૃંદાવન કી કુંજ ગલનમેં, રોતાં રજની જાયરે."

પ્રીતિ પીડન–પ્રેમની પીડા–થી રજની રોતાં જાય છે. પણ કાગળ કોણ લઈ જાય અને કૃષ્ણને આપે–એતો વાયરલેસ–ભક્તિભાવથી સંદેશો પોંચે તે ખરો. ભક્તિની ભાષા મારા સર્વગિરાના જાણકાર ગિરધરલાલજી વાંચી લેશે એ ભાવ છે.

પદ. ૮૨મું. "કહીં જઈ કરૂં રે પોકાર, કારી સુને ઘાવ લાગો યે,
મેં કહીં જઈ કરૂં પોકાર."

Lamentations, Mourningના વિલાપ–પોકાર છે. આ પદ

વૈધવ્ય વિરાગ સૂચવે છે. પતિ મરણનો ઘાવ ઘણોજ કારી લાગ્યો છે. તેનો પોકાર ક્યાં જઈ કરૂં? પ્રભુ વિના કોણ સાંભળે અને આશ્વાસન દે એમ છે?

"પીઉજી હમારો પારધી ભયોથે, મેંતો ભઈ હરણી શિકાર."

મારા પિયુ તો પારધી જેમ હરણીને મારે તેમ વિયોગનું બાણ મારીને ચાલ્યા જાય છે. હું તો એક ભયભીત નિરાધાર હરણી છઉં, મારૂં અબળાનું જાલીમ જમડા આગળ શું જોર ચાલે એમ છે?

"દૂરસે તો આઈ ગોળી, લઈ શિરથે, નીકર ગઇ પારંપાર."

આ ગોળી પતિ પ્રેમની છે. કલેજે લાગી પારંપાર નીકળી ગઈ. તે શિરપર ચડાવ્યા વિના છૂટકો નથી. અણધારી ક્યાંથી કોણ જાણે કેટલા દૂરથી–કયા જન્મના પાપથી–આવી પડી? બાકી આ જન્મે તો મારી પતિ-ભક્તિ કંઈ ઓછી ન હતી. પતિભક્તિ અને પતિપ્રેમનો ચિતાર છે.

"પ્રેમ કટારી મને ખેંચ કર મારીથી, થઈ ગઈ હાલ બેહાલ."

પ્રેમની કટારી મારી હતી તેથી તો હું ફક્ત હાલબેહાલ થઈ ગઈ હતી. પણ આ તો પારંપાર થઈ ગઈ. ખલાસ હવે તો છેલ્લી બાકીના રામોરામ.

"મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, હો ગઈ પારંપાર."

હવે તો ગિરધરના ગુણ ગાઈ ગાઈને, તેના ગુણનો કોઈ પાર ન પામે પણ હું તો તેના ગુણોમાં પણ પારંપાર થઈ ગઈ છું. તેથી મારે હવે ભવસાગરમાંથી પારંપાર થવું એજ મારા દુઃખદ પોકારનું પ્રત્યુત્તર છે.

પદ ૮૩મું—"ઝૂલત રાધા સંગ. ગિરિધર, ઝૂલત રાધા સંગ.

આ પદ સર્વોત્તમ છે. યુવાવસ્થાનું–દંપતી ઝુલણે ઝુલે ત્યારનું હોય.

"અબીલ ગુલાલ કી ધૂમ મચાઈ, ડારત પીચકારી રંગ,<br>
લાલ ભયો વૃંદાવન જમના, કેસર ચુવત અનંગ."

આનંદની પીચકારીમાં કેશુડાનો લાલ પીળો રંગ આખા વૃંદાવનને લાગી રહ્યો છે. અને જમના જળ રંગાઈ ગયાં છે. અને અનંગ એવો જે કામદેવ–પ્રેમ પ્રકાશ–તેમાંથી કેસર ચુવે છે. આ દંપતીસુખની ટોચ અને મોજ છે, પણ પ્રેમ આરાધના હોય તોજ એ ગિરધારી સાથે ઝુલવાનો પ્રસંગ આવે.

પદ ૮૪મું—"શાગરેકી દૃષ્ટિ માર્તું, પ્રેમકી કટારી થે."

આ પદનો રાગ "જોજો વંતી" છે. ઠીક શોભે છે. ભોજરાજની દૃષ્ટિ હોય તો "થે" એટલે હતી. અને ગિરધારીની દૃષ્ટિ તો સદૈવ છેજ. પણ તે દૃષ્ટિની શરૂઆત વર્ણવવાની હોય તો "થે" એટલે હતી બંધ બેસે છે. યુવાવસ્થાના શૃંગારનો ભાવ છે. સુંદર પદ છે. એને પદ ૫૪. સાથે સરખાવો. "ચકોર ચાહત ચંદ્ર, દીપક જલે પતંગ, જલબીન મીન મરે એસી પ્રીત ચાહીયે."

જેમ મિત્રાચારી તેમ "પ્રીતચારી." ચકોર દીપક મીન અને હું એ ચારી. ચારેની પ્રીત એવી છે. પતંગ દીપકમાં બળી મરે છે. તેમ અલૌકિક પ્રેમપણ એકરૂપ બનાવી મુકે છે. સગુણ આકાર અવસ્થા તજી રાખરૂપે નિર્ગુણ નિરાકાર જેવા થઈ જાય છે.

"સખી મીલ દોઉ ચાર, મનયે કર્યો વિચાર, મેંતો વાકુ જાન્યો નાંહી,

કુંજકો વિહારી હે. "Know thyself, know God". આ તો કુંજ વિહારી છે એમ જાણી હરિને ઓળખી લીધા.

પદ ૮૫મું—"વિઠ્ઠલ વ્હેલા આવોરે, વાટડી જોઉં,"

આ પદ "થાંળ"નું છે. અને અનુકરણ છે. પદ ૫૫ સરખાવો એમાં "થાળમાં વૈષ્ણવને જે જે વસ્તુ જોઈએ તે અનુક્રમે વર્ણવી છે. છેવટે

"વ્હાલા મારા મુખવાસ લાવી છું સારો, તમે ઊઠો સેજે પધારો,
વ્હાલા મારા હેને રહો મુજ પાસ, ગુણ ગાય તોરી મીરાંદાસ."

આ પદ મીરાંનું હશે કે કેમ તે સંશય છે, કેમકે મીરાંને વીઠ્ઠલની વાટડી જોવાની હોય નહીં. મીરાં તો જ્યારે બોલાવે–પ્રાર્થના કરે–ભીત્તર જઇ નૃત્ય કરે કે તરત ગિરધરલાલ પધારે. વાટ જોવાની મીરાંને શી જરૂર? વિઠ્ઠલેશ તો સદા એની પાસે જ. એવી એની ભક્તિ હતી. જેવી જેની ભક્તિ તેવા તેને વશ ભગવાન.

"રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત,
જેસી જીસકી ચાકરી, તેસા ઉનકો દેત."

પદ ૮૬મું—"કાંની મખે દેખન જાઉં, શ્યામળો વેરાગી ભયોરે."

કયે મસે–કોણ બ્હાને–શ્યામને જોવા જાઊં ? શામળો રાગ દ્વેષરહિત–તે વેરાગી–વિરાગવાન થયો છે. બાવાજી બન્યો છે. ગોવાલણ–માલણ–જોગન થઈને હર બ્હાને તેને એ વિરાગી થયલો વિતરાગી થયલો જોવો તો ખરો. દર્શન કરી આવું ને જોઊં કે એ એનો વિરાગ ક્યાં સુધી ટકે છે. પાછો એને સમજાવી રાગી કરવો અને હું પાછી એનામાં અનુરાગી થાઊં એ ભાવ છે. મીરાં રૂપવતી–ગોરી હતી.

"ગોરે ગોરે અંગપર ભભૂત લગાઊં, જોગણ હોકર જાઊં;
શ્યામ સુંદર પાર પાઊં."

ચાલ, એની પરીક્ષા કરી, એનો પાર પામું. આ પદમાં વૈરાગ્યની કંઈક ઝાંખી છે. હર બ્હાને જોગણ થવા વિચાર દર્શાવ્યો છે.

પદ ૮૭મું—"કર્મકી ગત ન્યારી, સંતો કર્મકી ગત ન્યારી."

આ પદમાં સંતસમાગમનું–ભજન ધુનનું વર્ણન છે, અને મીરાંની સુશીલતા–સમભાવ–દયાભાવ–દૃષ્ટિગોચર થાય છે. એ પદ સુરદાસના "કર્મનકી ગતિ ન્યારી" એ પદનું અનુકરણ છે.

કર્મ પ્રમાણે બધું થાય છે. રાણોજી પણ કર્મને આધીન છે. રાણોજી તે બિચારો શું ગણતીમાં ? ભલેને તે પોતાને મોટો માને પણ મને તેની દયા આવે છે. હજી પણ બડાઈ–કપટ–વગેરે મેલીને હરિચરણને છંદે નાચે તો સારૂં.

બગ ભગત જગતકું ઠગત. બગલાં નદી કીનારે બેસી માછલાં પકડે તે ઉજળો–રૂપાળાં, અને સુસ્વરવાળી કોયલ બિચારી કાળી ? મૃગના મોટાં રૂપાળાં નેણ છતાં, બિચારાને વનવન દોડવાનું સરજીત ? નદીઓ બધી, મીઠી છતાં તેનો સમૂહ સમુદ્ર તે ખારો. આ તે કંઈ વિધાતાની રચનાકળા ? કવિશ્રી નાનાલાલના પિતા કવીશ્વર દલપતરામ લખે છે કેઃ—

"કીધાં નહીં તેં ફૂલ કેમ આંબે, કીધાં વળી કંટક શા ગુલાબે,
સુલોચનાને શિર અંધ સ્વામી, ખરે વિધાતા તુજ કૃત્ય ખામી."

સારા લોચનવાળી સુલોચનાનો સ્વામી આંધળો. તે બિચારીનું રૂપ સ્વામીને જોવા વારો નહીં. એ કર્મની બલિહારી !

પદ ૮૮મું—"મેરો મન હર લીનો રાજા રણછોડ."

આ પદ મીરાંનું ન હોય. "કુબેર કલ્યાણકી જોડ" એ જોતાં પણ એ અન્ય કવિનું કે કબીરનું હોય. તેમ છતાં મીરાંનું છે એમ માની એ તો જ્યારે દ્વારિકામાં મીરાંને રણછોડજીના પ્રથમ દર્શન થયાં તે સમયનું સંભવે.

"મીરાં કે પ્રભુ ગિરધર નાગર, કર ગ્રહો નંદકીશોર."

પદ ૮૯મું—"ગોડી તો અબ મીટ ગઈ, જબ અસ્ત ભયો હે ભાણ,
શત ઘટીકા દો ગઈ, જબ પ્રકટયો રાગ કલ્યાણ."

આ પદ ઘણી અર્થી સુંદર છે. એ મીરાંનું હોય. તાનસેનની સાથે ચર્ચા કરી તેનું મનરંજન કરનાર–તેની પરીક્ષામાં પાસ ઉતરનાર–મીરાં આ પદ લખે એમાં શું આશ્ચર્ય. "ગોડી" રાગ મટીને હવે "કલ્યાણ" રાગનો સમય–વારો–પ્રસંગ આવ્યો છે. ભાણ–સૂર્ય–ભોજરાજ ગયા એટલે ગોડી–ગળીગળી મોજ તો અસ્ત થઈ મટી ગઈ. હવે તો રાગ પ્રભુ સાથે કે જેથી કલ્યાણ થવા વારો આવ્યો છે. પણ

"કલ્યાણ કલ્યાણ સબકો કહે, મેં કયા કહું કલ્યાણ ?
જા ઘર સેવા શ્યામકી, તા ઘર સદા કલ્યાણ,
સિંહલ દેશકી પદ્મની, જપતી રાગ કલ્યાણ."

આ પદ "ક્ષેપક" હોય એમ એની બાહ્ય શૈલી પરથી સમજાય છે.

પદ ૯૦મું—"ગાવે રાગ કલ્યાણ, મોહન ગાવે રાગ કલ્યાણ,
આપ ગાવે ને આપ બજાવે."

એ મોહનનું ગાયન કેવું કે ? પોતે જ ગાય ને પોતે જ બજાવે. એ જેની રચના–એવી આ સૃષ્ટિ છે. સર્વ જગત વિષ્ણુમય.–એક પુરૂષોત્તમ જ–સ્વરૂપે.

પદ ૯૧મું—"વારો જશોદા તારા દાણીને, આલીગારો આળ કરે છે."
કામણગારો, આલીગારો, વગેરે શબ્દો જોડકણાં છે.

લાડકવાયો હોય તો તેની મા તમે તે તમને લાભ કે રાધારાણીને લાભ. તેમાં અમે શા માટે સાંખીયે ? હમારો પાલવ તાણીને પકડે છે. તમારી શરમે એકવાર સાંખ્યું. બીજીવાર સાંખ્યું. હવે તો હદ થઈ.

પદ ૯૨મું—"ગોરસ લીજે નંદલાલ, રસમાં ગોરસ લીજે,
મેં હું બ્રખુભાણુનંદની, તુમ હો નંદાજીકે લાલ."

રાધા કહે છે કે હું બ્રખુભાનની બેટી છું ને તમે નંદાજીના લાલ છો. બેઉનો આનંદ સરખો છે. મને બીજા કાજ શા માટે રોકો છો ? જો તમને બાંહી ગ્રહ્યાની લાજ હોય તો રસમાં ગોરસ લો, એટલે ગોરસ તજીએ, તમને ભજીએ અને બ્રહ્મરસ પામીએ. એ ભાવ છે.

પદ ૯૩મું—"જળ ભરવા કેમ જાઉં, કહાનો મારી કેડે પડયોરે,
મારગમાં વ્હાલો પાણીલાં માગે, સહીયર દેખતાં કેમ પાઉં."

આ પદના અર્થવાળું પદ શાંતિદાસનું છે. તેનું આ અનુકરણ જણાય છે. જુવો બૃ. કા. ભાગ ૬લો. શાંતિદાસનું પદ ૧૦મું પાન ૮૫૦ જેનું છેલ્લું ચરણ

"શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, હરખે હરિગુણ ગાઉં."

મીરાં જમનાજીના જળ ભરીને લાવે એટલે મારગમાં સામો આવી પ્રભુ પાણી માગે "મને પા." પણ સહીઅરોના સાથમાં પાણી ભરીને પાણીઆરી આવે અને તેમની ભક્તિ ઓછી એટલે તેમની પાસે નહીં માગે અને માનીતી મીરાં–રાધા–પાસે માંગે. તેથી મીરાં લજવાઈ જાય, અને સહીઅરોના દેખતાં શો જવાબ દેય ? આ સૌભાગ્ય દર્શન સૂચવે છે.

પ્રભુ પ્રીતિ માટે સહીયરોની સાથે પ્રાર્થના ભક્તિ કરવા કરતાં પણ એકાંતમાં હોય તો એક ચિત્તે એકાગ્રતા પૂર્વક કરેલી પ્રાર્થના સફળ થાય છે. એ ભાવ છે.

પદ ૯૪મું—"ભૂલી મોતનકો હાર, સખી તટ જમના કીનારે, મેં તો ભૂલી.
એક એક મોતી મારૂં લાખ ટકાનું વ્હાલા, પરોવ્યું સુવર્ણ કેરે તાર.
—સખી."

દંપતી સુખ વર્ણન. લાખ લાખ રૂપીઆના એકેક મોતીવાળી માળા સોહાગી પતિ ભોજરાજે સૌભાગ્ય ચિન્હ દર્શક પહેરાવેલી. પરંતુ વૈધવ્ય પ્રાપ્ત થતાં હું તો તે ભૂલી–આ ભવસરિતા–જમનાને કીનારે–જમનામાં ન્હાતાં–સૌભાગ્ય રૂપી મોતનમાળ હવે સ્વપ્ન રૂપ માત્ર રહી. તે તટ જમના સાક્ષાત જોઇ તે મોતનમાળા વિસારી દઉં છું. મારો કીમતી હાર જમના

પદ ૮૮મું—"મેરો મન હર લીનો રાજા રણછોડ."

આ પદ મીરાંનું ન હોય. "કુબેર કલ્યાણકી જોડ" એ જોતાં પણ એ અન્ય કવિનું કે કબીરનું હોય. તેમ છતાં મીરાંનું છે એમ માની એ તો જ્યારે દ્વારિકામાં મીરાંને રણછોડજીના પ્રથમ દર્શન થયાં તે સમયનું સંભવે.

"મીરાં કે પ્રભુ ગિરધર નાગર, કર ગ્રહો નંદકીશોર."

પદ ૮૯મું—"ગોડી તો અબ મીટ ગઈ, જબ અસ્ત ભયો હે ભાણુ,
રાત ઘડીકા દો ગઈ, જબ પ્રકટયો રાગ કલ્યાણ."

આ પદ દ્વી અર્થી સુંદર છે. એ મીરાંનું હોય. તાનસેનની સાથે ચર્ચા કરી તેનું મનરંજન કરનાર–તેની પરીક્ષામાં પાસ ઉતરનાર–મીરાં આ પદ લખે એમાં શું આશ્ચર્ય. "ગોડી" રાગ મટીને હવે "કલ્યાણ" રાગનો સમય–વારો–પ્રસંગ આવ્યો છે. ભાણુ–સૂર્ય–ભોજરાજ ગયા એટલે ગોડી–ગળીગળી મોજ તો અસ્ત થઈ મટી ગઈ. હવે તો રાગ પ્રભુ સાથે કે જેથી કલ્યાણ થવા વારો આવ્યો છે. પણ

"કલ્યાણ કલ્યાણ સબકો કહે, મેં કયા કહું કલ્યાણ?
જા ઘર સેવા શ્યામકી, તા ઘર સદા કલ્યાણ,
સિંહલ દેશકી પદ્મની, જપતી રાગ કલ્યાણ."

આ પદ "ક્ષેપક" હોય એમ એની બાહ્ય શૈલી પરથી સમજાય છે.

પદ ૯૦મું—"ગાવે રાગ કલ્યાણ, મોહન ગાવે રાગ કલ્યાણ,
આપ ગાવે ને આપ બજાવે."

એ મોહનનું ગાયન કેવું કે? પોતે જ ગાય ને પોતે જ બજાવે. એ જેની રચના–એવી આ સૃષ્ટિ છે. સર્વ જગત્ વિષ્ણુમય.–એક પુરૂષોત્તમ જ–સ્વરૂપે.

પદ ૯૧મું—"વારો જશોદા તારા લાલને, આલીગારો આળ કરે છે."
કામણગારો, આલીગારો, વગેરે શબ્દો જોડકણાં છે.

લાડકવાયો હોય તો તેની મા તમે તે તમને લાભ કે રાધારાણીને લાભ. તેમાં અમે શા માટે સાંખીયે? હમારો પાલવ તાણીને પકડે છે. તમારી શરમે એકવાર સાંખ્યું. બીજીવાર સાંખ્યું. હવે તો હદ થઈ.

પદ ૯૨મું—"ગોરસ લીજે નંદલાલ, રસમાં ગોરસ લીજે,
મેં હું બ્રખુભાણનંદની, તુમ હો નંદાજીકે લાલ."

રાધા કહે છે કે હું બ્રખુભાનની બેટી છું ને તમે નંદાજીના લાલ છો. બેઉનો આનંદ સરખો છે. મને બીન કાજ શા માટે રોકો છો? જો તમને બાંહી ગ્રહ્યાની લાજ હોય તો રસમાં ગોરસ લો, એટલે ગોરસ તજીએ, તમને ભજીએ અને બ્રહ્મરસ પામીએ. એ ભાવ છે.

પદ ૯૩મું—"જળ ભરવા કેમ જાઉં, કહાનો મારી કેડે પડ્યોરે,
મારગમાં વ્હાલો પાણીલાં માગે, સહીયર દેખતાં કેમ પાઉં."

આ પદના અર્થવાળું પદ શાંતિદાસનું છે. તેનું આ અનુકરણ જણાય છે. જુવો બૃ. કા. ભાગ ૬ઠ્ઠો. શાંતિદાસનું પદ ૧૦મું પાન ૮૫૦ જેનું છેલ્લું ચરણ

"શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, હરખે હરિગુણ ગાઉં."

મીરાં જમનાજીના જળ ભરીને લાવે એટલે મારગમાં સામો આવી પ્રભુ પાણી માગે "મને પા." પણ સહીઅરોના સાથમાં પાણી ભરીને પાણીઆરી આવે અને તેમની ભક્તિ ઓછી એટલે તેમની પાસે નહીં માગે અને માનીતી મીરાં–રાધા–પાસે માંગે. તેથી મીરાં લજવાઈ જાય, અને સહીઅરોના દેખતાં શો જવાબ દેય? આ સૌભાગ્ય દર્શન સૂચવે છે.

પ્રભુ પ્રીતિ માટે સહીયરોની સાથે પ્રાર્થના ભક્તિ કરવા કરતાં પણ એકાંતમાં હોય તો એક ચિત્તે એકાગ્રતા પૂર્વક કરેલી પ્રાર્થના સફળ થાય છે. એ ભાવ છે.

પદ ૯૪મું—"ભૂલી મોતનકો હાર, સખી તટ જમના કીનારે, મે તો ભૂલી.
એક એક મોતી મારૂં લાખ ટકાનું વ્હાલા, પરોવ્યું સુવર્ણ કેરે તાર.
—સખી."

દંપતી સુખ વર્ણન. લાખ લાખ રૂપીઆના એકેક મોતીવાળી માળા સોહાગી પતિ ભોજરાજે સૌભાગ્ય ચિન્હ દર્શક પહેરાવેલી. પરંતુ વૈધવ્ય પ્રાપ્ત થતાં હું તો તે ભૂલી–આ ભવસરિતા–જમનાને કીનારે–જમનામાં ન્હાતાં–સૌભાગ્ય રૂપી મોતનમાળ હવે સ્વપ્ન રૂપ માત્ર રહી. તે તટ જમના સાક્ષાત જોઇ તે મોતનમાળા વિસારી દઉં છું. મારો કીમતી હાર જમના

કીનારે નષ્ટ થયો. જમડા મારા ભોજરાજ સ્વામીને ઉપાડી ગયા. તેના એકેક બોલ, એકેક ગુણ—એકેક સુખવૈભવ—લાખ લાખ રૂપીઆથી અધિકાધિક હતા. પણ તે જમનાને તટે જમનામાં સ્નાન કરતાં વિસારી મુકયા છે.

"પરણ્યો હમારો પરમ સોહાગી, માર્યા છે મોહના બાણ."

એમ છતાં તેના મરણ બાદ ગિરધરલાલ અલૌકિક ધણીની મોહિણીમાં તેનું જ ધ્યાન મુક્તિપ્રદ છે. એ ભાવ છે.

પદ ૯૫મું—"ઊઠ ચલે અબધૂત, મઢીમાં કોઇ ના બીરાજે, ઊઠ ચલે."

આ પદ ભોજરાજના મરણ સમયનું છે. આ કાયા રૂપી મઢીમાંથી જીવરૂપી અબધૂત અદ્‌ભૂત રીતે ચાલ્યો ગયો. પંથી હતો તે પંથે પડ્યો. "ચેલો સાથી કોઇ ના સુધર્યા, સબહી નીવડ્યા કપૂત." ભોજરાજના મરણ બાદ, સાંગાજી, રત્નસિંહ, વિક્રમાદિત્ય કોઇ સાથી ચેલા સુધર્યા નહીં, અને તેના જેવું સુખ આપવાવાળા નીવડ્યા નહીં. આપણી ગુજરાતની વિધવાઓના પણ એજ હાલ છે. તેનો વર પંચત્વને પામ્યો કે વહુ વિધવાનું પરવાર્યું—સાતડે સાત—મીંડું મોટું. તમામ ઘરકામ અને ગૃહવ્યવસ્થા તથા સહાય—મદદ કરી મરે, તેમ છતાં જેટલું દુઃખ તે નહીં વેઠે તેટલું ઓછું.

"ટૂટ તો ગયે ધરસૂત." હે ગિરધરજી મારૂં તો ગૃહસૂત્ર તમામ તૂટી ગયું. હવે શું કરૂં? સ્વામી મરણ અને વૈધવ્ય વૈરાગ સૂચવે છે.

પદ ૯૬મું—"ઓ આવે હરિ હસતા, સજની, ઓ આવે હરિ હસતા,
મુજ અબળા એકલડી જાણી, પીતાંબર કેડે કસતા."

અબળાને સનાથ કરવા, સહાય કરવા, તેની પીડા જાણી તરત તેની વ્હારે ધાવા કટિબદ્ધ થતાં, પીતાંબર ગમે તે કારણે ઢીલું પડી જવા સંભવ હોય તો તેને તાણીને બાંધતાં-ભોળા અને એકરસમાં ઝકબોળા ખાતા—ભકતને માટે તો ભગવાન-ધ્યાતા અને ધ્યેય રૂપે એક ધ્યાનસ્થ થઇ જાય, અને બેઉ નાચે તેમાં "પીતાંબર ગળલા" એ સ્થીતી આવે તો પીતાંબર સમાલી લેવા પ્રયત્ન થાય, પણ કાયારૂપી પીતાંબર કેડો છોડે ત્યારે જ ગિરધારીજી નર્યા આત્મ સ્વરૂપે દેખા દેય. એ ભાનસ્થ ને ભાન આપવા માટે નથી. પણ એકલીને આત્મ સ્વરૂપનું ભાન આપવા તત્પરતા છે.

"હાંરે વ્હાલો હૃદય કમળમાં વસતા, એ આવે હરિ હસતા."

પદ ૯૭મું—"આંખલડી વાંકી, અલબેલા તારી, આંખલડી વાંકી,"
પદ ૬૩ સાથે સરખાવો.

"ચાલવણીમાં વ્હાલે ચિત્ત હરી લીધાં, મોહનલાલે ભૂરકી નાંખી." એ મોહનલાલ કોઇ લૌકિક વ્યક્તિ નહીં. પણ ગિરધરલાલ પોતે જ. આ પદ યુવાવસ્થાનું છે.

પદ ૯૮મું—"મેલોને માવા, મારગડો, મેલોને માવા,
વાટે ને ઘાટે રોકો શામળીઆ, હાંરે મારા પાલવડા સ્હાવા;
ગુણ તો ગોવિંદના ગાવા." પ્રેમ લક્ષણા લક્ષણ છે.

પદ ૯૯મું—"હાંરે માયા શીદને લગાડી, ધૂતારે વ્હાલે, માયા શીદ લગાડી ?
માયા લગાડી વ્હાલા મ્હેલી ના જાશો.
હાથમાં દીવડો મેં બાળકુંવારી વ્હાલા, હાંરે દેવળ પૂજવાને ચાલી."
આને ૭૨માં પદ સાથે સરખાવો.

પરણીને રંડાવું પાછું. એ ભાવ છે. માટે મોહનજીના મુખડાની માયા સારી. મનુષ્યની નહીં. પરંતુ મોહન પણ જો વિરહ આપી સતાવે તો ફરી ફરી તેની પ્રાર્થના કરી તેનું પૂજન અર્ચન કરવું. આ પદ બાલ્યાવસ્થાનું લખ્યું લાગે છે, અને પૂજન અર્ચન ભક્તિનું છે,

પદ ૧૦૦મું—"નારે આવ્યા વ્રજમાં ફરીને, ઓધવજી વ્હાલો, નારે આવ્યા."
આ પદ, પદ ૮ સાથે સરખાવો.

પદ ૧૦૧મું—"મને મળીઆ મિત્ર ગોપાળ, નહીં જાઉં સાસરીએ."

આ પદ મીરાંનું ના હોય ક્ષેપક છે, પરંતુ એ આખું પદ હકીકત રૂપે ધ્યાનમાં લેવા જેવું છે. કોઈ હઠયોગીનો મમત લાગે છે. પ્રભુનું ઘર જે મૂળ પિતૃગૃહ તે છોડીને દુનીઆદારી પ્રપંચ જે સાસરી તેમાં તો કદી પણ નહીંજ જાઉં. એ પદ વલ્લભમતના કોઈ વૈષ્ણવનું હોય ?

"મને મળીયા મિત્ર ગોપાળ, નહીં આવું સાસરીએ,".

મીરાંનું હોય તો "સંસારમાં પાછી નહીં આવું. ભક્તિમાં ભળી જાઉં" એ ભાવ છે.

"સંસાર મારૂં સાસરૂં ને વૈકુંઠ મારો વાસ,

લક્ષચોરાશી મારો ચૂડલો, મેં તો વર્યા ગોપાળલાલ નાથ. નહીં જાઉં સાસરીએ."

યુવાન વિધવાઓને સંસાર તરફ વિરાગ કરવા તથા ભક્તિ તરફ ધ્યાન કરાવવાનો સદ્‌હેતુ છે. નહીં કે તેમને નાફિકરી, બેદરકાર, નફ્ફટ, બેશરમી અને સ્વચ્છંદી બનાવવાનો બદ હેતુ હોય.

"સાસુ હમારી સુષુમણા ને સસરો પ્રેમ સંતોષ"

યોગ શાસ્ત્ર પઠન સમયનું હોય.

"જેઠ જુગો જુગ જીવજો, પેલો નાવલીઓ નિર્દોષ."

જેઠ તો બહુ સારા, પતિનો પણ કાંઈ દોષ નથી.

"દીયેરને દોનુ હે દીકરી રે, દોનુ રાજકુમાર,
એકને સત્યુગ મોહી રહ્યો, રાણા દુજી રહી બ્રહ્મ ચાર."

મીરાંએ દીએરની આ દીકરીઓને પણ સ્વમતની કરી હોય એમ લાગે છે.

" એકનો ગુરૂ ગોવિંદજી, દુજીકો હે સંસાર,
રાજા છાંડો ચિત્ર કૂટને, વ્હાલા ગામડાં સોળ હજાર."

હે રાણાજી—રાજપાટ છોડી—ચિત્રવિચિત્ર કૂટ—માયા કૂટ—ઉપાધિને તિલાંજલી આપી—ચિતોડ (ચિત્રકૂટ)નો ત્યાગ કરી "ગિરધરલાલ ગોપાળલાલ ગોવિંદા"ની સેવા કરો. કે સોળે હજાર ગામડાંની "વૃત્તિ" પ્રાપ્ત થાય.

પ. ૧૦૨મું—"કામ નહીં આવે નારે કામ નહીં આવે, પ્રભુ વિના તારે કામ નહીં આવે."

આ પદ મીરાંનું ન હોય. મનુષ્ય અન્ન ખાઈ, તનમનનો શ્રમ વેઠી, રત્ન પેઠે જતન કરી પુત્ર મેળવે, તેને ક્ષણક્ષણ લાડ લડાવે, તેને માટે લાડીજી લાવે. એમ તૃષ્ણા પરંપરા વધતી ચાલી. પણ હરિચરણને શરણે સ્થાપિત થયો નહીં. એ ભાવ છે.

પદ ૧૦૩મું—"લેને તોરી લકડી, લેને તોરી કામળી, ગાયો તો ચરાવવા, નહીં જાઉં માવડલી." માખણ બળભદ્ર ખાય, ને મને તો ખાટી છાશકે ?

"Might is right. Right may not be might."

હે મા, તારી આપેલી લાકડીને કામળી પાછી લે. હું તો ગાય ચરાવવા નહીં જાઉં. વૃંદાવનમાં મારગમાં મારા પગમાં તો ઝીણી ઝીણી

કાંકરી ખુંચે છે. સૂક્ષ્મા–સૂક્ષ્મ ને ઝીણું ઝીણું પણ ખુંચે. એવી યશ હીન ઘેનુ ચરાવણુ કરતાં હરિચરણુ સેવા એજ મનુષ્યને માટે ઉત્તમ છે એમ શ્રી કૃષ્ણુ યશોદાને કહે છે. સેવાથી મળે મેવા નવનીત પિયાજી મીઠું મીઠું નવનીત–માખણુ આપે અને પુષ્ટિ આપી મસ્ત બનાવે.

પદ ૧૦૪મું—"વાગેછે રે, વાગે છે."

આ પદ વાગેછે રે વાગેછે વૃંદાવન મોરલી વાગે છે."નું અનુકરણુ છે.

પદ ૬ સાથે સરખાવો.

"સસરો હમારો પરમ સોહાગી દીયેરીઓ છણુછણો દીલમાં દાઝે છે."

સાંગારાણો સસરો તો અઠ્ઠાવીશ વાર પરણેલો સોહાગી–લગને લગને કુંવારો, પણુ રાણો વિક્રમાદિત્ય દીયેર ઉછાંછળો પણુ છણુછણો–"Saucy" છાલકો–છણુછણાટવાળો,

સસરો સાંગો જીવે છે. સાસુ કર્માવતી–કરમેતી જીવે છે. દીયર વિક્રમાદિત્ય પણુ છણુછણાટ કરે છે. નણંદ ઉદાબાઈ (પદ્મા) પણુ જીવે છે. પણુ આ સમયે પતિ નથી. એટલે આ પદ વેળા વૈધવ્ય હોવું જોઈએ. અને વૈધવ્યનો ખુણો પાળતાં આ રચાયલું હોય. કેમકે ભોજરાજના મરણુ પછી બીજેજ વર્ષે સાંગારાણા મરણુ પામે છે. આ પદ વૈરાગ્ય ભાવનાનો જન્મ સૂચવે છે.

પદ ૧૦૫મું—"એક દિન મોરલી બજાઈ, કનૈયા, એકદિન મોરલી બજાઈ."

આ પદ મીરાંનું ન હોય. કોઈ અન્ય કવિનું છે.

"મોરલીના નાદે મેરો મન હરલીનો" એમ્ નાદની સુરતા ઊઠી. હઠયોગ સૂચક છે.

"શર્વરી તો વળી સ્તંભ ભઈ હે, ચંદ્ર ગયો છુપાઈ." શર્વરી એટલે રાત એ બોલ મીરાંને અપરિચિત તો નહીં હોય. મોરલીના નાદે સહુ સ્તબ્ધ તલ્લીન થઈ ગયાં છે. એ ભાવ છે.

પદ ૧૦૬મું—"આરત તોડો રે પિયા મોરી આરત તોડી."

આ પદમાં વૈધવ્ય પછીનું હરિકીર્તન દીસે છે. વૈરાગ્ય ભાવ છે. હોંસ ઉમેદ આરત સબ તૂટ ગઈ છે. હવે હરિ તારી ભક્તિમાં રતિ અને આરતી સીવાય અન્ય કંઈ રહ્યું નથી.

"આ તનકો દીવડો કરૂં રે, મનસા કરૂં બત્તી,
તેલ જલાવું પ્રેમના, નીશદીન પ્રેમકું શોતી.
પટીયા પાડું પ્રેમના, મોતી "માંગ" સમારૂં,
પીયા તેરે કારણે, ભર જોબન વારૂં."

પતિ પાછળ હરકંઈ કરૂં. તનધન યૌવન સબ દઉં વારી. પરંતુ સૌભાગ્યસુખ ગયું તે ગયું. હવે તો હે ગિરધરલાલ તમે એક છો તે.

"મીરાંબાઈ વ્રેહની વ્યાકુળ, અપની કર લીજો."

પદ ૧૦૭મું.—"રાખોરે શ્યામ હરિ લજ્જા મોરી.

ભીમ હી બેઠે, અર્જુન હી બેઠે, તેણે મારી ગરજ ન સરી."

"ભીમ" જેવા સાંગા રાણા પણ છે. "અર્જુન" જેવા સકળ સુખ ભોગ વૈભવ દાતા જેવા ભોજરાજ પણ હતા. પરંતુ તેણે મારી 'ગરજ"ના સરી.

"ગરૂડે ચડી ગોવિંદજી રે આવ્યા. ચીરના તો વહાણ ભરી.

ભીમ અર્જુન સૌએ જોયા કીધું. આ કાયામાં ભીમ અર્જુન વગેરે સબળ વૃત્તિઓથી કંઈ વળ્યું નહીં. પણ ગોવીંદજીએ તને દ્રૌપદી (મીરાં)ને દુર્યોધન (વિક્રમાદિત્ય)થી છોડવી પોતાને શરણે લીધી–અહંભાવ–ક્ષુલ્લક–છાછરો ભાવ છોડાવી પોતાની ભક્તિ કરાવી જેથી હું ઉગરી–એ ભાવ છે.

પદ ૧૦૮—"માર્યાં છે મોહના બાણ, વાલીડે અમને, માર્યાં છે મોહના બાણ" આ પદ, પદ ૫૬ સાથે સરખાવો.

"તમારી મોરલીએ મારા મનડાં વિંધાયાં, વિંધાયાં તન મન પ્રાણ, વાલીડે અમને" પ્રભુની અમને મોહિણી લાગી છે એ ભાવ છે.

પદ ૧૦૯મું.—"વારેવારે કોને કહીએ, દીલડાની વાતો."

આ સાથે પદ ૬૨ સરખાવો.

"આગે તમે બોલડા બોલ્યા, મારા રાજ" દંપતી સ્નેહના, સધવા સમયનાં અનુસ્મરણ છે.

"વૃંદાવનથી સાલુડા લાવ્યા, રાધાજીને કાજ,
પહેરી ઓઢી મહેલે આવ્યા, રીઝયા શ્રી મહારાજ."

દંપતી પ્રેમની સ્ત્રી કલ્પના છે. શ્રી કૃષ્ણ સત્યભામાને મનાવવા પારિજાતકનો છોડ રોપાવે. રાધાજીને માટે સાલુડા લાવે. પોતે પહેરી ઓઢી

સાજસજી સાલંકાર શણગારાઈ પધારે. એ સર્વથી મહારાજ શ્રી ગિરધરલાલ સૌને રીઝાવી પોતે પણ રીઝે. એ ભાવ છે. એમજ સરજન હાર સૃષ્ટિને સુંદર શોભાવી પોતે ખલકનો સ્વપ્ન ખેલ ખેલી રહ્યા છે.

પદ ૧૧૦મું.—"નાવ રીસાયોરે, બેની મારો, નાવ રીસાયો"

આ પદમાં "સ્નેહીના સોણલાં આવે સાહેલી"નો ભાવ છે. સૌભાગ્ય સુખનું અતુ સ્મરણ છે.

"ચોરામાં જોયો, ને ચૌટામાં જોયો, ફળીયાં જોયાં ફરી ફરીને,
હાથમાં દીવડોને, ઘેરેઘેર જોતી, જોતી અતિઘણું રોતી."

રોતી તેથી નહીં જોતી. જોકે જોતી નહીં તેથી રોતી. આંખમાં આંસુથી દૃષ્ટિ બંધ થઈ જાય. સ્વપતિ મરણથી પ્રેમ વિરહી મીરાં સ્મરણ કરી સર્વત્ર ઢુંઢે, દમયંતી નળને ઢુંઢતી તેમ, પરંતુ એનું શું વળે ? એના હાથમાં "લૌકિક પ્રેમ"નો દીવડો હોય ત્યાં લગી પતિના વિયોગ વિરહે રોય. પરંતુ સર્વ વ્યાપી ગિરધરલાલના ચરણ કમળમાં ચિત્ત દેતાં નાવલી-આની રીસ વિરહ ભાવ ભાંગી જાય. અને ભવોભવનું દુઃખ પણ ભાંગી જાય. એ ભાવ છે.

પદ ૧૧૧મું—કનૈયા બલ જાઊં, અબ નહીં બસુંરે ગોકુલ મે."

આં પદ મીરાંનું ન હોય. ચિત્તોડ ત્યાગ વેળા રાણા વિક્રમાદિત્યને ઉદ્દેશેલું સંભવે.

"સોનેકી બંસરી, રૂપેકી જંજીર, ગાવે બજાવે કહાનજી, ત્રટ જમના કે તીર." જમના કે નીરતીરે બંગલા બનાવું........અબ કોઈ મત પડોરે મેરે ખ્યાલ."

'મે દીવાની પ્રેમની મને કોઈના છેડો રે" એનું અનુકરણ છે. હવે મારૂં નામ દેશો નહીં. હવે તો બસ, "મીરાં કે પ્રભુ પ્યારે ગિરધરલાલ"

પદ ૧૧૨મું.—ઝટ દ્યો મેરો ચીર મોરારી." આ પદ Excellent છે.

એને પદ ૧૪ સાથે સરખાવો.

"લે મેરો ચીર કદમ ચડ બેઠો, મે જલબીચ ઉઘાડી;
ઉભી રાધા અરજ કરતહે, ચીર દિયો ગિરધારી."

"આ તનકો દીવો કરૂં રે, મનસા કરૂં બાતી,
તેલ જલાવું પ્રેમના, નીશદીન પ્રેમકું રાતી.
પદીયા પાડું પ્રેમના, મોતી "માંગ" સમારૂં,
પીયા તેરે કારણે, જાર તેણન વારૂં."

પતિ પાછળ દરકાર કરૂં. તનમન યૌવન સબ દઈ વારી. પરંતુ સૌભાગ્યસુખ ગયું ને ગયું. હવે તો હે ગિરધરલાલ તમે એક છો ને

"મીરાંબાઈ બેહની વ્યાકુળ, અપની કર લીજે."

પદ ૧૦૭મું—"રાખોરે શ્યામ હરિ લજ્જા મોરી.

ભીમ હી બેઠે, અર્જુન હી બેઠે, તેણે મારી ગરજ ન સરી."

"ભીમ" જેવા સાંગા રાણા પણ છે. "અર્જુન" જેવા સકળ સુખ ભોગ વૈભવ દાતા જેવા ભોજરાજ પણ હતા. પરંતુ તેણે મારી 'ગરજ'ના સરી.

"ગરૂડે ચડી ગોવિંદજી રે આવ્યા. ચીરના તો વધાણુ ભરી.

ભીમ અર્જુન સૌએ જોયા કીધું. આ કથામાં ભીમ અર્જુન વગેરે સબળ વૃત્તિઓથી કંઈ વળ્યું નહીં. પણ ગોવીંદજીએ તન દ્રોપદી (મીરાં)ને દુર્યોધન (વિક્રમાદિત્ય)થી છોડવી પોતાને શરણે લીધી—અહંભાવ—ક્ષુદ્રક—છાકરો ભાવ છોડાવી પોતાની ભક્તિ કરાવી જેથી હું ઉગરી—એ ભાવ છે.

પદ ૧૦૮—"માર્યા છે મોહના બાણ, વાલીડે અમને, માર્યા છે મોહના બાણ" આ પદ, પદ ૫૬ સાથે સરખાવો.

"તમારી મોરલીએ મારા મનડાં વિંધાયાં. વિંધાયાં તન મન પ્રાણ, વાલીડે અમને" પ્રભુની અમને મોહિણી લાગી છે એ ભાવ છે.

પદ ૧૦૯મું.—"વારેવારે કોને કહીએ, દીલડાની વાતો."

આ સાથે પદ ૬૨ સરખાવો.

"આગે તમે બોલડા બોલ્યા, મારા રાજ" દંપતી સ્નેહના, સધવા સમયનાં અનુસ્મરણ છે.

"વૃંદાવનથી સાલુડા લાવ્યા, રાધાજીને કાજ,
પહેરી ઓઢી મહેલે આવ્યા, રીઝયા શ્રી મહારાજ."

દંપતી પ્રેમની સ્ત્રી કલ્પના છે. શ્રી કૃષ્ણ સત્યભામાને મનાવવા પારિજાતકનો છોડ રોપાવે. રાધાજીને માટે સાલુડા લાવે. પોતે પહેરી ઓઢી

સાજસજી સાલંકાર શણગારાઈ પધારે. એ સર્વથી મહારાજ શ્રી ગિરધરલાલ સૌને રીઝાવી પોતે પણ રીઝે. એ ભાવ છે. એમજ સરજન હાર સૃષ્ટિને સુંદર શોભાવી પોતે ખલકનો સ્વમ ખેલ ખેલી રહ્યા છે.

પદ ૧૧૦મું.—"નાવ રીસાયોરે, બેની મારો, નાવ રીસાયો"

આ પદમાં "સ્નેહીના સોણલાં આવે સાહેલી"નો ભાવ છે. સૌભાગ્ય સુખનું અતુ સ્મરણ છે.

"ચોરામાં જોયો, ને ચૌટામાં જોયો, ફળીયાં જોયાં ફરી ફરીને,
હાથમાં દીવડોને, ઘેરેઘેર જોતી, જોતી અતિઘણું રોતી."

રોતી તેથી નહીં જોતી. જોકે જોતી નહીં તેથી રોતી. આંખમાં આંસુથી દૃષ્ટિ બંધ થઈ જાય. સ્વપતિ મરણથી પ્રેમ વિરહી મીરાં સ્મરણ કરી સર્વત્ર ઢુંઢે, દમયંતી નળને ઢુંઢતી તેમ, પરંતુ એનું શું વળે? એના હાથમાં "લૌકિક પ્રેમ"નો દીવડો હોય ત્યાં લગી પતિના વિયોગ વિરહે રોય. પરંતુ સર્વ વ્યાપી ગિરધરલાલના ચરણ કમળમાં ચિત્ત દેતાં નાવલીઆની રીસ વિરહ ભાવ ભાંગી જાય. અને ભવોભવનું દુઃખ પણ ભાંગી જાય. એ ભાવ છે.

પદ ૧૧૧મું—કનૈયા બલ જાઊં, અબ નહીં બસુંરે ગોકુલ મેં."

આ પદ મીરાંનું ન હોય. ચિત્તોડ ત્યાગ વેળા રાણા વિક્રમાદિત્યને ઉદ્દેશેલું સંભવે.

"સોનેકી બંસરી, રૂપેકી જંજીર, ગાવે બજાવે કહાનજી, ત્રટ જમના કે તીર." જમના કે નીરતીરે બંગલા બનાવું........અબ કોઈ મત પડોરે મેરે ખ્યાલ."

'મેં દીવાની પ્રેમની મને કોઈના છેડો રે" એનું અનુકરણ છે. હવે મારૂં નામ દેશો નહીં. હવે તો બસ, "મીરાં કે પ્રભુ પ્યારે ગિરધરલાલ"

પદ ૧૧૨મું.—ઝટ દ્યો મેરો ચીર મોરારી." આ પદ Excellent છે. એને પદ ૧૪ સાથે સરખાવો

"લે મેરો ચીર કદમ ચડ બેઠો, મે જલબીચ ઉઘાંડી;
ઉભી રાધા અરજ કરતહે, ચીર દિયો ગિરધારી."

"આ તનકો દીવડો કરૂં રે, મનસા કરૂં બત્તી,
તેલ જલાવું પ્રેમના, નીશદીન પ્રગટે બાતી.
પટીયા પાડું પ્રેમના, મોતી "માંગ" સમારૂં,
મીરા તેરે શરણે, ભર દેવણ ચાહૂં."

પતિ પાછળ હરકંઈ કરૂં. તનમન યૌવન સબ દઉં વારી. પરંતુ સૌભાગ્યસુખ ગયું તે ગયું. હવે તો હે ગિરધરલાલ તમે એક છો તે

"મીરાંબાઈ વ્રેહની વ્યાકુળ, આપની કર લીજે."

પદ ૧૦૭મું—"રાણોરે શ્યામ હરિ લજ્જા મોરી.
ભીમ હી બેઠે, અર્જુન હી બેઠે, તેણે મારી ગરજ ન સરી."

"ભીમ" જેવા સાંગા રાણા પણ છે. "અર્જુન" જેવા સકળ સુખ ભોગ વૈભવ દાતા જેવા ભોજરાજ પણ હતા. પરંતુ તેણે મારી 'ગરજ'ના સરી.

"ગરૂડે ચડી ગોવિંદજી રે આવ્યા. ચીરના તો વધાણ ભરી.

ભીમ અર્જુન સૌએ જોયા કીધું. આ કાયામાં ભીમ અર્જુન વગેરે સબળ વૃત્તિઓથી કંઈ વળ્યું નહીં. પણ ગોવીંદજીએ તને દ્રોપદી (મીરાં)ને દુર્યોધન (વિક્રમાદિત્ય)થી છોડવી પોતાને શરણે લીધી–અહંભાવ–તુચ્છ–છાછરો ભાવ છોડાવી પોતાની ભક્તિ કરાવી જેથી હું ઉગરી–એ ભાવ છે.

પદ ૧૦૮—"માર્યા છે મોહના બાણ, વાલીડે અમને, માર્યા છે મોહના બાણ" આ પદ, પદ ૫૯ સાથે સરખાવો.

"તમારી મોરલીએ મારા મનડાં વિંધાયાં, વિંધાયાં તન મન પ્રાણ, વાલીડે અમને" પ્રભુની અમને મોહિણી લાગી છે એ ભાવ છે.

પદ ૧૦૯મું.—"વારેવારે કોને કહીએ, દીલડાની વાતો."

આ સાથે પદ ૬૨ સરખાવો.

"આગે તમે બોલડા બોલ્યા, મારા રાજ" દંપતી સ્નેહના, સધવા સમયનાં અનુસ્મરણ છે.

"વૃંદાવનથી સાલુડા લાવ્યા, રાધાજીને કાજ,
પહેરી ઓઢી મહેલે આવ્યા, રીઝયા શ્રી મહારાજ."

દંપતી પ્રેમની સ્ત્રી કલ્પના છે. શ્રી કૃષ્ણ સત્ભામાને મનાવવા પારિજાતકનો છોડ રોપાવે. રાધાજીને માટે સાલુડા લાવે. પોતે પહેરી ઓઢી

સાજસજી સાલંકાર શણગારાઈ પધારે. એ સર્વેથી મહારાજ શ્રી ગિરધરલાલ સૌને રીઝાવી પોતે પણ રીઝે. એ ભાવ છે. એમજ સરજન હાર સૃષ્ટિને સુંદર શોભાવી પોતે ખલકનો સ્વપ્ન ખેલ ખેલી રહ્યા છે.

પદ ૧૧૦મું.—"નાવ રીસાયોરે, બેની મારો, નાવ રીસાયો"

આ પદમાં "સ્નેહીના સોણુલાં આવે સાહેલી"નો ભાવ છે. સૌભાગ્ય સુખનું અનુ સ્મરણ છે.

"ચોરામાં જોયો, ને ચૌટામાં જોયો, ફળીયાં જોયાં ફરી ફરીને,
હાથમાં દીવડોને, ઘેરેઘેર જોતી, જોતી અતિઘણું રોતી."

રોતી તેથી નહીં જોતી. જોકે જોતી નહીં તેથી રોતી. આંખમાં આંસુથી દૃષ્ટિ બંધ થઈ જાય. સ્વપતિ મરણથી પ્રેમ વિરહી મીરાં સ્મરણ કરી સર્વત્ર ઢુંઢે, દમયંતી નળને ઢુંઢતી તેમ, પરંતુ એનું શું વળે? એના હાથમાં "લૌકિક પ્રેમ"નો દીવડો હોય ત્યાં લગી પતિના વિયોગ વિરહે રોય. પરંતુ સર્વ વ્યાપી ગિરધરલાલના ચરણ કમળમાં ચિત્ત દેતાં નાવલી-આની રીસ વિરહ ભાવ ભાંગી જાય. અને ભવોભવનું દુઃખ પણ ભાંગી જાય. એ ભાવ છે.

પદ ૧૧૧મું—કનૈયા બલ જાઊં, અબ નહીં બસુંરે ગોકુલ મેં."

આં પદ મીરાંનું ન હોય. ચિત્તોડ ત્યાગ વેળા રાણા વિક્રમાદિત્યને ઉદ્દેશેલું સંભવે.

"સોનેકી બંસરી, રૂપેકી જંજીર, ગાવે બજાવે કહાનજી, ત્રટ જમના કે તીર." જમના કે નીરતીરે બંગલા બનાવું........અબ કોઈ મત પડોરે મેરે ખ્યાલ."

'મેં દીવાની પ્રેમની મને કોઈના છેડો રે" એનું અનુકરણ છે. હવે મારૂં નામ દેશો નહીં. હવે તો બસ, "મીરાં કે પ્રભુ પ્યારે ગિરધરલાલ"

પદ ૧૧૨મું.—ઝટ દયો મેરો ચીર મોરારી." આ પદ Excellent છે.

એને પદ ૧૪ સાથે સરખાવો

"લે મેરો ચીર કદમ ચડ બેઠો, મેં જલબીચ ઉઘાડી,
ઉભી રાધા અરજ કરતહે, ચીર દિયો ગિરધારી."

"આ તનકો દીવડો કરૂં રે, મનસા કરૂં બત્તી,
તેલ જલાવું પ્રેમના, નીશદીન પ્રેમકું રોતી.
પટીયા પાડું પ્રેમના, મોતી "માંગ" સમારૂં,
પીયા તેરે કારણે, ભર જોબન વારૂં."

પતિ પાછળ હરકંઈ કરૂં. તનધન યૌવન સબ દઉં વારી. પરંતુ સૌભાગ્યસુખ ગયું તે ગયું. હવે તો હે ગિરધરલાલ તમે એક છો તે.

"મીરાંબાઈ કહેતી વ્યાકુળ, અપની કર લીજો."

પદ ૧૦૭મું.—"રાખોરે શ્યામ હરિ લજ્જા મોરી.
ભીમ હી બેઠે, અર્જુન હી બેઠે, તેણે મારી ગરજ ન સરી."

"ભીમ" જેવા સાંગા રાણા પણ છે. "અર્જુન" જેવા સકળ સુખ ભોગ વૈભવ દાતા જેવા ભોજરાજ પણ હતા. પરંતુ તેણે મારી 'ગરજ'ના સરી.

"ગરૂડે ચડી ગોવિંદજી રે આવ્યા. ચીરના તો વહાણ ભરી.

ભીમ અર્જુન સૌએ જોયા કીધું. આ કાયામાં ભીમ અર્જુન વગેરે સબળ વૃત્તિઓથી કંઈ વળ્યું નહીં. પણ ગોવીંદજીએ તને દ્રૌપદી (મીરાં)ને દુર્યોધન (વિક્રમાદિત્ય)થી છોડવી પોતાને શરણે લીધી—અહંભાવ—ક્ષુદ્રક—છાછરો ભાવ છોડાવી પોતાની ભક્તિ કરાવી જેથી હું ઉગરી—એ ભાવ છે.

પદ ૧૦૮—"માર્યા છે મોહના બાણ, વાલીડે અમને, માર્યા છે મોહના બાણ" આ પદ, પદ ૫૬ સાથે સરખાવો.

"તમારી મોરલીએ મારા મનડાં વિંધાયાં. વિંધાયાં તન મન પ્રાણ, વાલીડે અમને" પ્રભુની અમને મોહિની લાગી છે એ ભાવ છે.

પદ ૧૦૯મું.—"વારેવારે કોને કહીએ, દીલડાની વાતો."
આ સાથે પદ ૬૨ સરખાવો.

"આગે તમે બોલડા બોલ્યા, મારા રાજ" દંપતી સ્નેહના, સધવા સમયનાં અનુસ્મરણ છે.

"વૃંદાવનથી સાલુડા લાવ્યા, રાધાજીને કાજ,
પહેરી ઓઢી મહેલે આવ્યા, રીઝયા શ્રી મહારાજ."

દંપતી પ્રેમની સ્ત્રી કલ્પના છે. શ્રી કૃષ્ણ સત્યભામાને મનાવવા પારિજાતકનો છોડ રોપાવે. રાધાજીને માટે સાલુડા લાવે. પોતે પહેરી ઓઢી

સાજસજી સાલંકાર શણગારાઈ પધારે. એ સર્વથી મહારાજ શ્રી ગિરધરલાલ સૌને રીઝાવી પોતે પણ રીઝે. એ ભાવ છે. એમજ સરજન હાર સૃષ્ટિને સુંદર શોભાવી પોતે ખલકનો સ્વમ ખેલ ખેલી રહ્યા છે.

પદ ૧૧૦મું.—"નાવ રીસાયોરે, બેની મારો, નાવ રીસાયો"

આ પદમાં "સ્નેહીના સોણુલાં આવે સાહેલી"નો ભાવ છે. સૌભાગ્ય સુખનું અતુ સ્મરણ છે.

"ચોરામાં જોયો, ને ચૌટામાં જોયો, ફળીયાં જોયાં ફરી ફરીને,
હાથમાં દીવડોને, ઘેરેઘેર જોતી, જોતી અતિઘણું રોતી."

રોતી તેથી નહીં જોતી. જોકે જોતી નહીં તેથી રોતી. આંખમાં આંસુથી દૃષ્ટિ બંધ થઈ જાય. સ્વપતિ મરણથી પ્રેમ વિરહી મીરાં સ્મરણ કરી સર્વત્ર ઢુંઢે, દમયંતી નળને ઢુંઢતી તેમ, પરંતુ એનું શું વળે? એના હાથમાં "લૌકિક પ્રેમ"નો દીવડો હોય ત્યાં લગી પતિના વિયોગ વિરહે રોય. પરંતુ સર્વ વ્યાપી ગિરધરલાલના ચરણ કમળમાં ચિત્ત દેતાં નાવલીઆની રીસ વિરહ ભાવ ભાંગી જાય. અને ભવોભવનું દુઃખ પણ ભાંગી જાય. એ ભાવ છે.

પદ ૧૧૧મું—કનૈયા બલ જાઉં, અબ નહીં બસુંરે ગોકુલ મે."

આં પદ મીરાંનું ન હોય. ચિત્તોડ ત્યાગ વેળા રાણા વિક્રમાદિત્યને ઉદ્દેશેલું સંભવે.

"સોનેકી બંસરી, રૂપેકી જંજીર, ગાવે બજાવે કહાનજી, ત્રટ જમના કે તીર." જમના કે નીરતીરે બંગલા બનાવું........અબ કોઈ મત પડોરે મેરે ખ્યાલ."

'મે દીવાની પ્રેમની મને કોઈના છેડો રે" એનું અનુકરણ છે. હવે મારૂં નામ દેશો નહીં. હવે તો બસ, "મીરાં કે પ્રભુ પ્યારે ગિરધરલાલ"

પદ ૧૧૨મું.—ઝટ દ્યો મેરો ચીર મોરારી." આ પદ Excellent છે. એને પદ ૧૪ સાથે. સરખાવો.

"લે મેરો ચીર કદમ ચડ બેઠો, મે જલબીચ ઉઘાંડી;
ઉભી રાધા અરજ કરતહે, ચીર દિયો ગિરધારી."

રાધાની-મીરાંની-પ્રાર્થના કરવાની-ભજન કરવાની Posture ઉભી ઉભી અરજ કરે મીરાં શંકડીરે ઉભી ઉભી. એથી એમ સમજવાનું નથી કે તે બેસીને ભજન કીર્તન કરતી નહતી. ઘણું ખરૂં બેઠી બેઠીજ ભજન પૂજન સેવા કરતી. પ્રભુ શો રસ્તો બતાવે છે?

"જો રાધા તેરો ચીર ચાહવત હો, જલસે હોજા ન્યારી."

જોતું જડથી ન્યારી થઈ ચૈતન્ય ભાવે નિર્વિકારી થાય, અથવા તો જળ-ભવસાગરથી-ભેદભાવથી ન્યારી થઈ પ્રભુ ભાવમાં લીન થાય તો તને તારા અસલ સૂક્ષ્મ-Etheric ચીર-સૂક્ષ્મ શરીરાદિ દીવ્ય અમર દેહાદિ પાછાં મળે. પરંતુ રાધા-મીરાં-"જીવ" કહે છે કે:—

"જલસે ન્યારી કહાના કબુએ ના હોઉંગી, તુમ હો પુરૂષ હમ નારી."

આ લૌકિક વ્યવહાર આવશ્યક છે. પણ અંતરમાં જો એ ભેદ ભાવ સિદ્ધ થઈ જાય તો ભેદ છે ત્યાં વેદ શું કરે? ને વેદાંત પણ શું કરે? ત્યાં લગી પ્રભુ અને બ્રહ્મ સમીપ છતાં દૂર ભાસે. માટે આ પદમાં રાધા પ્રભુથી હારી-પ્રભુને વશ થઈ ભેદ તજી નિર્દોષ અભેદાનંદ પ્રાપ્ત કરે છે.

"મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, તમ જીતે હમ હારી.
ચરન પર જાઉં બલિહારી."

પદ ૧૧૩મું.—"ભજન ભરોસે અવિનાશી, મૈં તો ભજન ભરોસે."

અવિનાશીના ભજનના ભરોસા પર હું તો પૂર્ણ શ્રદ્ધાથી બેઠી છું. "રાખ ભરોસો રાધા વરનો" એ ભાવ છે.

"જપ તપ તીરથ કછુએ ન જાણું. વેદ પઢયો ન ગઈ કાશી."

આ પદ જો મીરાંનું હોય તો, મીરાંનું પોતાનું Admission છે કે હું તો વેદ પણ પઢી નથી. પંડીતાએ નથી. ને કાશી પણ ગઈ નથી. એક ભજનાનંદી અબળા છું. અને ભજન તથા ભક્તિને વશ ભગવાન છે, એવી શ્રદ્ધાથી ભગવાન મારી સાથે વાત કરી મારી પ્રાર્થનાનો પ્રત્યુત્તર અવશ્ય આપે છે. આ પદનું આ "ચરણ" જોતાં.

"કાશી નગરના ચોકમાં, મને ગુરૂ મળ્યા રોહીદાસ" એ ચરણ મીરાંનું ન હોય. પરંતુ એમાં સંત કબીરના પદની છાંયા હોવાથી રૈદાસના

શિષ્ય વર્ગમાંથી કોઈએ રૈદાસનું તથા તેના દ્વારા કબીરનું મહાત્મ્ય વધારવા એ પાછલું ચરણ લખ્યું હોય. ગમે તેમ હોય પણ સંત રૈદાસ (રોહીદાસ) મીરાંના સદ્ગુરૂ હતા, એ વાત તો નિઃસંદેહ છે. પછી તે કાશીમાં નહીં તો, અન્ય સ્થળે મળ્યા હોય.

---

## પ્રકરણ ૧૨મું

## નકલી પદો—વગેરે સામાન્ય ટીકાસાર.

૧. સાધુ સંતોએ પોતાના પદો મીરાંબાઈના નામની છાપ નાંખી પ્રચલિત કર્યાં છે. તેવા નકલી પદો શોધી કાઢવા મુશ્કેલ પડે છે. પરંતુ તેની ભાષા શૈલી વગેરે પરથી સૂક્ષ્મ નજરને તે નિરાળાં દેખાઈ જાય છે.

૨. કેટલાંએકે સુરદાસ કવિ વગેરેના પદોમાં તે તે નામ બદલી તેની જગાએ "મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ" લખી કાઢ્યું છે. એવા નકલી પદો વીણી કાઢવા કઠણ પડે.

૩ મુનસી દેવી પ્રસાદજી મહિલા મૃદુ વાણીમાં લખે છે કેઃ—મીરાંના પદો ગવાય છે તેમાં અસલી થોડાં અને નકલી બહુ છે.

૪. એકવાર જોધપુરના મહારાજા માનસિંહજીની સભામાં એવા નકલી પદો ગવાઈ રહ્યાં હતાં. જે સાંભળતાં એકે પ્રશ્ન કર્યો કે આ પદોમાં રાણાજીને મીરાંના પતિ બનાવીને દુર્વચનો કહેવડાવ્યાં છે તો, અને એ મીરાંની કૃતિ હોય તો, મીરાં સ્વર્ગે ગઈ હશે કે નરકે? પદે પદે પતિનિંદા કરનારને કયું સ્થળ હોઈ શકે? એના ઉત્તરમાં કવીન્દ્ર જોશી શંભુદત્તજી બોલ્યા કેઃ મીરાંબાઈ તો પતિવ્રતા મહાસતી હતાં. તેની ઉક્તિમાં આવો બકવાદ સંભવે નહીં મીરાંની ગીત ગોવિંદની ટીકા જોધપુરથી મગાવી વાંચી જુઓ જેથી મીરાંનો આશય અને આચરણ સ્પષ્ટ જણાશે.

૫. જોધપુરના મહારાજા માનસિંહજીએ એ વાતની ખાત્રી કરી લીધી, તો તે વાત સત્ય જણાઈ. રાવરાજા શ્રી માનસિંહજીના પુત્ર કાંચન કવિ રાવ રાજાજી શ્રી મોહનસિંહજીએ અસલી પદોનો સંગ્રહ કર્યો છે, તેઓ શ્રીનો દેહાંત સં. ૧૯૫૭માં થયો.

૬. મેરઠમાં પંડિત ઇશ્વરી પ્રસાદે સં. ૧૯૬૨માં પ્રકટિત "મીરાંબાઈ કે ભજન"ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે પુસ્તકો વધુ વેચાય એવી લાલચમાં અન્ય કવિઓના ભજનોમાં છાપ બદલી મીરાંની છાપ નાંખીને ધોખા બાજી કરવામાં આવી છે.

૭. કબીરના એકાદ પદમાં મીરાંબાઈનું નામ જોઈ રા. ભાનુસુખરામે મીરાંબાઈ કબીર પહેલાં હોવાનું અનુમાન્યું છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિથી તેવું પદ કૃત્રિમ જણાયું છે.

૮. નામ પરિવર્તન કરાયાના ઉદાહરણમાં "વરીઓ વરીઓ મેં ગિરધરલાલ" એ પદ (૧) "વરીઓ શામળીઓ વરીઓ" એ દયારામનું પદ છે. તેમજ. (૨) મેરો તો ગિરધર ગોપાળ, દૂસરો ન કોઈ. "એ પદમાં સુરદાસના પદની છાંયા છે, વળી" (૩) ભોળા નાથ દિગંબર એ દુઃખ મેરો હરો" એમાં છેલ્લી પંક્તિમાં "મીરાં કહે પ્રભુકો યશગાવત, શીવજી કે પૈયા પરો રે." એમ ફેરવી મીરાંનું નામ નાંખેલું હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે.

૯. 'કીને કાંકર મોહે મારી રે" એ પદ "કીને ગાગર મોરી ફોરી" એવા નરસિંહ મહેતાના પદનું અનુકરણ હોય.

૧૦. એ ઉપરાંત જે પદોમાં રાણાને સ્વપતિ કહી ઉક્તિઓ કરી છે, તે સર્વે પદ ક્ષેપકજ છે.

૧૧. મીરાંની કવિતા ઉત્તમ પ્રકારની ગણાય તેવી છે. તેમાં ખાસ હિંદી ભાષાના પદોમાં રસ ઠીક સમાયો છે. રા. તનસુખરામ એના દૃષ્ટાંત તરીકેઃ—

(૧) આજ અનારી, લે ગયો સારી (સાડી), બેઠો કદમકી ડારીડારી.
(૨) આવત મોરી ગલીયનમેં ગિરધારી, મેં તો છુપી હું લાજકી મારી.
(૩) જો તુમ તોડો પીયા મેં નહીં તોડું,
(૪) સુરજસ્વામી પનીઆ ભરન કેસે જાઉં, મેરી મેદીયાં કો રંગ ઉડજાય.
(૫) એરી મેં તો દર્દ દિવાની મેરા દર્દ ન જાને કોઈ.

વગેરે પદો દર્શાવ્યા છે.

૧૨. હિંદી ભાષાના વિદ્વાન વિવેચકો ઇ. સ. ના સોળમાં શતકના ચાર મુખ્ય કવિ સુરદાસ, જાયસી, કૃપારામ, અને મીરાંબાઈને ગણે છે.

૧૩. રા. તનસુખરામ કહે છે કેઃ—મીરાંના પદોની વાણી વનિતા યોગ્ય, લલિત, કોમળ, મધુર મીઠી અને રસિક છે. એની કવિતા ઉપર સ્વાભાવિકતા, સરલતા, અને સ્નેહલતાની છાપ સ્પષ્ટ દીસે છે.

૧૪. એ પ્રમાણે નાનાવિધ ગુણ સંપત્તિને ધારતી મીરાંબાઈની કવિતા "યોગ્યતમનું ચિરંજીવિત્વ" એ ન્યાયે જીવંત ઉદાહરણ છે.

૧૫. મીરાંબાઈનો સંબંધ જન્માદિ કારણથી મારવાડી ભાષા સાથે, વિવાહ કારણથી મેવાડી ભાષા સાથે, વૃંદાવનનિવાસ દ્વારા વ્રજ ભાષા સાથે, અને દ્વારકામાં સ્થિતિ નિમિત્તે ગુજરાતી ભાષા જોડે (સામાન્ય ગૃહકેળવણીથી માંડીને ગુજરાતી ભાષા સાથે અભ્યાસદ્વારા તથા ગુર્જર સંતસમાગમથી.) થયો હતો. તેથી એ ચાર ભાષાઓમાં મીરાંની કૃતિઓ છે. અને કેટલાકમાં તે તે ભાષાઓનું મિશ્રણ પણ જોવામાં આવે છે. ગુજરાતી કવનો ઘણાં છે. પરંતુ સર્વોત્તમ ગુજરાતી ભાષા મીરાંની પોતાની છે કે કેમ એ નિશ્ચયાત્મક કહેવાય નહીં.

૧૬. મીરાંની કવિતા શૈલી સુંદર સરસ અને સુશીલ-તા યુક્ત છે. કેમકે મીરાંબાઈ પોતે સુશિક્ષિત, બુદ્ધિમાન અને પંડિતા હતી.

૧૭. મીરાંની કવિતામાં પ્રાધાન્યે ભક્તિરસ છે. જે શાન્ત રસનું એક સ્વરૂપ છે. મીરાંનું મનજ ભક્તિમય હતું. એના પદોમાં ગિરધરના ગુણ, અને જગતના પદાર્થો પર વિરાગ પ્રગટ ભાસી નીકળે છે. તેની કેટલીક કવિતામાં વિલાસના ભાવો પણ છે. પરંતુ તે યુવાવસ્થાના નિર્દોષ ભાવો છે. અને સૂક્ષ્મ શૃંગાર રૂપે છે. પણ તે અલૌકિક પ્રત્યે હોવાથી ઉલટા કવિની કૃતિને શોભા આપે છે.

૧૮. રા. તનસુખરામ વિશેષ જણાવે છે કેઃ—મીરાંએ જે નીતિના પદો લખ્યાં છે, તેવાં પદો તેના પૂર્વે સંસ્કૃતમાં જયદેવે (સં. ૧૨૫૦), બંગાળીમાં મૈથીલ વિધ્યાપતિ ઠક્કુરે (સં. ૧૫૧૨), અને ગુજરાતીમાં નરસિંહ મહેતાએ (સં. ૧૫૦૦) રચ્યાં છે. અને તે "સર્વ" કવિતા મોડી વ્હેલી મીરાંના પરિચયમાં આવેલી હોવીજ જોઈએ. (જો તેમ નહીં હોય તો મીરાં આટલાં બધા ગુજરાતી અને તે વળી ઉત્તમ શૈલીમાં કેવી રીતે લખી શક્યા એ ગંભીર પ્રશ્ન થઈ પડે.)

૧૯. મીરાંએ કવિતા, યશ કે ધનને સારૂ, વ્યવહાર કે પુણ્ય સારૂ લખી નથી. પરંતુ તેના હૃદયમાં જે ભક્તિ વ્યાપી રહી હતી તેનું તે સ્વાભાવિક પરિણામ હતું. જેમ તેનું તન સદાકાળ ગિરધરજીની સેવામાં તદ્રૂપ રહેતું, જેમ તેનું મન ગિરધરજીની ભક્તિમાં મગ્ન અને લગ્ન રહેતું, તેમ તેની વાણી પણ તેજ ગિરધારીના વર્ણનમાં કૃતકૃત્યતા પામતી હતી.

૨૦. રા. ભાનુસુખરામ મીરાંબાઈની કવિતાના બે ભાગ પાડે છે. જ્ઞાનભક્તિ અને ભક્તિશૃંગાર. એ વિભાગો પાડો વા ન પાડો, પરંતુ મીરાંના ઘણાખરાં પદોમાં ભક્તિપ્રધાન છે. અને શૃંગાર ગૌણ છે, મીરાંની કવિતામાં જ્ઞાનભાગ જોવામાં આવતો નથી એમ તો અમારૂં મંતવ્ય નથી. જ્ઞાનવિનાના ભજનોથી—પછી તે સગુણ હો કે નિર્ગુણ હો—મુક્તિ અસંભવિત છે.

૨૧. ગુર્જર ભાષામાં મીરાંબાઈની પંક્તિની અવર કવિતા મીરાંની પહેલાં થઈ ગયલા નરસિંહ મહેતાની કૃતિમાં તથા મીરાંની પછી થયલા દયારામભાઈની કૃતિમાં જણાઈ આવે છે. દયારામની કૃતિ લૌકિક શૃંગાર મૂલક છે. નરસિંહ તથા મીરાંની કવિતા અલૌકિક શૃંગાર મૂલક છે. તેમાં પણ મીરાંની કવિતા "મધુર ભાવ"મયી છે. અન્યસર્વના ત્યાગ પૂર્વક ઇશ્વરની પતિરૂપે ભક્તિ, એ મીરાંના કાવ્યનું સ્વરૂપ છે. જ્યાં મીરાંએ ગિરધરજીને પોતાના વર કહ્યા છે, ત્યાં તે શબ્દ પરિણેતાના વાચ્યાર્થમાં નથી. (હોઈ શકે પણ નહીં). પરંતુ ઉપાસ્યના લક્ષ્યાર્થમાં જ છે. નરસિંહ મીરાં દયારામ આદિના પદોમાં રાધા કૃષ્ણને નાયિકા નાયક ગણ્યાં છે. એ ઉભય મધ્યેનો શૃંગાર પરકીયા વિષયક છે, પરંતુ એ પદો નો ઉદ્દેશ અનીતિ હોવાનું મંતવ્ય અતલસ્પર્શી—ઉપલકીયું—છે. એકંદર નિરીક્ષણ કરતાં એ પરમાનંદ પ્રાપ્તિનું નિર્દોષ સાધન હોવાનું જણાઈ આવશે. પ્રેમ ભક્તિ એટલે પરકીયાનો જેવો પ્રિયતમ ઉપર પ્રેમ હોય છે, તેવો પ્રેમ ભક્તે ઉપાસ્ય ભગવાન પર રાખવો. જેથી અંતે અભેદભાવ સિદ્ધ થાય છે. પાદ સેવનાદિ આત્મ નિવેદન ભક્તિ થઈ પરલોકમાં અમરત્વ સિદ્ધિ અને આ લોકમાં પ્રસિદ્ધિ રૂપે પ્રસરે છે.

---

# પ્રકરણ ૧૩મું

## પરિશિષ્ટ ૧.

| | સંવત | ઇ. સ. |
|---|---|---|
| મારવાડમાં રાઠોડનું રાજ્ય સ્થાપ્યું | ૧૪૫૨ | ૧૩૯૫ |
| રાઠોડ જોધાજીએ જોધપુર સ્થાપ્યું | ૧૫૧૫ | ૧૪૫૯ |
| રાવ દુદાજીનો જન્મ | ૧૪૯૭ | ૧૪૪૧ |
| દુદાજીએ મેડતા સ્થાપ્યું | ૧૫૧૮ | ૧૪૬૨ |
| ચિતોડનો રાજ્યધાની રૂપે ત્યાગ | ૧૬૨૪ | |
| જોધાજીનું મરણ | ૧૫૪૫ | |
| કુંભાજીનું રાજ્યારોહણ | ૧૪૧૯ | |
| કુંભાજીનું મરણ | ૧૪૭૫ થી ૧૫૨૬ સુધીમાં | |
| સાંગાજીના પિતા રાયમલજીનું રાજ્યારોહણ | ૧૫૩૦ થી ૧૫૬૬ સુધીમાં | |
| સાંગાજીનો જન્મ | ૧૫૩૯ વૈશાખ વદ ૯ | તા. ૧૨-૪-૧૪૮૨ |
| સાંગાજીના લગ્ન (૨૮ વાર લગ્ન થયાં) | | |
| સોલંકી રાયમલની પુત્રી કુંવરબાઈ સાથે | ૧૫૫૮ ? | |
| સાંગાજીનું રાજ્યારોહણ | ૧૫૬૬ જેઠ સુદ ૫ | તા. ૨૪-૫-૧૫૦૯ |
| સાંગાજીનું બાબર સાથે યુદ્ધ | ૧૫૮૪ | ૧૫૨૭ |
| સાંગાજીનું મરણ | ૧૫૮૪ | ૧૫૨૭ |
| કરમેતીનું મરણ | ૧૫૯૨ | |
| બાહાદુરશાહનો ચિતોડ પર હુમલો | ૧૫૮૮ | |
| રાણા રત્નસિંહનું રાજ્યારોહણ | ૧૫૮૪ | |
| વિક્રમાદિત્યનો જન્મ | ૧૫૭૪ | |
| વિક્રમાદિત્યનું રાજ્યારોહણ | ૧૫૮૮ | |
| વિક્રમાદિત્યનું મરણ | ૧૫૯૨—૯૩ | |
| રાણા ઉદયસિંહનો જન્મ | ૧૫૭૮ ભાદરવા સુદ ૧૨ | |
| ઉદયસિંહનું રાજ્યારોહણ | ૧૫૯૪ | ૧૫૩૭ |
| ઉદયસિંહનું વૃંદાવન તથા દ્વારકાગમન | ૧૬૨૬ | |

| | | |
|---|---|---|
| ઉદયસિંહનું મરણ | ૧૬૨૮ | ૧૫૭૨ |
| જોધપુરના રાવ માલદેવે મેડતા લીધું | ૧૬૧૦ થી ૧૬૧૬ સુધીમાં | |
| અકબરનો ચિતોડનો ઘેરો | ૧૬૨૪ | |
| અકબરનો જન્મ | ૧૫૯૯ | |
| અકબરનો પટ્ટાભિષેક | ૧૬૧૨–૧૩ | |
| તુળસી રામાયણ આરંભ | ૧૬૩૧ | |
| તુળસી મરણ | ૧૬૮૦ | |
| જેપોરના માનસિંહે ચિતોડ લીધું | ૧૬૩૩ | |
| જેપોરના રાજાએ બંધાવેલા એક કરોડ એંસી લાખના મંદિરમાંનો રાધાકૃષ્ણ મૂર્તિ લેખ (મીરાંની મૂર્તિનો) | ૧૬૧૧ | |
| ગીત ગોવિંદ પર કુંભાની ટીકા | ૧૪૯૬ | |
| જયદેવે સંસ્કૃતમાં કરેલા પદો | ૧૨૫૦ | |
| મથીલ વિધ્યાપતિ ઠકુરના પદો | ૧૫૧૨ | |
| ગુજરાતીમાં નરસિંહના પદો | ૧૫૦૦ | |
| વીરમજીનો જન્મ | ૧૫૩૪ | ૧૪૭૭ |
| વીરમજીનું મરણ | ૧૬૦૦–૧ | |
| રત્નસિંહનો જન્મ | ૧૫૫૩ વૈશાખ વદ ૮ મુન્શી | |
| | ૧૫૬૦ ? | |
| | ૧૫૩૬ | ૧૪૭૯ |
| રત્નસિંહનું મરણ | ૧૫૮૩ | |
| રાણા રત્નસિંહનું રાજ્યારોહણ | ૧૫૮૪ માહા સુદ ૧૫ | તા. ૫-૨-૧૫૨૮ |
| રાણા રત્નસિંહનું મરણ | ૧૫૮૮ | |
| દાદા રાયમલજીનું મરણ | ૧૫૮૩ | |
| જયમલનો જન્મ | ૧૫૬૪ આશો સુદ ૧૧ | તા. ૧૭-૯-૧૫૦૭ |
| જયમલનું રાજ્યારોહણ | ૧૬૦૦ | |
| જયમલનો મેડતા ત્યાગ | ૧૬૧૧ | |
| જયમલનું મરણ | ૧૬૨૪ | |
| ભોજરાજનો જન્મ | ૧૫૫૭ | |
| ભોજરાજનું મરણ | ૧૫૭૮ થી ૧૫૮૧ સુધીમાં | |
| | ૧૫૮૦ ? | ૧૫૨૧–૨૨ |

| | | |
|---|---|---|
| મીરાંનો જન્મ | ૧૫૫૫ થી ૧૫૬૦ સુધીમાં<br>૧૫૫૯ ? | |
| મીરાંના લગ્ન | ૧૫૭૩ ? | |
| | ૧૫૭૬ | ૧૫૧૯ |
| મીરાંનો ચિતોડ ત્યાગ–મેડતાગમન | ૧૫૮૮ | ૧૫૩૨ |
| મેડતા ને કષ્ટ | ૧૫૯૫ થી ૧૬૧૮ | |
| જીવ ગોસ્વામી (રૂપ ગોસ્વામી) | ૧૫૪૧ થી ૧૫૮૯ | |
| મીરાંનું વૃંદાવનગમન | ૧૫૮૯–૯૦ | ૧૫૩૩ |
| મીરાંનું દ્વારકાગમન | ૧૬૨૩ | |
| ભૂરીદાન લિખિત મીરાં મરણ | ૧૬૦૩ | |
| ભારતેન્દુ હરિશ્ચંદ્ર, લિખિત મીરાં મરણ | ૧૬૨૦ થી ૧૬૩૦ સુધીમાં | |
| મીરાંનું મરણ ૬૫–૬૬ની વયે | ૧૬૨૪ થી ૧૬૨૭ સુધીમાં | ૧૫૬૮ થી ૭૧ સુધીમાં |
| મીરાંનો ઉદયસિંહ સાથે ઉપલક બનાવ | ૧૬૧૬ | |

---

# પ્રકરણ ૧૪મું

## પરિશિષ્ટ ૨.

**રા. તનસુખરામ ત્રિપાઠી વગેરેના લેખમાંથી તેને આધારે નીચેની મતલબના પરિશિષ્ટો–૨થી ૧૫ સુધીના આપ્યા છે.**

### મીરાંબાઈને વિશે જાણવાના પુસ્તકાદિ સાધનો.

૧. આઈને અકબરી તથા જહાંગીરનામામાં મીરાંબાઈનું નામ નથી. પણ મારવાડ તથા મેવાડના ઇતિહાસમાંથી મીરાં સંબંધી ઉપયોગમાં આવે એવી હકીકત મળી આવે છે.

૨. મીરાંબાઈના કેટલાંએક પદો. જો કે તેમાંના કેટલાંક પદો મીરાંની છાપ વાળા છતાં કોઈ બીજાઓએ બનાવી મીરાંનું નામ આપીને ચલાવ્યાં હોય એમ માનવા કારણ છે.

૩. નાભાજીકૃત ભક્તમાળ સં, ૧૭૦૦.

૪. તે ઉપર પ્રિયાદાસકૃત ટીકા. સં. ૧૭૬૯.

૫. દયારામકૃત મીરાંચરિત્ર.

૬. રાધાબાઈકૃત મીરાં મહાત્મ્ય (સં. ૧૯૦૦)

૭. દયારામકૃત ભક્તવેલ. જેમાં વિષપાનનો ઉલ્લેખ છે.

૮. રાધાકૃષ્ણદાસકૃત ભક્ત નામાવલી.

૯. દયાબાઈ નામે એક સાધ્વી સં. ૧૭૬૫થી સં. ૧૮૧૮ સુધીમાં થઈ ગઈ. તેની વિનય માલિકા. જેમાં વિષપાનનો ઉલ્લેખ છે.

૧૦. ધના ભગતના "રામબાણ વાગ્યા હોય તે જાણે" પદમાં વિષપાનાદિનો ઉલ્લેખ છે.

૧૧. ચંદ્રદત્તકૃત સંસ્કૃત ભક્તમાળ ૧૨૬ સર્ગની. જે મુખ્યત્વે હિંદી ઉપરથી છે.

૧૨. કર્નલટૉડકૃત રાજસ્થાન સં. ૧૮૮૫. એણે મીરાંને રાણા કુંભની પત્ની હોવાનું લખ્યું છે તે ભૂલ છે. એમાં પતિ સાથે અણબનાવની વાત નથી.

૧૩. શિવસિંહકૃત "શિવસિંહસરોજ" તેમાં "મીરાંનું જીવન" છે.

૧૪. બાબુ કાર્તિક પ્રસાદ ખત્રીએ સં. ૧૯૫૫માં "મીરાંબાઈકા જીવન-ચરિત" પ્રસિદ્ધ કર્યું છે. બીજી આવૃત્તિ સં. ૧૯૬૦માં પ્રકટ થઈ છે.

૧૫. મુનશી દેવી પ્રસાદે સં. ૧૯૫૫માં "શ્રીમતી મીરાંબાઈકા જીવન-ચરિત્ર" નામે લેખ પ્રકટ કર્યો છે. તે અતિ પરિશ્રમપૂર્વક બહુ શોધખોળથી રચાયો છે. જોધપુરના ન્યાયાધીશ હોઈ, સંસ્કૃત ફારસી ઈંગ્લીશ વગેરે ભાષાનું સારૂં જ્ઞાન ધરાવતા હોઈ, એમણે શાહજહાંનામા, ઔરંગઝેબનામા વગેરે લેખો પ્રકટ કર્યા છે. આ ગ્રંથ અને બૃ. કા. દો. ભાગ ૭માં ગુર્જર સાક્ષર રત્ન સાહિત્ય સેવક રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીનો "મીરાંબાઈ"નો લેખ આધારભૂત અને વિશ્વાસનીય છે. રા. તનસુખરામનો લેખ વાચકે તત્ર જોઈ લેવો ઇષ્ટ છે.

૧૬. મુનશી દેવી પ્રસાદની "મહિલામૃદુ વાણી."

૧૭. કવિ નર્મદા શંકરનું નર્મગદ્ય. જેમાં મીરાંબાઈ વિષે લેખ છે.

૧૮. મગનલાલ નરોતમદાસ પટેલકૃત મહાજનમંડળ.

૧૯. એમનો ભક્ત પ્રકાશ.

૨૦. વિશ્વનાથ કેશવજી ત્રિવેદીકૃત સતીમંડળ.

૨૧. તા. ૨૩–૫–૧૯૦૩ના મુંબઈ સમાચારમાં એક લેખ આવેલ છે તે.

૨૨. "ધીઇન્ડીઅન એંટીકવેરી" આગસ્ટ ૧૯૦૩ના અંકમાં એમ. મેકૉલિફે લખેલો લેખ. જે હિંદી ભક્તમાળ તથા નાગરીદાસકૃત પદસંગ્રહ માળા પરથી લખેલો જણાય છે.

૨૩. રા. ન્હાનાલાલ દલપતરામ. એમ. એ.નો મીરાંબાઈનો લેખ.

૨૪. રા. આનંદશંકર ધ્રુવના "વસંત"માં સં. ૧૯૬૧ના શ્રાવણ તથા ભાદરવાના અંકમાં "નરસિંહ અને મીરાં"નો લેખ,

૨૫. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ "વસંત" સં. ૧૯૬૪ના અષાઢ, શ્રાવણમાં, "મીરાંબાઈ"નો લેખ પ્રકટ કર્યો છે.

૨૬. ભરૂચના જાણીતા રા. કનૈયાલાલ મુનશીએ "મીરાંબાઈ ધ પોયેટેસ્ટ ઑફ ગુજરાત" નામનો અંગ્રેજી લેખ ઇંગ્લીશ "ઇસ્ટ ઍન્ડ વેસ્ટ"ના ૧૯૧૦ના આગષ્ટના અંકમાં પ્રકટ કરેલો છે.

૨૭. રા. નારાયણ હેમચંદ્રકૃત આર્ય રમણી રત્ન ભાગ. ૧લો. હિંદીમાં છે.

૨૮. એમ. એચ. વિલ્સનકૃત રીલીજ્યસ સેકટસ Sects ઑફ ધ હિંદુઝ.

૨૯. ડૉ. ગ્રિયરસન લિખિત "વર્નાક્યુલર ઇન્ડીઅન લિટરેચર."

૩૦. રા. ગોવર્ધનરામકૃત "ક્લાસિકલ પોયેટસ ઑફ ગુજરાત.

૩૧. રાજા રઘુરાજ સિંહની ભક્તમાળા.

૩૨. નાગરીદાસજીની પદપ્રસંગ. માળા.

૩૩. સેંટ્રલ હિંદુ કૉલેજ મેગેઝીનમાંનો "એની બેસંટ"નો લેખ.

૩૪. રા. મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતાકૃત "ગુજરાતના કવિઓ અને તેમની કવિતા."

૩૫. પ્રયાગમાં "અભ્યુદય" (તા. ૧૭–૩–૧૯૧૦)માં તથા મુંબઈના વ્યંકટેશ સમાચારમાં (તા. ૨૦–૫–૧૯૧૦) તથા અભ્યુદય (તા. ૨૨–૫–૧૯૧૦) તથા મુનશી દેવી પ્રસાદનું અભ્યુદયમાં તા. ૭–૭–૧૯૧૦નું તથા પંડિત ગૌરીશંકરનું અભ્યુદયમાં તા. ૨૪–૭–૧૯૧૦નું લખાણ.

૩૬. રા. તનસુખરામ ત્રિપાઠીનો બૃ. કા. ભાગ ૭માં લખેલો શોધખોળથી ભરપુર લેખ.

---

## પરિશિષ્ટ ૩. મીરાંના પિતૃવંશની તથા મીરાંના શ્વસુરવંશની વંશાવળી.

### (અ) જોધપુરીય રાઠોડવંશ (મીરાંનો પિતૃવંશ)

- રાવ ચૂંડાજી ( ચાંદો )
  - રાવ રિડમલજી (રણમલ) — ૨ લાખાજીની કુંવરી સાથે પરણ્યા.
    - રાવ જોધાજી—૩ રાણા કુંભે આપેલી કન્યા સાથે પરણ્યા. જોધપુર સ્થાપ્યું. સં. ૧૫૧૫
      - રાવ સુજાજી — ૬ ગુહીલોત રાયમલજીની પુત્રી સાથે પરણ્યા.
        - કુંવર વાઘાજી
          - રાવ ગાંગાજી — ૫ સાંગાજીની એક પુત્રી સાથે પરણ્યા.
            - રાવ માલદેવજી
          - ધનબાઈ ૪ સાંગાજી જોડે પરણી. (ભોજરાજ ને રત્નસીંહ રાણાની મા)
      - રાવ દૂદાજી (મેડતા સ્થાપ્યું સં. ૧૫૧૮)
        - વીરમજી
          - જયમલજી
        - રત્નસિંહજી
          - મીરાં (૭ ભોજરાજ સાથે પરણ્યા સં. ૧૫૭૬.)
        - રાયમલજી
  - હંસાકુમારી. ૧ રાણા લાખાજી જોડે પરણી

( બ ) ચિતોડનો ગુહીલોત વંશ ( મીરાંનો શ્વસુરવંશ )




- રાણા લાખાજી ( હંસાકુમારી સાથે પરણ્યા. )
  - રાણા મોકલજી
    - રાણા કુંભ ( સં. ૧૪૭૫ થી ૧૫૨૬ સુધીમાં મરણ. )
      - રાણા રાયમલજી
        - મહારાણા સાંગાજી ( ૨૮ લગ્નમાં ધનબાઈ જોડે પરણ્યા સં. ૧૫૫૮. )
          - ભોજરાજ (મીરાં જોડે પરણ્યા સં. ૧૫૭૬)
          - કર્ણ
          - રાણા રત્નસિંહ
          - રાણા વિક્રમાદિત્ય
          - રાણા ઉદયસિંહ
          - કુંવરી (ગાંગાજી સાથે પરણી)
        - કુંવરી ( વીરમજી જોડે પરણી. )
  - કુંવરી (રીડમલજી સાથે પરણી.)

# પરિશિષ્ટ ૪.

પરિશિષ્ટ ૩. ઉપરથી જણાશે કે મીરાંબાઈનો ભોજરાજ જોડેનો વિવાહ આ કુટુંબમાં સાતમો હતો. તે નીચે મુજબ:—

૧. ચિતોડના ગુહિલોત વંશના રાણા લાખાજી જોડે જોધપુરના રાઠોડ વંશના રાવ ચુંડાજી (ચાંદોજી)ની કુંવરી હંસા કુમારી દીધી હતી.

૨. રાઠોડ વંશના કુંવર રીડમલજી (રણમલજી) જોડે ગુહિલોત વંશના રાણા લાખાજીએ પોતાની એક કુંવરી (હંસા કુમારીની સોતન–સપત્ની હશે) પરણાવી હતી.

૩. રાઠોડ વંશના રાવ જોધાજી જોડે ગુહિલોત વંશના રાણા કુંભાએ સ્વસંબંધીની કોઈ કુમારીનો વિવાહ કર્યો હતો.

૪. ગુહિલોત રાણા રાયમલજીના કુંવર સાંગાજી જોડે રાઠોડ જોધાજીએ પોતાની બે પ્રપૌત્રી પરણાવી. (જેમાં જોધાજીના પુત્ર સુજાજીના પુત્ર વાધાજીની પુત્રી ધનબાઈ પણ ખરી, કે જે સાંગાજી અને ધનબાઈએ ઉભયના પુત્ર ભોજરાજ તેજ મીરાંબાઇના પતિ, એમ શા. તનસુખરામ કહે છે. પરંતુ સં. ૧૫૩૯નાં વૈશાખ વદ ૯ ને દિવસે જો સાંગાજીનો જન્મ હોવાનું કહેવાય છે. અને તેણે ૨૮ વાર લગ્ન કરેલા. તોપણ સં. ૧૫૪૧માં આ ધનબાઈ જોડે લગ્ન બે વર્ષની ઉમરે કરેલા સંભવતા નથી. તેથી ભોજરાજની મા સોલંકી રાણી કુંવરબાઈ હોઈ શકે. કે જે કુંવરબાઈ જોડે સાંગાજીના લગ્ન સં. ૧૫૫૮માં થયલા.)

૫. રાઠોડ વંશનાં જોધાજીના પુત્ર સુજાજીના પુત્ર વાધાજીના પુત્ર ગાંગાજી જોડે ગુહિલોત સાંગાજીએ પોતાની એક પુત્રી પરણાવી હતી.

૬. રાઠોડ વંશના જોધાજીના પુત્ર દુદાજીના પુત્ર વીરમજી જોડે ગુહિલોત વંશના રાણા રાયમલજીએ પોતાની એક પુત્રી પરણાવી હતી.

૭. ગુહિલોત વંશના મહારાણા સાંગાજીના મહારાજકુંવર ભોજરાજ જોડે રાઠોડ વંશના જોધાજીના કુંવર દુદાજીના કુંવર રત્નસિંહ (રવિસિંહ) ની પુત્રી મીરાંને પરણાવી.

આ જોતાં ઉભય કુળો પરસ્પર ધર્મ વિગેરે બાબતોથી અત્યંત પરિચિત હતા. અને એથી મીરાંના ધર્મ સંસ્કારોની ભિન્નતા હોવાના કારણે આરંભમાંજ મીરાંને શ્વસુરકુળમાં ભેદભાવ થયો એ માની શકાય એમ નથી.

## પરિશિષ્ટ ૫.

## મીરાંનું જન્મ સ્થળ અને મીરાંનો જન્મકાળ.

મેડતાના પુનઃસ્થાપક રાવ દુદાજીના નાના પુત્ર રત્નસિંહને મેડતા તાબાના કુડકી વાજોલી આદિબાર ગામ "જીવાઈ"માં મળ્યા હતા. તેમાંના કુડકી ગામમાં મીરાંબાઈનો જન્મ થયો હતો.

મીરાંના જન્મકાળ સંબંધે વિવિધ મત છે. તે સર્વે અનુમાન પૂર્વક છે. ૧ કેટલાંએકે કબીરના કેટલાએક પદોમાં મીરાંનું નામ જોઈ કબીરના પ્હેલાં મીરાંનુ અસ્તિત્વ માન્યું છે. પરંતુ કબીરના તેવા પદો (માં મીરાંનું નામ) ક્ષેપક જણાય છે. ૨. કેટલા એકે તેને રાણા કુંભાની (અને કેટલાકે રાણા સાંગાની) ધર્મ પત્ની માની લઈ તે અનુસાર કાળ ગણના કરી, સં. ૧૪૭૫થી ૧૫૨૬નો સમય મીરાંના જન્મકાળનો માન્યો છે. પરંતુ એ માન્યતા ભ્રાંતિ મૂલક હોવાથી એ જન્મકાળ નિર્ણય ખોટો છે. ૩. બાબુ કાતિક પ્રસાદે મીરાંનો જન્મકાળ સં. ૧૬૭૫ જણાવ્યો છે. પરંતુ તેનો આધાર જણાતો નથી. એમાં સં. ૧૪૭૫–૧૫૭૫–૧૬૭૫ એવો સો સો વર્ષનો આંતરો બતાવવામાં આવે છે તેવું હોઈ શકે નહીં. ૪. કેટલાએક જીવ ગોસ્વામી તથા અકબર બાદશાહાદિના સમાગમના પ્રસંગો લક્ષમાં રાખી સં. ૧૬૦૦માં મીરાંની વિદ્યમાનતા માને છે.........૫. તેમ મીરાં ભોજરાજની પત્ની હતી એ ભાગને અવલંબી મીરાંનું અસ્તિત્વ સં. ૧૬૦૦માં નિશ્ચિત થાય છે. અને તે ઉપરથી મીરાંનો જન્મકાળ કેટલાએક લેખકોએ આશરે સં. ૧૫૭૩માં અનુમાન્યો છે. ૬. કેટલાંએક વળી મીરાંનો જન્મ સં. ૧૫૫૫થી ૧૫૬૦ સુધીમાં માની સં. ૧૫૭૩ને મીરાંના વિવાહ કાળનું વર્ષ માને છે. અને તેમ માનનારી સંખ્યા અધિક છે. ૭. અમારૂં મંતવ્ય એ છે કે મીરાંનો જન્મ સં. ૧૫૫૯ (ઇ. સ. ૧૫૦૩)માં થયલો. અને એનું લગ્ન ૧૭ વર્ષની વયે સં. ૧૫૭૬ (ઇ. સ. ૧૫૧૯)માં ભોજરાજ જોડે ભોજરાજની ૧૯ વર્ષની વયે થયું. અને ભોજરાજ સં. ૧૫૮૦માં ૨૩ વર્ષની વયે મરણ પામ્યો. અને ભગવતી મીરાં વિધવા થયાં.

# પરિશિષ્ટ ૬.

## મીરાંબાઈનો વિવાહ.

ઉપર દર્શાવ્યું છે તેમ રાઠોડવંશની પ્રચલિત રીતિએ તથા રજપુત કુળોમાં મહારાણાજીના કુળની શ્રેષ્ઠતાથી, મીરાંનો વિવાહ સંબંધ ગુહીલોત વંશની વ્યક્તિ જોડે બાંધવા તેના પિતા રત્નસિંહની વૃત્તિ થઈ. અને તે સંબંધ અપૂર્વ વીરત્વથી સુપ્રસિદ્ધ ચિત્તોડના રાણા સાંગાજીના જ્યેષ્ઠ પુત્ર (મહારાજ કુંવર) ભોજરાજ સહ કર્યો. વિવાહ સંસ્કાર નિવૃત્ત થતાં તે રાજપુતોના કુળાચારાનુસાર સ્વપતિ સાથે ચિતોડ ગઈ. આ વિવાહ સંબંધથી મીરાંબાઈ યથાકાળ મેવાડના મહારાજ્યની મહારાણીનું પ્રતિષ્ઠાયુક્ત પૂજ્યપદ પ્રાપ્ત કરત. પરંતુ મહારાણીની મહારાણી થી પણ ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાનું એનું સદ્‌ભાગ્ય હોવાથી એને અકાળે વૈધવ્ય પ્રાપ્ત થયું. પદ પ્રસંગમાળા (સં. ૧૮૦૦)માં મીરાંને રાણાજીના નાનાભાઈની વધુ લખી છે તે ભ્રમ મૂલક છે.

રાજપુતોમાં શ્વસુરકુળમાં રાણીઓનું નામ ગ્રહણ કરાતું નથી. પરંતુ તેઓના બાપદાદાના કુળ વા ગામના નામથી બોલાવાય છે. તે અનુસાર ચિત્તોડમાં મીરાંબાઈ "મેડતાણીજી"ના નામથી ઓળખાતી.

વિવાહ પ્રસંગમાં, મીરાંબાઈનું રાણા કુંભની રાણી હોવાની તથા શ્વસુર ગૃહે પહોંચતાં દેવપૂજા નિમિત્ત વિરોધ થવાની કથાઓ પ્રચલિત છે. પરંતુ તે ઇતિહાસથી અનવષ્ટંભિત છે.

મીરાં શ્વસુરકુળમાં ગયા પછી શિષ્ટાચારાનુસાર ઈષ્ટદેવ તથા પતિદેવની ભક્તિમાં પરાયણ રહીને સ્વજીવન વ્યતીત કરતી હતી. પરંતુ પ્રારબ્ધવશાત્ તેના પૂજ્યપતિ ભોજરાજ, મહારાજ કુમારનું પદ ભોગવતાંજ, કાળવશ થયા. મીરાંના જીવન ક્રમનું પરિવર્તન કરનાર એ વૃત્તાંતનો યથાસ્થિત સમય પ્રમાણ પૂર્વક ઉપલબ્ધ થતો નથી તથાપિ ઐતિહાસકોનું અનુમાન છે કે તે સં. ૧૫૭૩ થી ૧૫૮૩ની મધ્યમાં સંભવે છે. સં. ૧૫૭૮ (ઇ. સ. ૧૫૨૨)થી સં. ૧૫૮૧ (ઇ. સ. ૧૫૨૫) સુધીમાં, ઘણું કરીને સં. ૧૫૮૦ (ઇ. સ. ૧૫૨૪)માં ભોજરાજનું અવસાન થયું એમ અમારૂં મંતવ્ય છે.

## પરિશિષ્ટ ૭.

## મીરાંબાઈને રાણા વિક્રમાદિત્યથી પીડા.

સં. ૧૫૮૮માં રાણા વિક્રમાદિત્ય જેનું વય તે સમયે ૨૦ વર્ષની અંદર હતું તેને તે મહાપદ પ્રાપ્ત થયું. તેનો સ્વભાવ ક્ષુલ્લક (છોકરવાદ) હતો. તેથી તેનો સરદાર વર્ગ પણ તેનાથી વિમનસ્ક (નારાજ) રહેતો. તેણે મીરાંબાઈના અલૌકિક ગુણોને ન જાણતાં દુષ્ટ લોકોની પ્રેરણાથી મીરાંબાઈને પીડા કરવાનો આરંભ કર્યો.

આરંભમાંજ રાણાજીએ (વિક્રમાદિત્યે) તેને અંતપુર (રાણીવાસ) વિભાગમાંથી દૂર કરી પ્રથક નિવાસ સ્થાન આપી તથા અલ્પ સેવક પરિવાર કરી નાંખી તેની રાજપદવીમાં ન્યૂનતા આણી અને પોતાના ભરોસાની બે દાસી નામે ચંપા તથા ચંપેલીને તેની પાસે સાહેલીઓ રૂપે રાખી કે તે તેને સમજાવે તથા ચોકી પણ રાખે. પરંતુ મીરાંના સત્સંગના પ્રતાપથી તેઓ ઉપર પણ ભક્તિનો રંગ ચઢી ગયો અને તેઓ મીરાંની સહાયક બની ગઈ.

એટલા સમયમાં મીરાંબાઈની ભક્તિથી તથા તેના ભક્તિના પદોથી તેની પ્રખ્યાતી વધી ગઈ, અને તેના દર્શનાર્થે તથા ભક્તિરસનું પાન કરવા નિમિત્તે અનેક સાધુસંતો આવતા જતા થયા. ભક્તિ સાગરમાં કેશાદિપાદાન્ત બૂડેલી મીરાં તેઓના સહવાસમાં ભજન કીર્તનાદિ નાના વિધ ભક્તિ પ્રકારોમાં સમય વ્યતીત કરતી. તેના આ ચંદ્રવત્ શાંત શીતળ સ્વરૂપને દુષ્ટ લોકો–રાહુએ નીંદાની છાયાથી આવૃત કર્યું. રાણાજીને મીરાંબાઈની દીનચર્યા બહુ અરૂચિકર લાગી, અને મેવાડના રાજકુટુંબની એક વ્યક્તિની થતી લોકચર્ચા પોતાની કીર્તિને પ્રતિકૂળ લાગી. તેથી મીરાં પર–ઇશ્વિરના દરબાર પર ચોકી રાખી અનેક વિઘ્નો કરવા માંડ્યા. અંતે દેહદંડાદિ પ્રયોગ શરૂ કર્યા. તેમાંના વિષ પ્રયોગને અનેક વૃત્તાંતોથી પુષ્ટિ મળે છે.

સામ દામ ભેદ દંડ કશાથી મીરાં ડગી નહીં. ત્યારે પુષ્પ હારાદિમાં વિંછી સર્પાદિ વિષજંતુ મોકલવા માંડ્યા. અંતે હળાહળ ઝેર મોકલી મીરાંબાઈની દોઢી (ચોકી) ઉપર કહેવરાવ્યું કે રાણાજીએ આ દેવ ચરણામૃત

મોકલ્યું છે. "**विषमपि अमृतायते क्वचित्**" વિષ પણ કવચિત અમૃત થઈ જાય–ખરેખર વિષ નિમિત્તે મીરાં અમર થઇ ગઇ. કાં તો મીરાંના પક્ષના માણસોથી–નણંદ ઉદાબાઈથી, દાસી ચંપા ચંપેલીથી અથવા બીજી રીતે મીરાંને ખબર પડી ગઇ હોય અને તેણે ઝેર નાંખી દીધું હોય અથવા આચમન જાણી પી ગયા પછી ઝેર જાણી વમન કરી નાંખ્યું હોય– ગમે તેમ હોય–પણ મીરાં એક પદમાં કહે છે કે "રાણાજી ઝેર દીયો હુમ જાની". કેટલાએકનું મંતવ્ય છે કે મીરાં ઝેર પી ગઇ, અને તેથી તેનો દેહાંત થયો, અને મીરાંએ તે વિષ લાવનારને મરતાં મરતાં શાપ દીધો. પણ મીરાંના ક્ષમાશીલ ગુણ જોતાં તે કોઇને શાપ દેય એવી ન હતી. બલકે તેણે તો પોતાના પીતરાઇ ભાઇ જયમલને આશીર્વાદ દીધો હતો, અને હરેકનું હિત તેને હૈડે હતું. મીરાંએ પીડન રૂપી સર્વ વિષ પાચન કર્યું, અને એ નિમિત્તે અમર પ્રભુ ભક્તિ રૂપી અમરત્વને પામી.

કહેવાય છે કે વિષ પ્રયોગ પહેલાં મીરાંની બહુ નીંદા થતાં રાણાએ એક ડાબલી (કંડીઆ)માં સર્પ મોકલી કહાવ્યું કે આમાં એક અપૂર્વ શાલિગ્રામ છે. રાણાનો હેતુ ગમે તે હોય તોપણ મીરાંની ભક્તિથી મીરાંને તેમાં સર્પ–અહિ દેખાયો નહીં. પણ શાલિગ્રામનાજ દર્શન થયાં. મીરાંએ ગાયું છે કેઃ–"એ ડબ્બીમેં શાલિગ્રામ બોલત, કાહે ડોલત નાહિયાં (ન+અહીયાં) ન ડોલત માંહે **અહી** યાં.

આ સઘળું જોતાં છતાં રાણાનું કપટ રાગદ્વેષ ન મટયા. આ સ્થળે નીચેનું પદ સરખાવવા જેવું છે. "મીરાંને પૂર્વ જન્મની છે પ્રીતરે, નામ નહીં રે છોડું રે હોજી. વગેરે."

---

## પરિશિષ્ટ ૮.

### મીરાંનો ચિતોડ ત્યાગ. સં. ૧૫૮૮.

(અ) રાણાજીનું કપટ પ્રકટ થયું. અને મીરાંબાઈનો માર્ગ સરલ થયો. તીર્થ યાત્રા નિમિત્તે તેણે ચિતોડ તજ્યું, તે પ્રથમ પોતાના કાકા રાવ વીરમજી જે જયમલના પિતા હતા તેને ત્યાં મેડતે જઈ રહી. ત્યાંથી ગોકુળ મથુરા વૃંદાવન થઈ ત્યાં ઘણા વર્ષ ગાળી છેવટે દ્વારકા પહોંચી.

(ખ) મીરાંબાઈ જેવી ભક્તિ પરાયણા સાધ્વીનું પ્રપીડન થવાથી તેણે ચિતોડ ત્યાગ કર્યો. એટલે ચિતોડનું પુણ્ય પરવાર્યું અને ચિતોડમાં અનેક ઉપદ્રવો થવા લાગ્યા. સં. ૧૫૮૮માં ગુજરાતના બાદશાહ સુલતાન બહાદુરે ચિતોડ ઉપર પ્રચંડ હલ્લો કર્યો. એ સમર્થ રજપુતોએ બહુ વીરતા દર્શાવી. અંતે રાણા વિક્રમાદિત્યની માતા હાડા વંશની કરમાવતી (કરમેતી) રાણી આ ઘોર યુદ્ધમાં મારી ગઈ. (સં. ૧૫૯૨). ત્યારપછી બાદશાહ હુમાયુએ મંદસોર આગળ સુલતાન બહાદુરને હરાવી ચિતોડની ગાદી પુનઃ વિક્રમાદિત્યને આપી. આ અસ્તોદયના ચક્રના આઘાત થતાં છતાં પણ રાણા વિક્રમાદિત્યનો સ્વભાવ બદલાયો નહીં. આખરે એક ખવાસ વનવીરે સં. ૧૫૯૨માં તેનો વધ કરી રાજ્ય લઈ લીધું.

(ક) મીરાંબાઈ, ચિતોડનો ત્યાગ કર્યા પછી, થોડો સમય મેડતામાં રહી. ત્યાં તેના કાકા વીરમજી તથા વીરમજીના કુંવર જયમલજીએ તેની બહુ માન પુરઃસર સુશ્રૂષા કરી. ત્યાં પણ તેની પાસે સાધુ સંતોનું આગમન ચાલુજ હતું. પણ મીરાંની તીવ્ર વૃત્તિ જાત્રા નિમિત્તે વૃંદાવન તરફ વળી. તેણે અલ્પ સમયમાં મેડતાનો ત્યાગ કર્યો, એમ મનાય છે. કારણ કે ઉપર લખ્યું છે તેમ ચિતોડ ઉપર વિપત્તિઓ વરસતાં તેના છાંટાથી મેડતા પણ નિર્મુક્ત ન રહ્યું. ચિત્તોડના વિજય પછી મેડતામાં રાવ વીરમજીનો પક્ષ નિર્બળ થયો. એટલે જોધપુરના મહારાજાઓએ તેઓ ઉપર ઈર્ષ્યાથી કલહ આરંભ્યો, તે સં. ૧૫૮૮થી સં. ૧૬૦૦ સૂધી પ્રચલિત રહ્યો; જે વર્ષમાં રાવ વીરમજીનો સ્વર્ગવાસ થયો, અને જયમલજી મેડતાની ગાદીએ આવ્યા. જયમલજી મીરાંના બાળ સખા હતા. સં. ૧૬૧૬માં માલદેવે મેડતા લઈ લીધું. અને તેનું નામ નવા નગર પાડયું. એ રીતે માન્ધાતાપુર–મેડંતક–મેડતા–નવાનગર કહેવાયું. એ દરમ્યાન મીરાં તો કયારનીએ મેડતા તજી વૃંદાવન નિવાસ કરી ચૂકી હતી.

---

## પરિશિષ્ટ ૯.

### (મહાવીર) જયમલ્લજી.

(૧) સં. ૧૬૨૪માં અકબરે ચિત્તોડ ઉપર ઘેરો ઘાલ્યો. ત્યારે અકબર બાદશાહની પોતાની જ બંદુકની ગોળીથી ચૈત્ર વદ ૧૦ની રાતે

જયમલજી પ્રાણ મુક્ત થયા. એ વેળા વીર જયમલજીની અને ફત્તા સીસોદીઆની વીરતાથી અકબર બાદશાહ એટલો આશ્ચર્યચકિત થયો હતો કે તેણે તેઓની મૂર્તિઓ બનાવરાવીને આગ્રા દુર્ગના દ્વાર આગળ સ્મરણાર્થે સ્થાપી છે.

(૨) નેપાળમાં ભાટગામ (ભક્તગ્રામ–ભદ્રગ્રામ) નામે એક શહેર છે. ત્યાં રાજા ભૂપતીન્દ્ર મલ્લે બંધાવેલ (સં. ૧૭૫૯) એક દેવાલય છે. તેના મુખ્ય દ્વારે જવાના પગથીઆ ઉપર પ્રથમ બે મોટી મૂર્તિઓ છે. તે પણ જયમલ્લ અને ફત્તાની હોવાનું કહેવાય છે. તે પ્રત્યેક વીર પોતે, બળમાં દશ મનુષ્ય તુલ્ય હતા, એમ મનાય છે. જયમલ્લજી હજી પણ "ચિત્તોડ કે જોદ્ધાર ઓર અકબર કે ગર્વ ગાલનહાર" કહેવાય છે.

(૩) વીર વર્ગમાં તેમજ ભક્ત માળમાં પણ જયમલ્લજીને સ્થળ મળેલું છે. ભક્તમાળના કર્તા નાભાજી લખે છે કેઃ–"અમૂલ્ય ભક્તિ પદાર્થની પ્રાપ્તિ જયમલજીને પોતાની બેન મીરાંથી થઈ હતી." જયમલજી મીરાંબાઇના પિત્રાઈ ભાઈ હતા. બાપ નહીં.

(૪) દંતકથા છે કે જ્યારે સં. ૧૬૧૦માં જોધપુરના માલદેવજીએ મેડતા ઉપર ચડાઈ કરી તે વેળા જયમલજી તો ભગવત્ સેવામાં હતા. પરંતુ શ્રી ચતુર્ભુજજીએ જયમલનું રૂપ ધારણ કરી પરસૈન્યનો પરાજય કર્યો. ઇલ્યડમાં પણ એક્કીલીસ વગેરે માટે એવી લોક કથા વિખ્યાત છે. કહે છે કે આ યુદ્ધવેળા રણક્ષેત્રપર ઉપાસ્ય મૂર્તિનું એક કુંડળ પાછળથી ઉપલબ્ધ થયું હતું. અને તે પરથી એ સ્થળ હજી સુધી "કુંડળ" નામથી પ્રસિદ્ધ છે.

(૫) મીરાંબાઇએ આ પોતાના સગા અને બાળસખા જયમલજીને વરદાન આપ્યું છે કે "બહુતેરા વધે પરિવારા, નહીં હોય કજીઆમાં હારા." વળી એક મારવાડી ઉખાણો છે કે "જાનરા ઉદા ને મરણે દૂદા". જાને જવામાં લગ્નમાં ઉદાવન રાઠોડો, અને જાન ગુમાવી રણમાં મરણ પર્યંત આગળ પડનારા ભલા એવા દૂદા એટલે મેડતીઆ ઠાકોરો. જયમલ્લજી જેવા.

---

# પરિશિષ્ટ ૧૦.

(૧) શ્વસુરગૃહમાં કેટલોક સમય વીત્યા પછી મીરાંની નણંદ બાઈ ઉદાબાઈ (પદ્મા) આદિ અંતઃપુર પરિવાર મીરાંને સમજાવવા ગયો હશે. "સાધુ સંગતિની ચર્ચાથી કુળને કલંક લાગે છે અને નીચું જોવું પડે છે." વગેરે કારણો આપ્યા. મીરાંએ ઉત્તર આપ્યો કે "સંતસમાગમથી જન્માંતરના પાપ નષ્ટ થાય છે. તમો અને તમારા રાણોજી હજી સંસાર અને માયામાં લુબ્ધ છો. તમને ખરા સ્વહિત અહિતનો વિવેક નથી. હું તો સંસાર તજી હરિને ભજી રાજી રહું છું. રાણો ક્રોધાયમાન થયેલ હતો. અને સાધુ સંગતીમાં દુરાચારીને ઘુસવાનો સંભવ જાણી, બંધ દ્વારે મીરાં ક્યા ગિરધરલાલ સાથે વાતો કરે છે એ જોવા જતાં શંકા દીર્ઘ ઉપજવાથી મીરાંનો ખડ્ગ વડે શિરચ્છેદ કરવા યત્નશીલ થયો. અને પૂછ્યું કે અંદર કોણ છે? મીરાંએ ઉત્તર આપ્યો કે તમારો ભય રાખે નહીં અને તમારી લજ્જા રાખે નહીં એવો કોઈ છે. તે તમારાથી ડરે પણ નહીં અને લજાય પણ નહીં. મારા ગિરધરલાલ તમારી સન્મુખ સર્વત્ર છતાં તમે તેને કેમ જોઈ શકતા નથી? કવિશ્રી દયારામ વગેરે કહે છે કે આ વેળા એક મીરાંની ચાર મીરાં દેખાઈ. અને ઉગામેલું ખડ્ગ કોને મારવું તે સમજ પડી નહીં. ગભરાટમાં હસ્ત સ્તબ્ધ થઈ ગયો.

(૨) કહેવાય છે કે એકવાર ઉદાબાઈએ બહુ દીનતાથી અને પ્રેમથી મીરાં આગળ હઠ લીધી કે "ભાભી અમને તમારા ગિરધરલાલજીના દર્શન કરાવો." મીરાંએ એનો સાચો ઉમંગ જોઈ ચંપા ચંપેલી આદિ સાહેલીઓને આજ્ઞા કરી કે ગિરધરલાલના આતિથ્યની સામગ્રી તૈયાર કરો. મીરાં પ્રેમના પદો ગાવા બેઠી. એમ કીર્તન કરતાં અર્ધ રાત્રે શ્રીકૃષ્ણ સાક્ષાત્ (Vision) પ્રગટ થયા. અને મીરાંને સહુ દેખતાં ભેટ્યા. મીરાં સાથે વાર્તાલાપ કરી ભોજન કર્યું એ વેળા રાણાજીને કંચુકી તેડી લાવ્યા. તો રાણાજીને મીરાં ચાર સ્વરૂપે દેખાઈ. અને ચારે મીરાંને ગિરધરલાલ બીડી આપે છે. એટલો ગિરધરલાલનો ફક્ત હાથ રાણાજીને દેખાયો. પણ રાણાજી ખડ્ગ મારી શક્યા નહીં. રાણાને મીરાંનાં પલંગ પર મહા ભયાનક નરસિંહરૂપ ભાસ્યું. જેથી રાણાજી મૂર્છિત થઈ ભોંયપર પડ્યા. શુદ્ધિ આવતાં રાણાએ મીરાંને

કહ્યું કે "અમારા કુળદેવ એકલિંગજીને તું માન. તમારા ઈષ્ટ દેવની "સુરત" તો ભયાનક છે, વગેરે. અત્ર "એક લિંગજી" અને "સુરત" શબ્દો જોતાં જ્ઞાન અને શૃંગારના ભેદ નિરર્થક ન ગણાય.

(૩) ઓખાએ મોકલેલી ચિત્રલેખા રણેને અનિરૂદ્ધને પરણી બેસે તેમ ઉદાબાઈ તો મીરાને સમજાવવાને બદલે મીરાંની થઈ ગઈ. અને ઉપદેશ પામી રાણાજીને ઉપદેશ દેતી ઉપાલંભ સાથે ઉપદેશવા લાગી. તે કહે "હે રાણાજી, સાંભળો. "ધ્રુવ, પ્રહલાદ, અંબરીષ, સુધન્વા, ચંદ્રહાસ, એવા ઘણા અટંકી વીર થઈ ગયા. જેઓ ભક્તિની સારી ટેક ધરી ભગવાનને ભજતા. ધ્રુવજી દૃઢ ભક્તિથી અચળ અમર થયા. પ્રહલાદને તેની અચળ ભક્તિથી ભગવાને પ્રસન્ન થઈ પોતાનો કરી સ્થાપ્યો. અને તેના પિતા હિરણ્યકશિપુને નૃસિંહરૂપ ધરી માર્યો. સુધન્વાને તેના પિતા, પોતાના પાપી પ્રધાન શંખ અને લેખની ચઢવણીથી, તેલની કઢામાં નાંખવા તૈયાર થયા. ત્યારે તેની સાચી ભક્તિની ટેકથી ભગવાને તે તેલની કઢા શીતળ બનાવી. ચંદ્રહાસને દુષ્ટબુદ્ધિ પ્રધાને ગાલ્વ મુનીનું વચન જુઠું કરવા અને પોતાનો જમાઈ નહીં બનવા દેવા માટે તેને મારવા અનેક પ્રયત્નો કર્યા. તેને જંગલમાં લઈ જવા મારાઓને હુકમ આપ્યો. પણ તેની ભક્તિની ટેકથી ભગવાને તેમાં દયા મુકી તેને બચાવ્યો. મુનીના વચન સત્ય થયાં. અને તેજ ચંદ્રહાસ તેનો જમાઈ થયો. જમાઈ બનવા છતાં પણ પોતાની પુત્રી વિધવા થવાની બીક નહીં રાખતાં માતાને મંદીરે મારા મોકલ્યા. અને ત્યાં તેને પુજા કરવાનું બ્હાનું કાઢી મોકલ્યો છતાં "જેને શામળીઆની સ્હાય, તેનો વાંકો વાળ ન થાય" તે કહેવત મુજબ તેને રાજાએ બારોબાર તેડાવ્યો. પૂજાનો થાળ લઈ પ્રધાન પુત્ર મંદીરે ગયો. અને તેને મારાઓએ ઠાર કર્યો. "કર અને જો" સુરજ સામે ગમે તેટલી ધૂળ ઉરાડે અને સુરજને ઝાંખો કરવા ધારે, પણ સુરજ કદી ઝાંખો નજ થાય. તે સઘળી ધૂળ પોતાની આંખમાં પડતાં પોતેજ અંધ બને. સામાને નાંખવા ગમે તેટલા ખાડા ખોદે, પણ તે ખાડામાં સામો માણસ ન જ પડે. જે ખાડો ખોદે તેજ પડે. માટે હે રાણાજી, ભાઈ વિક્રમાદિત્ય, તમે તમારા દીલનું કપટ કાઢી નાંખો અને ભક્તિ પરાયણ થાવ કે જેથી કાયાનું કલ્યાણ થાય."

---

# પરિશિષ્ટ ૧૧.

## મીરાંબાઈ સંબંધી કેટલાક ભ્રાંતિયુક્ત વિષયો.

(અ) કેટલાક લેખકોએ મીરાંને મહારાણા કુંભાજીની પત્ની લખી છે. કર્નલ ટોડ કૃત " ઍનલ્સ ઑફ્ રાજસ્થાન" ની પૂર્વેના ભકત માળાદિ ગ્રંથોમાં મીરાંના પતિનું નામ "કુંભ" લખ્યું નથી. રાણા કુંભ બહુ અંશે વૈષ્ણવ ધર્મને માન આપતો હતો. અને તેથી તે મીરાંને વૈષ્ણવ ધર્મ અનુસરવા માટે પીડા કરે એ અસંભવિત છે. રાણા કુંભે ગીત ગોવિંદ ઉપર ટીકા રચી છે તેથી પણ જણાશે કે મીરાં કૃષ્ણની ભક્તિ કરે તેમાં રાણો કુંભ નારાજ હોઈ શકે નહી. વળી રાણા કુંભના અને મીરાંના સમયમાં જે ફેર છે તેનો વિચાર કરીએ તો તેઓ દંપતી હોઈ શકે નહીં. કારણ રાણા કુંભ સં. ૧૪૭૫થી સં. ૧૫૨૬ સુધી વિધ્યમાન હતા. જ્યારે મીરાંબાઈનો પિતૃવંશનો સમય સં. ૧૫૭૫ના અરસાનો ગણાય છે.

(બ) મીરાં કુંભની પત્ની હોવાનો ભ્રાંતિ કર્નલ ટૉડને પ્રથમ થઈ. અને તેમ થવાનું કારણ એવું હોવું જોઈએ કે ચિતોડના દુર્ગમાં કુંભકાર અર્પિત કીર્તિ સ્થંભથી ઉત્તરમાં થોડે દૂર કુંભ સ્વામીનું મંદીર રાણા કુંભનું બંધાવેલું છે. એની સમીપે એક ખુણામાં શ્રી વરાહ મૂર્તિ ભગવાનનું નાનું મંદીર પણ રાણા કુંભે બંધાવેલું છે, કાલાંતરમાં એ મંદીર મૂર્તિ રહિત થયલું જણાય છે. તેથી આ બે મંદીર પતિ પત્નીના હશે એમ કર્નલ ટૉડે ધારેલું હોવું જોઈએ. પરંતુ ડૉ૦ સ્ટ્રેટને "ચીટોર ઍન્ડ ધ મેવાર ફૅમીલી" નામે ગ્રંથમાં કર્નલ ટૉડનો આ ભ્રમ પ્રથમ ભાંગ્યો. જો કે "શીવ સિંહ સરોજ"માં પણ એમ લખાયું છે કે મીરાં કુંભ સાથે સં. ૧૪૭૦માં પરણી હતી. પરંતુ એ હકીકત પણ ખરી જણાતી નથી.

(ક) "મીરાકે પ્રભુ" અને "મીરાં કહે પ્રભુ" તેમજ "ગિરધર નાગર" અને "ગિરધરના ગુણ" એમાં જેને જેમ રૂચ્યું તેમ લખ્યા ગયા છે. પરંતુ મીરાંબાઈનો શુદ્ધ લેખ શું હશે તે જાણવું કઠણ છે. "મીરાંકે પ્રભુ ગિરધર નાગર" એ સરળ છે. અને સાર્થક લાગે છે.

---

# પરિશિષ્ટ ૧૨.

(અ) બાળમુકુંદ, મુરલીધર, નવનીતપ્રિય, ગોપાળલાલ, ગિરધરલાલ, વગેરે અનેક નામ શ્રી કૃષ્ણના છે. અને તે નામો શ્રી કૃષ્ણના જે જે ગુણ સ્વરૂપ, અથવા ચરિત્ર જ્યાં જ્યાં પ્રધાન પણે દૃશ્ય થયાં તે પ્રમાણે પડેલાં લાગે છે. જેથી શબ્દ બોધ યથાર્થ થાય છે. ચંચળ મન, સાકાર અને સગુણના અવલંબન વિના ધ્યાનાદિમાં, દૃઢ થતું નથી. ગિરિરાજને ટચલી આંગળી પર તોળવાનું પરાક્રમ કરનાર ગિરિધર લાલને ઉદ્દેશી મીરાંએ પોતાની છાપ આપી છે. તે પરથી ગિરધર નામના કોઇ લૌકિક નાગર જ્ઞાતિના ગૃહસ્થ એક વ્યક્તિ તરીકે માનવા એ એક ભ્રાંતિ છે. "મૈયર મારૂં મેડતું ને સાસરીયું ચિતોડ" એ પંક્તિ ઉપરથી તેમજ ચિતોડમાં ચિત્રોડા નાગરની વસ્તી હોવાથી, તેમજ ચિતોડની રજપુત વંશાવળીમાં મીરાંનું નામ મળતું નથી તેથી, મીરાં "નાગર" હશે અને મીરાંના ગિરધરલાલ પણ કોઈ "નાગર" હશે, એવો ભ્રમ ઘુસી ગયો લાગે છે, અને તે "રાધાને કાને ઝાલ ઝુમકે" ને બદલે "રાધાને કહાન એ ઝાલર (વાલ) ઘુકે"ના જેવો ભ્રમ છે. અથવા "મને આદિશ્વર ભે (ભય) ટાળજો" ને બદલે "મને અરદેશર ભેટાડજો" જેવી ભ્રાંતિ છે.

(બ) મીરાંને જે મહાત્માએ ગિરધરલાલની મૂર્તિ આપી હતી. તેણે તે ઠાકોરજીનું નામ ગિરધરલાલ પાડેલું. તેથી મીરાં એ પણ ગિરધરલાલ નામ કાયમ રાખેલું અને તેની તે વૈષ્ણવની પદ્ધતિસર સેવા પૂજા, મન વાણી કર્મથી એકાગ્ર અનન્ય ભાવે કરતી તે એટલે લગી કે મીરાં જ્યારે છ સાત વર્ષની બાળ વયની હતી ત્યારે તેના મહેલ આગળથી વરઘોડો જતો હતો, તે જોવા અંતઃપુરનો તમામ સ્ત્રી વર્ગ તે વરઘોડો જોવાને દોડ્યો, પણ શ્રી ગિરધરલાલજીની મૂર્તિ જોડે રમતી મીરાંનું મન–ધ્યાન–તે મૂર્તિમાં એટલું તલ્લીન હતું કે તે તો વરઘોડો જોવા ગઈ નહીં અને ત્યાર બાદ જ્યારે વરઘોડાની વાત નીકળી ત્યારે મીરાંએ તેની માને પૂછ્યું કે "મારો વર કોણ?" ત્યારે માએ કહ્યું કે "તારા વર આ ગિરધરલાલ". તે ઉપરથી મીરાંએ એ ગિરધર મૂર્તિની તેજ વખત તેને પોતાના પતિગણી લાજ કાઢી, એ પરથી જણાશે કે મીરાં નાનપણથીજ આનંદિત પ્રકૃતિની

હતી. એકાગ્ર ધ્યાન ધરી શકતી અને પતિની લાજ કાઢવી જોઈએ એ રીવાજ સમજતી હતી.

(ક) વિવાહ સમયે મીરાંએ ગિરધરની મૂર્તિ મંગાવી સન્મુખ રાખી હતી અને ત્યાર બાદ મંગળફેરા ફરી હતી એમ કહેવાય છે. પ્રભુની કે દેવની સાક્ષિ વિવાહ વેળા રાખવાનો હાલ પણ રીવાજ હોય છે. સ્વામી નારાયણ પંથમાં પણ મૂર્તિને પાસે રાખીને તેને જમાડયા પછી જમવાનો તથા હરેક વાત મૂર્તિને સન્મુખ રાખીને કરવાનો રીવાજ છે. વલ્લભ સંપ્રદાયમાં પણ વિવાહ સમયે વલ્લભ કુળના બાળકને સંનિધિમાં રાખવામાં આવે છે, પરંતુ શુદ્ધ રજપુત કુળમાં એવો આચાર નથી. વળી "વરીઓ વરીઓ મેં ગિરધરલાલ" એ પદ અનુકરણ કે ક્ષેપક હોય એમ લાગે છે. કવિશ્રી નરસિંહ, કવિશ્રી દયારામ વગેરે પણ શ્રીકૃષ્ણ જોડે વરવાની પંક્તિ-વાળા પદ લખી ગયા છે અને તેમણે પ્રભુને પતિ સમજી પત્ની બની તે રૂપે કવન કર્યાં છે, તેથી આવાં લગ્ન લૌકિક લગ્ન નહીં સમજતાં પતિ ભાવ એટલે પ્રભુભાવનો ઉદ્દેશ હતો એમ સ્પષ્ટ સમજાય છે. શ્વસુર ગ્રહે ગમન કરતાં મીરાંને ગિરધરલાલની મૂર્તિ વગર ચાલ્યું નહીં. તેથી મીરાંને મૂર્છા આવી ગઈ અને તેનું ખરૂં કારણ જણાતાં ગિરધર મૂર્તિ મીરાંને તેના પિતાએ દાયજામાં આપી, તેથી સાસરે જતી વેળા ગિરધરજીની મૂર્તિ પાલખીમાં–ડોલામાં–ડોલાવતી મીરાં આગળ ચાલી.

(ડ) મીરાંએ પૂજેલી અને પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ હાલ કયાં છે એ વાત વિવાદગ્રસ્ત છે. એ મૂર્તિ ચિતોડમાં રહી હતી એમ કહેવાય છે. પણ જ્યારે જેપુરના રાજા માનસિંહે સં. ૧૬૩૩માં ચિતોડ જીતી લીધું ત્યારે તે મૂર્તિ જેપોરની પ્રાચીન રાજધાની "આમેર"માં લઇ જવામાં આવી હતી. જ્યારે માનસિંહના કુંવર જગતસિંહ, પિતા વિદ્યમાન હોતાં, સ્વર્ગસ્થ થયા ત્યારે તે મૂર્તિની સ્થાપના 'ગિરધર' નામ ફેરવી નાંખી "જગત શિરોમણી"ના નામથી થઇ. પ્રથમ એ મૂર્તિ કાળા પત્થરની બે હાથવાળી હતી. પરંતુ ત્યારબાદ રાધાજીની મૂર્તિ સાથે પધરાવવામાં આવી. એ મંદીર આશરે એક કરોડ એંસી લાખના વ્યયથી રચાયું કહેવાય છે. પછી તેની શોભા અપૂર્વ હોય એમાં શું આશ્ચર્ય? ગરૂડની સંગે મરમરની મૂર્તિ ઉપર એક લેખ

સંવત ૧૬૧૧નો છે, અને બીજો સં. ૧૭૧૯નો છે. પ્રથમ લેખ મીરાં-બાઇની મૂર્તિ સ્થાપનાનો હોવાનું અને બીજો "આમેર" ગત પ્રતિષ્ઠાનો હોવાનું રાધાકૃષ્ણદાસ અનુમાન કરે છે. પરંતુ મીરાંબાઇ ચિતોડ ત્યાગવેળા પોતાની વહાલી પૂજ્ય મૂર્તિ ચિતોડમાં પાછળ મુકી જાય એ વાત માનવી મુશ્કેલ છે.

(ઇ) મીરાંવાળી મૂર્તિ હાલમાં ગંગાતટ ઉપર આવેલા શીવરાજપુરમાં છે, એમ મનાય છે અને તે મૂર્તિ ૩૦૦ વર્ષ થયાં ત્યાં આવ્યાનું વૃદ્ધો જણાવે છે. જ્યાં મીરાંનું અપમાન થયું એવા ચિતોડમાં તેના વહાલા ગિર-ધરલાલની મૂર્તિ ચિતોડમાં ન રહેતાં, મીરાંબાઇના દ્વારકા ગમન સુધી તેનીસાથેજ હોવાનો સંભવ છે. પરંતુ મીરાંની મુક્તિ થતાં તેના અર્ચકને પ્રેરણા થવાથી તેણે તે મૂર્તિ કાશી લઈ જવા પ્રયત્ન કર્યો. માર્ગમાં, શીવરાજપુર આવતાં, "મૂર્તિ" ત્યાં અટકી પડી. એ મૂર્તિ "મીરાં કે ગિરધર ગોપાળ" એ નામથી પ્રસિદ્ધ છે. આનું નામ શ્રદ્ધા કહેવાય. કહે છે કે શેઠ લક્ષ્મણદાસજીએ એ મૂર્તિને મથુરા લઈ જઈ ત્યાં સ્થાપવા વિચાર કર્યો, પણ મૂર્તિ ત્યાં ગઈ નહીં. પછી એ મૂર્તિને ઘણી જાગીરો ભેટ આપી. આવીજ રીતે શ્રીનારાયણની એક મૂર્તિ ચંડીપૂર—ચાણોદ—ચરણોદ—માં છે.

(ફ) શીવરાજપુરની ગિરધરજીની મૂર્તિ મીરાંના પદોમાં વર્ણવેલા વેશમાં છે. તે મૂર્તિ વિશાળ અને રમણીય છે. તેને અષ્ટભુજા છે. તેમાં શંખ ચક્ર ગદા પદ્મ લકુટી ગોવર્ધનગિરિ અને બે હસ્તમાં અધરલગ્ન મુરલી છે. એ મૂર્તિની જાંગ ઉપર મીરાંએ પીધેલા ઝેરનું કૃષ્ણ ચિન્હ છે.

(ગ) ઉદેપુરમાં રણછોડજીની મૂર્તિ સાથે મીરાંબાઈની મૂર્તિ પૂજાય છે. દ્વારકામાં રણછોડજીની મૂર્તિમાં મીરાંબાઈ સારૂપ્ય મુક્તિ પામી, તે મૂર્તિ ડાકોરમાં રણછોડજીને નામે પૂજાય છે. તે મૂર્તિ દ્વારકાથી ડાકોરમાં બોડાણો રજપુત સં. ૧૮૦૦માં લઈ આવ્યો. કહે છે કે મીરાં જ્યારે દ્વારકામાં મુક્તિ પામી ત્યારે તે મૂર્તિ પીતાંબરને બદલે સાડી પહેરેલી જણાઈ હતી. દ્વારકામાં અદ્યાપિ શ્રીકૃષ્ણની મૂર્તિ સાથે મીરાંબાઈની મૂર્તિ પણ પૂજાય છે, એમ કેટલાક કહે છે. પરંતુ ખરૂં શું છે તે જણાયું નથી. વળી શ્રીનાથજીમાં

વિઠ્ઠલનાથજીના મંદીર બહાર એક મંદીર વનમાળીજીનું અને બીજું મંદીર મીરાંબાઈનું છે. આ પરથી જણાશે કે મીરાંવાળી ગીરધરલાલજીની મૂર્તિ હાલ ક્યાં છે તે અચોક્કસ છે.

(હ) વિશુદ્ધ વંશમાં જન્મ પામેલી મીરાં લગ્ન સમયે શરૂઆતમાં જ વડીલોની વિરૂદ્ધ વર્તી દેવીને નમન કરવા ના પાડે એ સંભવિત નથી. તેનો સત્યાગ્રહ એવો દુરાગ્રહ થવા પામે નહીં. જે મીરાં પ્રારબ્ધ અનુસાર પતિ પ્રાપ્તિના સંસ્કારવતી હતી, તેનામાં અન્યથા આચરણ સંભવતું નથી. મીરાંને દેવસેવા કોઈપણ સમયે પતિ સેવાની આડે આવી હોય એમ માનવા કારણ નથી. સ્ત્રીનો ધર્મ પતિના ચરિત અનુસાર સ્વચરિત ઘડવાનો નથી. પરંતુ પતિના સહવાસમાં તેના સદ્‌ગુણો શીખી લેવા એ તેનું કર્તવ્ય છે. પ્રભુની બાબતમાં તો પતિ અને પત્ની બેઉને પ્રભુ સેવ્ય છે. એ નીતિમાર્ગ છે. સતિ મીરાંએ ઐહિક, અસ્થિર, સાંસારિક વિષયોના બાહ્ય મોહક રૂપોમાં પ્રલુબ્ધ ન થતાં એ માર્ગનું અવલંબન કર્યું કેમકે બાલ્યાવસ્થાથી જ મીરાંના સંસ્કારો ભક્તિ વૃક્ષના ઉદ્‌ભાવક પોષક તથા વર્ધક હતા. મીરાંના દાદા દૂદાજીએ શ્રી ચતુર્ભુજનું મંદીર બંધાવ્યું હતું. જેનું રેશમી પવિત્રં મેડતીઆ રાઠોડ પાઘડી પર શીરપેચને સ્થળે બાંધે છે. મીરાં પ્રાતઃકાળે સ્નાન દેવ સેવા આટોપી લઈ પછી અન્ય કાર્ય કરતી. મીરાંના રમકડાં–ક્રીડકણાં–પવિત્ર પદાર્થોના પ્રતિબિંબો પ્રથમથી જ હતાં. તે ગીરધારીજીની મૂર્તિને વસ્ત્રાલંકાર વાઘા પહેરાવતી, તેની જોડે વાર્તાલાપ કરતી, તેને પારણે ઝુલાવતી, તેની પૂજા કરતી. પતિને પત્ની એકાંતમાં રમણ ભ્રમણ કરવાનું ક્રીડકણું હોય છે, તેવું મીરાંને પ્રારબ્ધ બળથી લૌકિક પતિરૂપ ક્રીડકણું નષ્ટ થયું, ત્યારે તેણે શ્રી ગિરધરલાલ રૂપ અલૌકિક ક્રીડકણું–રામ રમકડું–કોઈ એક વીરલને હાથ ચડે એવું–ખડું કર્યું. અને ગિરધરજીને ઉપાસ્ય ભાવે ઇચ્છાવર વરી આનંદ લીધો.

(જ) મીરાંની પીડા પતિ પાતિત ન હતી. તે દુઃખ વૈધવ્ય પ્રાપ્ત થયાં પછી જ પડયાં હતાં. સુવર્ણની પરીક્ષા જેમ તાપ તાડનાદિથી થાય છે તેવી રીતે મીરાંની અપૂર્વ ભક્તિ સત્યાગ્રહની પરીક્ષા, એ પીડનોથી પ્રદીપ્ત થઈ. અંતઃપુરની રાણી સાધુઓ સહ સમાગમ રાખે એ વાત રાણા વિક્રમા-

દિત્યને ઠીક લાગી નહીં. અને "લોકાપવાદ બલવાન મતો મે" એ ન્યાયે મીરાંને તેણે પીડા આપી દુ:ખી કરી.

(લ) મીરાં ભક્ત કવિ હતી કે કવિ ભક્ત હતી એ પ્રશ્નમાં ઉતરવાથી શો લાભ છે તે સમજાતું નથી. મીરાં પ્રથમથી જ ભક્ત હોઈ ભક્તરૂપે ઉચ્ચતમ પદ ભોગવે છે, અને કવિરૂપે સુંદર પદ ગરબી વગેરે લખી ગઈ તેથી તે કવિ કહેવાઈ. જ્યારે જ્યારે મીરાં બોલતાં ત્યારે ત્યારે તે જાણે ગાતાં હતાં. ભજન નૃત્ય ઓચ્છવ કીર્તન એ એમનાં આખા જીવનના સંગાથી હતાં. શ્રીકૃષ્ણે શ્રીમુખે ગીતા ગાઈ તે મુજબ મીરાંએ ભજન ગાયાં.

---

## પરિશિષ્ટ ૧૩.

## મીરાંનો ભક્તિયોગ

(અ) ભક્તિનું લક્ષણ "સા પરાનુરક્તીશ્વરે" ઈશ્વરમાં પરમ રાગ (પ્રેમ) તે ભક્તિ છે. ઈષ્ટ આરાધ્ય દેવ ઉપર જે ઉત્કૃષ્ટ પ્રીતિ તેનું નામ ભક્તિ. ઈશ્વર અન્યપદાર્થવત્ પ્રીતિનો જનક નથી. પરંતુ તે અંતઃકરણની પ્રેમવૃત્તિનો વિષય છે. પ્રેમવૃત્તિના વિષયો સાંસારિક પદાર્થો પણ હોય છે. પરંતુ તે વિષયો સંબંધી પ્રેમ ન્યૂનાધિક અનિત્ય હોય છે. ઉત્કૃષ્ટપ્રેમ સાંસારિક પદાર્થને સ્થળે અસાંસારિકને વિષય કરે છે. આવી ભક્તિ જો અભેદ બુદ્ધિથી આચારમાં મુકાય તો સર્વાત્મભાવ સિદ્ધ થાય.

(બ) "યોગ" એટલે જીવનું શીવ (ઈશ્વર) સાથે જોડાવું. ભક્તિના શ્રવણ કીર્તનાદિ નવ અંગો છે. ભક્તિયોગનો મુખ્ય ગ્રંથ શ્રીમદ્ ભાગવત છે. અને મીરાં ભાગવત ધર્મ પાળતી વૈષ્ણવ હતી. જ્ઞાનયોગ અને કર્મયોગ કરતાં હાલમાં ભક્તિયોગ અધિક પ્રિય થયો છે. તરવામાં માટલું કે તુમડું, તાકવામાં નીશાન કે નયન, અને ભજવામાં મૂર્તિ કે પ્રકટ ભગવાન. મનુષ્યની વૃત્તિઓ ત્રિગુણાત્મક છે. તેથી વૈષ્ણવ શૈવ, ગાણપત્ય, સૌર, શાક્ત આદિસંપ્રદાયો પ્રવૃત્ત થયા છે. વૈષ્ણવ મતમાં વિષ્ણુ એ પ્રધાન ઉપાસ્ય દેવ છે.

(ક) મીરાંની પૂર્વે એક પાસ રામાનંદ અને તેના શિષ્ય કબીરે નિર્ગુણ ભક્તિનો પ્રચાર કર્યો હતો. અને બીજી પાસ રામાનુજ માધ્વ અને ચૈતન્યના સંપ્રદાયો બદ્ધમૂલ થયા હતા. વલ્લભનો મત તે સમયે તેની બાલ્યાવસ્થામાં હતો. મીરાં સગુણ સેવા કરતી. "મીરાંભક્તિ કરેરે પ્રગટકી." રામાનુજ મતમાં નારાયણ અને તેના અંશો સંકર્ષણાદિ પૂજા પાત્ર છે. માધ્વ મતમાં નારાયણ અને લક્ષ્મીની પૂજા થાય છે. પણ ચૈતન્ય અને વલ્લભ સંપ્રદાયમાં રાધાકૃષ્ણ પૂજાય છે. ચૈતન્યે સાધનોમાં શ્રવણ કીર્તનાદિને પ્રધાન ગણ્યા છે. ત્યારે વલ્લભે "શરણાગતિ"ને પ્રધાન સાધન ગણ્યું છે. બાઇબલે 'આજ્ઞા" અને "પક્ષ" બળવાન ગણ્યા છે. સ્વામી નારાયણે પણ એ બેને ધર્મના સ્તંભ તરીકે સ્વીકાર્યા છે. ચૈતન્યમત ગૌડ બંગાળમાં પ્રચલિત થયો. અને વલ્લભમત શ્રીનાથજી મેવાડમાં આવવાથી ત્યાં, અને ગુજરાતમાં ફેલાયો. નવધા ભક્તિપૈકી એકેક કરીને કેટલાક ભક્તો તરી ગયા છે. અને મીરાંએ નવે પ્રકારની ભક્તિ સાધી પાદસેવન ભક્તિ વડે આત્મનિવેદન સફળ કર્યું છે.

મેવાડનું રાજકૂળ શૈવ હતું. અને મીરાંનુ પિતૃકુળ વૈષ્ણવ હતું. તેથી વલ્લભ સંપ્રદાયની શરૂઆત છતાં મીરાંને તેના સ્વલ્પાંશે સંસ્કાર હશે એમ અનુમાન થાય. રા. આનંદશંકર ધ્રુવ "નરસિંહ અને મીરાં"ના લેખમાં લખે છે કે "હમે મીરાંનું ચૈતન્ય સંપ્રદાયનાં સાધુઓ સાથે સમાગમ સંભવિત ગણીએ છઈએ. પરંતુ તેની જ્વાળા પ્રગટાવનાર શિષ્ટ શક્તિઓ રૂપે તો જયદેવ અને રામાનંદને માનીએ છઈએ." મીરાં અમુકજ સંપ્રદાયની હતી, એમ કહેવાય નહીં. તે ગિરધર ભક્ત હતી એ નિર્વિવાદ. એ રીતે મીરાં કૃષ્ણ ભક્તિમાં તલ્લીન હતી. એ નિઃસંદેહ છે.

---

## પરિશિષ્ટ ૧૪.

મીરાંના પદોમાં ભાગવતોક્ત કૃષ્ણ સ્વરૂપ અને રાધા વિલાસતું વર્ણન છે. પરંતુ રાધાનું નામ ભાગવતમાં જણાતું નથી. તેથી "રાધા રાધના" કૃષ્ણભક્તિમાં ક્યારથી પેઠી એ વિષય ચર્ચાપાત્ર છે. રા. આનંદશંકરે "નરસિંહ અને મીરાં"ની રચનાના મૂળરૂપે જયદેવ અને જયદેવના ગીત ગોવિંદને

ગણ્યા છે. રા. તનસુખરામ સં. ૧૯૧૦ સુધી લખાયલા કેટલાક ગ્રંથોમાંથી રાધાકૃષ્ણનો સંયોગ શૃંગાર લખાયલો ટાંકે છે. જેવો કેઃ—

**तेषां गोप वधूविलास सुहृदां राधारहः साक्षिणाम्**
**क्षेमंभद्र कलिन्द शैल तनयातीरे लता वेश्मनाम्.**

---

## પરિશિષ્ટ ૧૫.

## મીરાંની પ્રેમ ભક્તિ

(૧) સં. ૧૨૦૦માં રાધાકૃષ્ણનો વિલાસ જયદેવના ગીતગોવિંદમાં પ્રફુલ્લ થયો હતો. તે ઉપર રાણાકુંભે સં. ૧૪૯૬માં અપૂર્વ ટીકા રચી હતી.

(૨) સુફીવાદમાં પ્રભુને પત્ની તરીકે માની પ્રભુને સ્ત્રી ભાવે એટલે પ્રભુ, ભક્તની પરમપ્રિય પ્યારી સ્ત્રી છે એ ભાવે, જેમ આશક માશુકમાં ગુલ્તાન રહે તેવી ભક્તિ ભક્ત કરે છે. સુફીવાદમાં અને પુરૂષોતમ ભક્તિમાં અપૂર્ણતા લાગે, પરંતુ પ્રેમ ભક્તિ એવી છે કે તેની તલ્લીનતામાં ભક્ત પુરૂષ છે કે સ્ત્રી છે એ ભાવ પણ ભુલી જવાય છે. સ્વપતિ અને પ્રભુ પતિ વચ્ચેનો તફાવત ભક્ત સમજી શકે છે. અને સ્વપત્ની તથા પ્રભુરૂપી માશુક વચ્ચેનો તફાવત પણ ભક્ત સમજી શકે છે. અને પ્રભુને સ્વપત્નીની સોતન (સોક્ય) ગણવાનું કારણ રહેતું નથી. કારણકે પ્રેમ ભક્તિમાં પતિ-ભાવ કે પત્ની ભાવ (શારીરિક સંબંધ) પ્રધાન નથી. વિકૂલેશને માવલી એટલે માતા જાણીને તે સ્વરૂપે ભક્ત પૂજે છે. તેથી કાંઈ વિકૂલેશ મા એટલે સ્ત્રીલિંગ બની જતા નથી. તેમજ શ્રીકૃષ્ણના શણગારમાં નાકે વાળી હોય છે. તેથી કાંઇ શ્રી કૃષ્ણ પુરૂષોત્તમ મટી સ્ત્રીલિંગ થઈ ગયા એવો ભાવ ભક્તના મનમાં આવે જ નહીં. એ તો પ્રેમ અને લાગણી તથા શ્રદ્ધાનો વિષય છે. જેનું અંતિમ ફળ સ્વાત્માર્પણ દ્વારા અભેદ ભાવ છે. કોઈ પણ રીતે અલૌકિક પ્રેમભાવ સિદ્ધ કરવાનો છે.

(૩) આર્યોએ ભગવાનની ભક્તિ જુદે જુદે ભાવે કરી છે. યશોદાએ પુત્ર ભાવે, અર્જુને સખા ભાવે, હનુમાને સ્વામી ભાવે. તુલસીદાસે જગદીશ્વર ભાવે, ચૈતન્યે પ્રાણેશ્વર ભાવે, ગોપીઓએ પતિ કૃષ્ણ ભાવે, અને મીરાંએ

શ્રી ગિરિધર પતિ ભાવે, ભક્તિ કરી છે. શ્રી શંકરાચાર્યે આત્મભાવથી અભેદ પ્રાપ્ત કર્યો છે. પ્રેમનું પરિણામ આત્મનિવેદન, કે આત્માર્પણ છે. આત્માપર્ણ થતાં અભેદ એની મેળે સિદ્ધ થાય છે.

(૪) મીરાંબાઈએ કોઈ સંપ્રદાય પ્રથક સ્થાપ્યો નથી. પરંતુ મીરાંના પદો લોક પ્રિય હોવાથી રજપુતસ્થાન અને ગુજરાતમાં પ્રસિદ્ધ થયાં છે. અને સાધુસંતો મીરાંના પદો ગાતા ગાતા સ્થળે સ્થળે વિચરે છે. અને પોતાનો નિર્વાહ તે વડે ચલાવે છે. તે બધા મીરાંબાઇના પંથના ગણાઇ ગયા છે. પરંતુ મીરાંબાઇનો ખાસ પંથ માનવા કારણ નથી. જે કોઈ બાળ વિધવા, મીરાંબાઇના જેવી કૃષ્ણ સેવા કરી, મીરાંબાઇના પદો ગાઈ રાજી રહે છે. તેને મીરાંના ઉપનામથી બોલાવાય તેથી કાંઇ તેઓ મીરાં અથવા મીરાંના પંથની કહેવાય નહીં.

---

## પ્રકરણ ૧૫મું.

## મીરાંના સમયની સામાજીક સ્થીતિ.

૧. મીરાંબાઇનો સમય આપણે સં. ૧૫૫૫ (ઇ. સ. ૧૫૦૦) થી સં. ૬૬૩૦ (ઇ. સ. ૧૫૭૪) સુધીનો આંકીએ છઇએ. આંકયો છે. નરસિંહ મહેતાનો પણ હવે સાધાર સમય સં. ૧૪૭૦ (ઇ. સ. ૧૪૧૪) થી સં. ૧૫૩૭ (ઇ. સ. ૧૪૮૧) સુધીનો અંકાયો છે. તુળસીદાસનો સમય સં. ૧૬૮૮ (ઇ. સ. ૧૬૩૨) થી સં. ૧૭૫૮ (ઇ. સ. ૬૭૦૨) સુધીનો અંકાયો છે. કબીર, મીરાંબાઇની પૂર્વે થઈ ગયા, એ તો નિર્વિવાદ છે. કબીર પરત્વે રા. ભાતુસુખરામ આ નથી માનતા. શા માટે નથી માનતા એ સમજાતું નથી. એ જો આ પરત્વે વધુ પ્રયાસ કરત તો અવશ્ય એ અંધકારના ઓછાડમાંથી સત્ય પ્રદેશમાં પ્રવેશી શકત, અને એ પરત્વે સત્યનો પ્રકાશ પ્રાપ્ત કરત. આતો એ સમયની આસપાસના કેટલાક કવિ અને ભક્તનો પરાપૂર્વ સમય અને સંબંધ મેળવવા પૂરતો વિચાર છે. એ સમયની ઐતિહાસિક સ્થીતિ—ધાર્મિક પરિસ્થતિ જોઈએ.

૨. આ સમયમાં દક્ષિણ હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૫૦૦માં વિજય-નગરના બ્રાહ્મણી રાજ્યનો વિધ્વંસ થયો. મુસલમાની રાજ્યની કડવી સત્તા સંપૂર્ણ ચાલી. વિજયગરનું રાજ્ય અને હસન ગંગુનું બ્રાહ્મણી રાજ્ય એ ઉભયનો વિધ્વંસ થતાં તેમને સ્થળે વરાડ, અહમદનગર, વિરાડ, બીજાપુર અને ગોવળકોંડાના પાંચ પઠાણ રાજ્ય સ્થપાયાં. તેઓની રાજ્યનીતિનું કંઇક સામાન્ય પણ અવલોકન કરતાં આપણને સ્પષ્ટ લાગશે કે તેઓ હિંદુના કટ્ટા શત્રુ હતા. હિંદુ પ્રત્યે સમભાવી ન હતા. હિંદુના ધર્મ પ્રત્યે સમ-ભાવી ન હતા. મુસલમાની ધર્મના ઝનુનમાં હિંદુ ધર્મના તેઓ શત્રુ હતા. કાળ હતા. અત્રે આ સમય પહેલાંનો સમય પણ કંઇક તપાસીએ. હિંદુ રાજ્યની સત્તા કૃષ્ણાથી ઠેઠ કેપ કૅમોરીન સુધી આખા દક્ષિણ હિંદ પર હતી. ત્યાંના ખંડીએર દેવલો આજે પણ તેની તે સમયની ભવ્યતાનો કંઇક ખ્યાલ આપવાને પૂરતાં છે. ત્યાંના રાજા વિષ્ણુના ભક્ત હતા. તેથી તેમના વખતમાં બૌદ્ધ અને જૈનમાર્ગને ઠેકાણે જૂનો હિંદુધર્મ આખા દક્ષિણ હિંદમાં ફરીથી દાખલ થયો હતો. તેમાં પણ માધવાચાર્ય નામે બ્રાહ્મણે તો વિષ્ણુ અને બીજા હિંદુ દેવોની પૂજા ફરીથી દાખલ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. સારાંશ કે મીરાંબાઈનો સમય વૈષ્ણવ ધર્મનો હતો. અને એ વૈષ્ણવ ધર્મની પરિસ્થિતિ આ સમયે દક્ષિણ હિંદમાં નબળી પડી ગઈ હતી. ગૃહિત–આશ્રય તો ન જ હતી.

૩. હવે ઉત્તરમાં દિલ્હી તરફ દૃષ્ટિ કરીએ તો ત્યાં પણ મીરાંબાઈના સમયમાં સીકંદર લોદી, બાબર, હુમાયુ, શેરશાહ સલીમશાહ અને આદિલશાહ રાજાઓ થયા. અકબર મીરાંબાઈના જીવનના સંધ્યાકાળે આવ્યા. હવે અકબર સીવાય ઉપરોક્ત જે રાજા ગણાવ્યા તેમાંના સર્વે બહુધા હિંદુ પ્રતિ અને તેમાં એ હિંદુ ધર્મ પ્રતિ સમભાવી ન હતા. હિંદુઓને વટાળવામાં, હિંદુઓની મૂર્તિઓનું ખંડન કરવામાં, તેઓ પોતાનો ધર્મ માનતા, જન્મ હક્ક માનતા. બાબર તથા હુમાયુ આ પરત્વે કાંઈક અપવાદ રૂપ ગણાય. પરંતુ તેઓ તો મોગલકાળની બાલ્યાવસ્થામાં મુગલાઈ રાજ્યની સ્થાપના કરનાર લોભી વિદેશીય સ્તંભ હતા. આથી હિંદુ વિરૂદ્ધ આ પરત્વે તેઓ આવતાની વાર જ લક્ષ આપે એ અસંભવિત હતું. તેઓનું આ સમયનું કેંદ્ર એકજ હતું.

સર્વપ્રિય લેખાઈ સારા સંગીન રાજ્યની સ્થાપના કરવી તે. કદાપિ આમ ન હોય. તોપણ આ સમયે તેમને હિંદુ ધર્મ વિરૂદ્ધ આ પરત્વે લક્ષ આપી વિરોધ વધારવાની ફુરસદ પણ ક્યાં હતી? બીજા બધાના પ્રસંગમાં તો હિંદના હિંદીઓ તેમના સર્વ પ્રકારે કટ્ટા શત્રુ હતા. પંજાબ, બંગાળા, જુવાનપોર મુલતાન અને સિંધ–સર્વત્ર મુસલમાની સત્તા હતી. હિંદના હિંદુ ધર્મની ધાર્મિક પરિસ્થિતિ તો અત્રે સારી ન જ હતી. ને પૂર્વેના પણ પચાસ વર્ષમાં તે સ્થિતિ તેવીજ હતી.

૪. ગુજરાત અને માળવામાં પણ આ સમયે ધાર્મિક પરિસ્થિતિ આવી જ હતી. ગુજરાતમાં અને માળવામાં (રજપુતાનામાં પણ) માંહોમાંહે તપાસીએ તો માત્ર એકજ ફેર હતો. માળવા, હિંદુ ધર્મના રણવીર રક્ષક રજપૂતોની અચળ આદ્યનંત છાયામાં હતું. ગુજરાતને તેવી છાયા આ સમયે ન હતી. મુજફ્ફરશાહ બીજો, સિકંદરશાહ બીજો, મહમદશાહ બીજો, બહાદુરશાહ, મહમદશાહ ત્રીજો, અહમદશાહ બીજો, મુજફ્ફરશાહ ત્રીજો, એમના હાથમાં વારાફરતી આ સમયે ગુજરાતની સત્તા હતી. આ સમયે તે તે પ્રત્યેકમાં હિંદુ ધર્મની કટ્ટી શત્રુતા, મુસલમાની ધર્મની નૈસર્ગિક પ્રેરણા અને સ્વધર્મ ઝનુન, હોય તેમાં નવાઇ ન હતી. તો પણ તેમાં એ મહમદ ત્રીજા (લતીફખાં) એ તો હદ કરી. રજપૂત રાજા, રાણા, ઠાકોર, કોળી, ડાકરડા વગેરે દેશીઓના પરગણાં–ગરાસ– ખુંચવી લેવાના હુકમ કર્યા. પરિણામે શીરોહી, ડુંગરપુર, ઇડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીપળા, મહીકાંઠા, ઝાલાવાડના રાજા રજવાડા કોપ્યા. ભેગા મળી લઢવા ઊઠયા. મહમદ લતીફખાને તેમની કતલ કરવાનો હુકમ કર્યો, દેશીઓને ઘોડે બેસવાની, સારાં કપડાં પહેરવાની, તેમને તેમના તહેવારો કરવાની, પણ મના કરવામાં આવી, અને તેમને અનેક રીતે અતિ પીડા અને મુશ્કેલીમાંથી પસાર થવું પડયું. સારાંશ કે ગુજરાતમાં પણ ધાર્મિક પરિસ્થીતિ સારી કે સુરક્ષિત ન હતી.

૫. ધર્મના અનેકાનેક પંથના પ્રત્યેક પંથની પણ વારાફરતી દૈવવશાત્ ચડતી પડતી થાય છે. આ સમયનું નિરીક્ષણ કરતાં સહજ જણાશે કે આ સમય અમુક સ્થળે વૈષ્ણવ ધર્મની ચઢતીનો હતો. હિંદુ ધર્મના

અને તેમાં એ વૈષ્ણવ ધર્મનાં વિખ્યાત સ્થળ આ વેળા કાઠીઆવાડ, ગુજરાત અને રજપૂતાના હતા. તે માત્ર રજપૂતોની વીરતાને લીધે–સુરક્ષતાને લીધે, રજપૂતાના, અને એક ખુણામાં રાજ્ય ચળવળથી દૂર દૂર પડેલું–તે વેળા અલક્ષ્ય ગણાયલું–તટસ્થ કાઠીઆવાડ, એ ઉભય સ્થળ હિંદુ ધર્મની સ્વતંત્રતાના સુરક્ષિત સ્થાન, મીરાંબાઇના વખતમાં હતાં. અમારૂં આમ ઉપરોક્ત દૃષ્ટિબિંદુએ માનવું થાય છે. મીરાંના સમયની તેમજ તેમની પહેલાંના સમયની ધાર્મિક પરિસ્થીતિ, ધાર્મિક ધરતીકંપો તપાસતાં અમારૂં એ નિગમન અમને સપ્રમાણ લાગે છે.

૬. વિશેષત: અમારૂં ઉપરોક્ત નિગમન અમને બીજા પ્રકારે પણ સત્યાત્મક લાગે છે. ઉત્તર હિંદુસ્થાનમાં નાનકપંથ અને ગુજરાતમાં કબીર પંથ નીકળવાનું શું કારણ? ઉભયપંથના તત્વો વા મતભેદો સાથે અત્રે આપણને કંઇ કામ નથી. પરંતુ પ્રસ્તુત વિષયને આવશ્યક જે એક તત્વ અમને જણાય છે તે એ છે કે:—હિંદુધર્મ પ્રત્યેની મુસલમાનોની કટ્ટી શત્રુતા લાગતાં, તેના કડવા અનુભવ થતાં અને હિંદુધર્મની કંઇક ઉદાત્તતા અત્યાજ્ય લાગતાં, ઉભયધર્મના સમાધાનરૂપે આ બે નવા પંથ ઉદ્ભવ્યા. સમય ઘટીત હોવાને લીધે સમયનાજ બળે આ ઉભય નવીન પંથની સત્તા તે સમયે તે તે સ્થળોમાં તેમજ તેની આસપાસના સ્થળોમાં ધીમે ધીમે પ્રસરી પ્રબળતા પામી, ચૈતન્યધારી રહી. તાત્પર્ય એ છે કે:–વૈષ્ણવ ધર્મ વા શીવધર્મ, ઉભયની જે હયાતી હતી, તે માત્ર નહીં જેવા નિર્જીવ, નિર્માલ્ય, નિશ્ચેતન પ્રમાણમાં રહી, અને માતા–દેવી–પૂજન તો એથી પણ ગૌણ માત્ર હતું. એ સર્વ તે વિકસવાનાં સ્વાતંત્ર્યભર સુરક્ષિત સ્થાન જો હોય તો તે માત્ર બેજ હતાં. કાઠીઆવાડ અને રજપુતાના.

૭. ધર્મની પણ પ્રબળતા ઘણેખરે અંશે તેમના સામયિક ઉદ્બોધક આચાર્યોની સતેજ પ્રવૃત્તિને અવલંબે છે, આ સમયનું કંઇક નિરીક્ષણ કરતાં એમ તો સહજ માલમ પડે છે કે જૈન વા બુદ્ધધર્મના ધર્માચાર્યો આ સમયે પોતાનો ધર્મ પ્રસરાવવા તો પ્રયત્નશીલ નહીં હતા. જે પરિસ્થીતિ તે તે ધર્મની હતી તે જ સ્થીતિમાં વા તેથી પણ કંઇક ન્યૂન સ્થીતિમાં પોતપોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાને તેઓ પોતાનું ગાડું ચાલતું હતું તેમ

ચાલવા દેતા હતા, ભલે તેમના આદર્શ ઉચ્ચ હશે પણ તેને બર લાવવાને તેમણે કંઇ પણ પ્રકૃષ્ટ પ્રયત્ન કર્યો હોય એમ જણાતું નથી. ધારો કે તેમણે તેવા પ્રયત્ન કર્યા હશે, છતાં તેઓ તેને માટે તે સમયમાં સમાજ પ્રિયતામાં લૌકિક વિખ્યાતીમાં તો ન હોતા જ આવ્યા. શિવધર્મને માટે પણ અમારા ઉપરોક્ત દૃષ્ટિબિંદુએ આ સમયને માટે એમ જ અનુમાન થાય છે.

૮. કબીરપંથ અને નાનકપંથ ઉભયમાં–તે ગમે તે પ્રકારના પંથ હો–તેમાં જે ઉત્સાહપ્રેરક શકિત હતી. તેવી શક્તિઓ ઉપરોકત ત્રણ પંથોમાં આ સમયે ન હતી, ઉપરોકત ત્રણ પંથ–ધર્મ–હતા તેવાજ હતા. તેમજ તેવા ચૈતન્યભર અચેતન અસ્તિત્વમાં તે પોતાનું જીવન નીભાવી રહ્યા હતા. એમાંજ તેમને તેમના જીવનનો જીવારો લાગ્યો હતો. નાનકે ઉત્તરમાં તો કબીરે ગુજરાતમાં પોતાના પંથનો ધર્મ ધ્વજ ફરકાવ્યો. આ સમયનું મીરાંની પૂર્વના અર્ધ સૈકાનું તેમજ તેમના સમયનું–કંઇક બારીક અવલોકન કરશું તો જણાશે કે વૈષ્ણવ ધર્મ–પંથ પણ પોતાનો ધર્મધ્વજ પ્રસરાવવા પ્રયત્ન કરતો હતો. સંસારમાં રચ્યાપચ્યા રહેલા સંસારી માનવીને રસલીલાના રસપાઠ પઢાવી રસીલા કરનાર આ વૈષ્ણવ ધર્મ સંસાર સાગરે તેમના જીવન નાવ રસભર સાવ સીધી રીતે સંચરાવનાર હોઈ રસપરત્વે સર્વ પ્રકારની ન્યાયી છૂટ આપનાર આ રસિક રસીલો ધર્મ વિખ્યાત હતો. નરસિંહ મહેતાએ આ ધર્મની ઉદ્ઘોષણા કરી. રા. મંડલિક સામે પણ પોતાનો ધર્મધ્વજ જયભર ફરકાવી પોતાના પ્રભાતીઆના બળે એ પ્રભાતીઆના અંતરાત્મામાં ગુંજન કરતી બંસીધરની બંસીના બળે વૈષ્ણવ હૃદયમાં વૈષ્ણવ આત્મામાં ચિરસ્થાયી વાસ કર્યો. તેમના જીવન પ્રસંગ પણ એ સારી રીતે સૂચિત કરે છે કે આ ધર્મના અંગે પોતાની જીવન પરિચર્યામાં નરસિંહે જે જે વિજયંત ભવ્ય પરાક્રમો કર્યા. તે તે સર્વે એવાં હતાં કે તે વિસરાય નહીં. તેને માટે અનેકાનેક દંતકથાઓ પ્રચલિત થઈ, અત્યાર સૂધી ચાલી આવી. આ ઉપરથી એમ જણાય છે કે તેતે પરાક્રમ તેમના સમયમાં તેમજ પાછળના સમયમાં તેતે પરાક્રમની ચમત્કારી આશ્ચર્યકર જાદુઈ દીવ્યતાના બળે વૈષ્ણવ ધર્મના અનુયાયીનું પ્રમદસ્થાન થઈ પડ્યા હતા.

અને તેમાં એ વૈષ્ણવ ધર્મનાં વિખ્યાત સ્થળ આ વેળા કાઠીઆવાડ, ગુજરાત અને રજપૂતાના હતા. તે માત્ર રજપૂતોની વીરતાને લીધે–સુરક્ષતાને લીધે, રજપૂતાના, અને એક ખુણામાં રાજ્ય ચળવળથી દૂર દૂર પડેલું–તે વેળા અલક્ષ્ય ગણાયલું–તટસ્થ કાઠીઆવાડ, એ ઉભય સ્થળ હિંદુ ધર્મની સ્વતંત્રતાના સુરક્ષિત સ્થાન, મીરાંબાઇના વખતમાં હતાં. અમારૂં આમ ઉપરોક્ત દૃષ્ટિબિંદુએ માનવું થાય છે. મીરાંના સમયની તેમજ તેમની પહેલાંના સમયની ધાર્મિક પરિસ્થીતિ, ધાર્મિક ધરતીકંપો તપાસતાં અમારૂં એ નિગમન અમને સપ્રમાણ લાગે છે.

૬. વિશેષતઃ અમારૂં ઉપરોકત નિગમન અમને બીજા પ્રકારે પણ સત્યાત્મક લાગે છે. ઉત્તર હિંદુસ્થાનમાં નાનકપંથ અને ગુજરાતમાં કબીર પંથ નીકળવાનું શું કારણ? ઉભયપંથના તત્વો વા મતભેદો સાથે અત્રે આપણને કંઇ કામ નથી. પરંતુ પ્રસ્તુત વિષયને આવશ્યક જે એક તત્વ અમને જણાય છે તે એ છે કે:—હિંદુધર્મ પ્રત્યેની મુસલમાનોની કટ્ટી શત્રુતા લાગતાં, તેના કડવા અનુભવ થતાં અને હિંદુધર્મની કંઇક ઉદાત્તતા અત્યાજ્ય લાગતાં, ઉભયધર્મના સમાધાનરૂપે આ બે નવા પંથ ઉદ્ભવ્યા. સમય ઘટીત હોવાને લીધે સમયનાજ બળે આ ઉભય નવીન પંથની સત્તા તે સમયે તે તે સ્થળોમાં તેમજ તેની આસપાસના સ્થળોમાં ધીમે ધીમે પ્રસરી પ્રબળતા પામી, ચૈતન્યધારી રહી. તાત્પર્ય એ છે કે:–વૈષ્ણવ ધર્મ વા શીવધર્મ, ઉભયની જે હયાતી હતી, તે માત્ર નહીં જેવા નિર્જીવ, નિર્માલ્ય, નિશ્ચેતન પ્રમાણમાં રહી, અને માતા–દેવી–પૂજન તો એથી પણ ગૌણ માત્ર હતું. એ સર્વ તે વિકસવાનાં સ્વાતંત્ર્યભર સુરક્ષિત સ્થાન જો હોય તો તે માત્ર બેજ હતાં. કાઠીઆવાડ અને રજપુતાના.

૭. ધર્મની પણ પ્રબળતા ઘણેખરે અંશે તેમના સામયિક ઉદ્યોતક આચાર્યોની સતેજ પ્રવૃત્તિને અવલંબે છે, આ સમયનું કંઇક નિરીક્ષણ કરતાં એમ તો સહજ માલમ પડે છે કે જૈન વા બુદ્ધધર્મના ધર્માચાર્યો આ સમયે પોતાનો ધર્મ પ્રસરાવવા તો પ્રયત્નશીલ નહીં હતા. જે પરિસ્થીતિ તે તે ધર્મની હતી તે જ સ્થીતિમાં વા તેથી પણ કંઈક ન્યૂન સ્થીતિમાં પોતપોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાને તેઓ પોતાનું ગાડું ચાલતું હતું તેમ

ચાલવા દેતા હતા, ભલે તેમના આદર્શ ઉચ્ચ હશે પણ તેને બર લાવવાને તેમણે કંઇ પણ પ્રકૃષ્ટ પ્રયત્ન કર્યો હોય એમ જણાતું નથી. ધારો કે તેમણે તેવા પ્રયત્ન કર્યા હશે, છતાં તેઓ તેને માટે તે સમયમાં સમાજ પ્રિયતામાં લૌકિક વિખ્યાતીમાં તો ન હોતા જ આવ્યા. શિવધર્મને માટે પણ અમારા ઉપરોકત દૃષ્ટિબિંદુએ આ સમયને માટે એમ જ અનુમાન થાય છે.

૮. કબીરપંથ અને નાનકપંથ ઉભયમાં–તે ગમે તે પ્રકારના પંથ હો–તેમાં જે ઉત્સાહપ્રેરક શક્તિ હતી. તેવી શક્તિઓ ઉપરોકત ત્રણ પંથોમાં આ સમયે ન હતી, ઉપરોકત ત્રણ પંથ–ધર્મ–હતા તેવાજ હતા. તેમજ તેવા ચૈતન્યભર અચેતન અસ્તિત્વમાં તે પોતાનું જીવન નીભાવી રહ્યા હતા. એમાંજ તેમને તેમના જીવનનો જીવારો લાગ્યો હતો. નાનકે ઉત્તરમાં તો કબીરે ગુજરાતમાં પોતાના પંથનો ધર્મ ધ્વજ ફરકાવ્યો. આ સમયનું મીરાંની પૂર્વના અર્ધ સૈકાનું તેમજ તેમના સમયનું–કંઇક બારીક અવલોકન કરશું તો જણાશે કે વૈષ્ણવ ધર્મ–પંથ પણ પોતાનો ધર્મધ્વજ પ્રસરાવવા પ્રયત્ન કરતો હતો. સંસારમાં રચ્યાપચ્યા રહેલા સંસારી માનવીને રસલીલાના રસપાઠ પઢાવી રસીલા કરનાર આ વૈષ્ણવ ધર્મ સંસાર સાગરે તેમના જીવન નાવ રસભર સાવ સીધી રીતે સંચરાવનાર હોઈ રસપરત્વે સર્વ પ્રકારની ન્યાયી છૂટ આપનાર આ રસિક રસીલો ધર્મ વિખ્યાત હતો. નરસિંહ મહેતાએ આ ધર્મની ઉદ્ઘોષણા કરી. રા. મંડલિક સામે પણ પોતાનો ધર્મધ્વજ જયભર ફરકાવી પોતાના પ્રભાતીઆના બળે એ પ્રભાતીઆના અંતરાત્મામાં ગુંજન કરતી બંસીધરની બંસીના બળે વૈષ્ણવ હૃદયમાં વૈષ્ણવ આત્મામાં ચિરસ્થાયી વાસ કર્યો. તેમના જીવન પ્રસંગ પણ એ સારી રીતે સૂચિત કરે છે કે આ ધર્મના અંગે પોતાની જીવન પરિચર્યામાં નરસિંહે જે જે વિજયંત ભવ્ય પરાક્રમો કર્યા. તે તે સર્વે એવાં હતાં કે તે વિસરાય નહીં. તેને માટે અનેકાનેક દંતકથાઓ પ્રચલિત થઈ, અત્યાર સુધી ચાલી આવી. આ ઉપરથી એમ જણાય છે કે તેતે પરાક્રમ તેમના સમયમાં તેમજ પાછળના સમયમાં તેતે પરાક્રમની ચમત્કારી આશ્ચર્યકર જાદુઈ દીવ્યતાના બળે વૈષ્ણવ ધર્મના અનયાયીનં પ્રમદસ્થાન થઈ પડ્યા હતા.

પ્રત્યેક વૈષ્ણવ તેમનું મદભર ધ્યાન કરતા હતા. વૈષ્ણવ ધર્મીઓમાં ઘેરઘેર તેના ગુણગાન થતાં હતાં. સર્વથા આ સંભવિત છે. થાય છે. અને થયાં કરે છે વૈષ્ણવ ધર્મના આચાર્યોએ પણ આમાં કંઈ ઓછો પ્રયત્ન કર્યો નથી. જોકે વલ્લભાચાર્યના અનુયાયીઓ મીરાંની વિરૂદ્ધ થઈ ગયા હતા. તોપણ મીરાંબાઈને માટે પણ અનેક દંતકથા ઉપરોક્ત કારણોને લઈને હજી સુધી સુસ્થાપિત થઈ સન્માન્ય થઈ રહી છે. એકંદર જોતાં માધવાચાર્યે દક્ષિણમાં, નરસિંહે ગુજરાતમાં, અને વલ્લભાચાર્યે આચાર્ય તરીકે વૈષ્ણવ ધર્મમાં, કંઈક જાગૃતિ અર્પી. એજ જાગૃતિ અનેકાનેક નાના મોટા કવિઓએ, સંતસાધુઓએ, આચાર્યોએ ચાલુ રાખી—લીલા આદિના બળે, તેને સતેજ રાખી. વૈષ્ણવ ધર્મની મૂર્તિઓના મારવાડી મેવાડી પરિવેશભર ચિત્રદર્શનો મૂર્તિ શણગારો આ પરત્વે કંઈક વધુ પ્રમાણ અર્પે છે. અને એથી વધૂ એમ પણ સૂચિત કરે છે કે આ જાગૃતિનો પૂર્ણ વિકાસ કાઠીઆવાડ મારવાડ અને મેવાડમાં થયો. મીરાંબાઈનો યુગ આ સર્વ જોતાં વૈષ્ણવ ધર્મનો—ભાગવત ધર્મનો—હતો એ નિર્વિવાદ છે.

---

## પ્રકરણ ૧૬મું.

## સામાજીક સાંસારિક પરિસ્થિતિ.

રજપુતોમાં વિવાહ—સંસ્કાર નિવૃત્ત થતાં કન્યા પોતાને સાસરે જાય, એ કુલાચાર છે. અને રાજકુળોમાં બાળલગ્ન કે કજોડાની પ્રથાનો પણ અસંભવ. જ્યાં દ્રવ્યવાન વર ખપી જવાની ઉતાવળ હોય વા વરની અછત હોય તો તેથી બાળલગ્નને ઉત્તેજન મળે છે: રાજ્યકુલોમાં અનેક પત્ની કરવાનો રિવાજ હોઈ એ બન્ને કારણોની કલ્પના અસ્થાને છે. ટુંકમાં, રાજકુળોમાં અને રજપુતોમાં લગ્ન પુખ્ત ઉમરે જ થતાં અને તેને માટે અનેક પ્રમાણ ઇતિહાસને આંગણે ઉપલબ્ધ છે. તેમજ સમવયી લગ્ન પણ કવચિતજ થતાં. વર કન્યાની લગ્નોચિત સામાન્ય વય ૧૫–૧૭–૧૯ આંકી શકાય. તેથી મીરાં ૧૭ વર્ષની વયે સં. ૧૫૭૬ (ઇ. સ. ૧૫૨૦)માં પરણી હશે. એમ અનુમાન થઈ શકે છે.

૧. એક દંતકથા એવી છે કે "મીરાં પરણીને જ્યારે શ્વસુર ગૃહે પહોંચી ત્યારે વૃદ્ધ રાજમાતાઓએ કુળાચારાનુસાર તેની પાસે પ્રથમ દ્વાર પુજન કરાવી તેનો (વધૂનો) ગૃહપ્રવેશ કરાવ્યો. પછી તેને ગૃહદેવતા ભૂત કુળદેવતા શ્રી દુર્ગાદેવી સમીપ લઈ જવામાં આવી, અને તેમની પૂજા કરવા કહેવામાં આવ્યું. પરંતુ મીરાંની ગિરધર ઉપર ભક્તિ એવી આરૂઢ થઇ ગઇ હતી કે તેણે અન્ય દેવના દર્શન પણ કરવા ના પાડી. અને કહ્યું કે મારે તો ઇષ્ટ દેવતા–કુળદેવ–જે કહો તે એક માત્ર ગિરધરલાલજ છે. તેથી બીજા કોઇ દેવને નહીં પૂજું. મીરાંને કહેવામાં આવ્યું કે દેવીને પગે લાગવાથી સૌભાગ્ય વધશે. ત્યારે મીરાંએ ઉત્તર આપ્યો કે આ ગામમાં વિધવાઓ કેમ છે ? રાણીઓએ કહ્યું કે દેવીને નહીં પૂજશો તો રાણાના કુળને કલંક લાગે છે. ત્યારે મીરાંએ કહ્યું કે "મારે કોઇ કૂળ નથી" મારૂં મન ગિરધર વિના બીજું કંઇ જાણતું નથી. **"कृष्णात्परं किमपि तत्व महं न जाने"** અંતે રાણીઓ મીરાંને સમજાવતા થાકી. પણ મીરાંએ પોતાની હઠ ન છોડી. અને પૂજા પણ ન કરી. એવી ફરીઆદ રાણાજી કને લઇ જવામાં આવી. રાણાજી કુપિત થયા અને તેને મારવા જતા હતા. પણ રાણીઓએ તેમાં માન હાનો ગણી સમજાવ્યું કે તેને જુદી રાખવી. અને તે અનુસાર "ભૂત મહાલય" નામે નિવાસ સ્થાન જુદુંજ આપ્યું. એમ રાણાજીએ તેનો ત્યાગ કરી અપર વિવાહ સંબંધ પણ બાંધ્યો."

૩. વસ્તુતઃ વિચાર કરતાં એ વાર્તા અત્યંત અસંભવિત લાગે છે. આવી કાચી વયે મીરાંમાં વેદાંતનું આટલું ઊંડું નિશ્ચિત જ્ઞાન હોય એ, અને હોય તો પણ તેવા જ્ઞાન છતાં વ્યવહારમાં દુરાગ્રહ કરે એ બનવુ જ અશક્ય છે. મીરાં પૂર્ણ પતિવ્રતા હતી. અને વૈષ્ણવ મતમાં પણ ગોપીઓએ કાત્યાયની પૂજન તથા રૂકિમણીએ પણ દેવી પૂજન કર્યું હતું. કૃષ્ણ પણ દેવીના અવતાર રૂપે મનાય છે, તેથી રહસ્યવિત વૈષ્ણવોમાં દેવી પૂજનનો બાધ ગણાતો નથી. આ પ્રમાણે રા. તનસુખરામ ત્રિપાઠી સ્પષ્ટ લખે છે તે ઉપરથી જણાય છે કે તે વેળાના વૈષ્ણવોને દેવી પૂજન તરફ સ્પષ્ટ ઇનિકાર–કે તિરસ્કાર નહીં હતો. વળી રાણાજી એક નાદાનની પેઠે મારવા જાય અને પાશેરામાં પહેલી પૂણી કાંતતા પહેલાં જ કાઢી મુકે અને તરત જ બીજી પરણે એમાં કાંઈ સત્ય જણાતું નથી.

૩. વળી બીજી દંત કથા એવી છે કે:–રાણાએ એટલે મીરાંના દીયર વિક્રમાદિત્યે, મીરાંના વૈધવ્ય પછી, મીરાં જો સંત સમાગમ છોડે અને પોતાની સાથે પુનર્લગ્ન કરે તો તેને બહુ ઘરેણાંદિ આપવા મીરાંને લાલચ આપી જેના ઉત્તરમાં મીરાંએ "મુજ અબળાને મોટી મીરાંતબાઇ, શામળો ઘરેણું મારે સાચું રે" એ પદ રચ્યું અને ગાયું, અને પુનર્લગ્ન ને બદલે પ્રભુ ભક્તિ પસંદ કરી, એવો ભાવ છે. પરંતુ આ વાત પ્રથમ દૃષ્ટિએ જ ખોટી જણાય છે કારણ રજપુતોમાં પુનર્વિવાહનો ચાલ જ નથી.

૪. "પોલ"ના સં. ૧૯૮૨ના ચૈત્ર સુદ ૩ના અંકમાં "પોલ" વૈષ્ણવ ધર્મની તેને જણાતી પોલ ઉઘાડી પાડતાં લખે છે કે "અમે પુષ્ટિ માર્ગના ગ્રંથો તપાસી જોયાં તો માલમ પડયું કે (વ્યભિચાર?) કે પુનર્વિવાહ તરફ આ પંથને અંદરખાનેથી બીલકુલ સૂગ નથી. ઉલટા તેઓ પુનર્વિવાહના હિમાયતી છે. અને જણાવે છે કે:–"વલ્લભાચાર્યના અષ્ટ સખામાંનો પાંચમો સખા જે ચતુર્ભુજદાસ તેને સાક્ષાત શ્રીનાથજીએ આજ્ઞા કરી કે "તમે પુનર્વિવાહ કરો" ને તેણે પુનર્વિવાહ કરેલો તે, ૨૫૨ વૈષ્ણવની વાર્તાના ગ્રંથમાં વાર્તા ૪થી ને પ્રસંગ ૭માં પરથી માલમ પડે છે. સાક્ષાત ભગવાન શ્રીનાથજીએ સ્વયં શ્રી મુખેથી જે બાબતને ટેકો આપ્યો છે. તેથી પુનર્વિવાહ કરનાર સામે આ શ્રીનાથજીના અનન્ય સેવકો કેમ જ બોલે કે લખે? આ દીલમાં સંશય થયો. તેથી વધુ તપાસ કરતાં ભેદ બધો માલમ પડયો કે બાબત એમ છે કે મીરાંબાઈ શ્રીકૃષ્ણની પરમ ભક્ત હતી. પરંતુ તે * * * પુષ્ટિમાર્ગની વિરૂદ્ધ હતી અને તેની અંદર ચાલતા વ્યભિચારની નિંદા કરતી. આથી પુષ્ટિમાર્ગવાળાઓ મીરાંબાઈ પર ઘણોજ દ્વેષ ને ધિક્કાર દર્શાવે છે વગેરે." આ પરથી જણાશે કે જેને દૂષણ જોવું છે તે એકાદ દ્રષ્ટાંત ખરૂં ખોટું હાથ આવે તો તેનો દુરૂપયોગ કરી તેના ઉપરથી સામાન્ય રીતે તેમ હતું એમ સિદ્ધ કરે છે. મીરાંબાઈ ક્ષમાશીલ શાંત સ્વભાવની હોઈ કાણા ને કાણો નહીં કહે તો રાણાને તો રાણો કેમ જ કહે, એને તો બધાને શાણા બનાવવાનો હેતુ હતો. ઉપરોક્ત લેખમાં વ્યભિચારની વાત "પોલ" બહાર પાડે છે એ પોલનું પોલંપોલ હશે કે કેમ તેમાં નહીં ઉતરતાં પુનર્લગ્ન સંબંધી પણ શ્રીનાથજીએ

અપવાદરૂપે અમુક વ્યક્તિની જરૂરીઆત જોઇને ઉપદેશ આપ્યો હોય તેથી કંઈ પુનર્લગ્નનું હિમાયતપણું સિદ્ધ થતું નથી. ગમે તેમ હો પણ મીરાંબાઈને તો વૈધવ્ય થતાં વિરાગ ઉત્પન્ન થવાથી પુનર્લગ્નનો વિચાર પણ ઉપજ્યો ન હતો. અને રજપુતોમાં પુનર્લગ્નનો રિવાજ પણ નહીં. એ વાત અત્રે સ્પષ્ટ કરવાની છે.

૫. વળી રજપુતોમાં પોતાની બ્હેનની શોક (સોતન એટલે સપત્ની) ની પુત્રી જોડે પરણવામાં બાધ ગણાતો નથી. એમ રા. તનસુખરામના નિબંધથી જણાય છે.

૬. મારવાડ મેવાડ તરફ નૃત્યકળા સ્ત્રી વર્ગને બાલ્યાવસ્થાથી જ શીખવવામાં આવતી હતી. ગુજરાત પેઠે નાચ તરફ અણગમો કે વિરૂદ્ધતા કે અધમભાવ ન હતો. અને એ વાત મીરાંના "નાચુંગી મેં નાચુંગી, ઘુઘરા બાંધકે નાચુંગી" વગેરે પદોથી પણ સ્પષ્ટ છે.

૭. લાજ કાઢવાનો રીવાજ પણ એ તરફ ઝાઝો છે. રાજકુળમાં તો સ્ત્રીવર્ગ પડદેપોષ રહે છે જ. અંતઃપુરમાં–રણવાસમાં–રાણીવાસમાં રહેનારી રાણીઓ વહુજીઓ વગેરે વડીલની લાજ કાઢે છે. રેલ્વે સ્ટેશન વગેરે જાહેર સ્થળે મોટી કનાતોની પાછળ "વહુજી"ને કોઈની દૃષ્ટિએ પડતાં અટકાવવા ભારે પ્રયાસ અને પરિશ્રમ થતો કેટલીકવાર દૃષ્ટિગોચર થાય છે. કોઈ કોઈ મારવાડણની લાજ તો રેલ્વે ટીકીટ ઑફીસ પેઠે ઉપલો અર્ધભાગ ઢાંકી દીધેલો દર્શાવે છે. મીરાંને જ્યારે એની માએ કહ્યું કે "તારો વર તો આ ગિરધરલાલ." તે વેળા મીરાંએ પોતાની ગિરધર મૂર્તિને પોતાનો વર માની તરત તેની લાજ કાઢી હતી.

૮. પોશાક અને અલંકાર ઘરેણાં વગેરે શણગાર તે સમયમાં તે તરફ મારવાડી મેવાડી શોભનો જણાય છે. ગુજરાતની પેઠે આછો નહીં. પણ અચ્છો અને ઘાટો. હાથે પગે ડોકમાં ભરપૂર. હાથે ચૂડો, કાને વાળી, એ ઉપરાંત કડલાં કાંબી કંઠી બોર ઝાંઝર અણવટ વગેરે વિવિધ અલંકાર મીરાંએ બૃ. કા. ભાગ ૧ના પદ. ૧માં પા. ૮૮૭માં વર્ણવ્યો છે તેવો તે સમયમાં તે તરફ હતો. એમ જણાય છે. ગુજરાત પેઠે પ્રથમ સોહાગણનો

ખાસ શણગાર વાળીનો હોવો જોઈએ. લાડીજી ઝાંઝરનો નાદ કરતાં ઠમઠમ ચાલે ત્યારે ઘુઘરા ઘમકી ફૂદાફૂદ કરે. "વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયે રે. ચિત્તમાળા ચતુર્ભુજ ચુડલો, શીદ સોની ઘેર જઈએ રે. ઝાંઝરીઆં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાંને કાંબીરે, વીંછીઆ ઘુઘરા રામ-નારાયણના, અણુવટ અંતરજામી રે."

૯. પોશાકમાં નાનપણમાં તો ચોળીને ઓઢણી ઓઢવાનો પહેરવાનો રીવાજ. ત્યારબાદ ચોળીને ચુંદડી. અને મોટપણમાં સાડી ને સાળુ. "સાડી ફાડીને કફનીરે કીધી." "ભીંજે મારા સાલુડાની કોર." વગેરે પરથી જણાય છે કે સાડી સાલ્લા પહેરવાનો રીવાજ હતો. "સત્યભામાના રૂસણા"માં મીરાંબાઈ લખે છે કે "ચરણા ચીર ઉતારી ચોળી ચુંદડીરે લોલ, ઉર થકી ઉતાર્યા નવસર હારજો, કાંબીને કડલાં ત્રોટી દામણીરે લોલ, મારરે મૈયરની ઓઢું ઓઢણી રે લોલ" વળી બૃ. કા. ભાગ ૫ પાન ૮૨૮ પદ ૨જું. "બસ ગઈ રાધે પ્યારી, મોરલીમાં બસ ગઈ રાધે પ્યારી. એ પદમાં રાધાનું વર્ણન રાધાના પોશાકનું વર્ણન. એ મીરાંબાઈએ પોતાના પોશાક ઉપરથી વર્ણન, કર્યું હોય એમ જણાય છે. મીરાં રાધારાણીના જેવીજ રૂપવતી હતી. ગૌરવર્ણની તો હતીજ.

"ગોરે ગોરે અંગપર સાલુડા બીરાજે, ઉપર જરત કીનારી,
ગોરે ગોરે અંગ અતલસકી ચોળી, ઉપર હાર હજારી.
ગોરે ગોરે મુખ નટવરસે મોતી, ટીલડી કી ગત ન્યારી."

૧૦ (અ) 'કુમાર" નામના જાણીતા ચોપાનીઆના સં. ૧૯૮૪ના દીપોત્સવી અંકમાં પા. ૩૬૮માં અન્ય કવીઓની છબીઓ મધ્યે મીરાંબાઈની છબી પણ રા. દેશળજી પરમારે આપી છે. તે મીરાંના પોશાક અલંકાર સહિત તેનું સ્વરૂપ દર્શાવતી આબેહૂબ છબીનું બરટ હોય એમ લાગે છે.

"મધુરી બીજ લેખાશી, કૃષ્ણચંદ્રની આરતી,
મીરાંની પ્રાણ રંગેલી, આર્ત જીવનની રતી."

(દેશળજી પરમાર.)

(બ) એ ઉપરાંત મેસર્સ "વકીલ અને થૂથી" એ પોતાના "ગેટ વે આફ ઇન્ડીઆ" નામની ઇતિહાસમાળાના પ્રથમ પુસ્તકમાં પાન. ૬૩. ઉપર "ભગવતી મીરાંબાઈની આબેહૂબ આખી છબી તંબુરો અને મંજીરા સાથે શ્રી મુરલીધર ગિરધરલાલને સન્મુખ રાખી ભજન ગાતી આપેલી છે. તે આકર્ષક છે.

૧૧. મીરાંના સમયની કેળવણી

મેડતા, ચિતોડ વગેરે સ્થળે કેળવણી તો સાધારણ રીતે પોતપોતાની ભાષાની જ અપાતી હતી. પરંતુ રાજ્યકુળમાં કુંવર કુંવરીને ગુજરાતી વગેરે અન્ય ભાષાઓનું પણ સાધારણ જ્ઞાન અપાતું હોવું જોઈએ. પડોશમાં આવેલા ગુજરાત સાથે મારવાડને તથા મેવાડને સંબંધ રહ્યો તેથી ગુજરાતી ભાષા થોડી ઘણી બોલતાં લખતાં વાંચતાં શીખે એ સંભવિત છે. પરંતુ ગુજરાતી ભાષા એવી સહેલી ને સરળ નથી, કે જે અન્ય માતૃભાષાવાળો જલદી શીખી શકે અને તેમાં વળી આદર્શ કાવ્ય લખી શકે. ગમે તેમ હોય પણ મીરાં મેડતાના રાજ્યકુળની હોઈ ખાસ શિક્ષક દ્વારા તેને ગુજરાતીનું ઉત્તમ જ્ઞાન નાનપણથી જ મળ્યું હોય એમ માન્યા વિના ચાલે એમ નથી. ચિતોડમાં તે ગુજરાતી જ્ઞાનમાં વૃદ્ધિ થઈ હોય, અને વૃંદાવન તથા દ્વારકામાં સાધુસંતો દ્વારા વ્રજ ભાષા તથા ગુજરાતીનો અભ્યાસ સાથે સાથે ચાલુ રહ્યો હોય. જો એમ નહીં હોય તો મીરાંના ગુજરાતી પદો આવાં સુંદર તેણે કેવી રીતે લખ્યા હોય? દ્વારકામાં તો એણે એક વરસ કરતાં પણ ઓછો સમય ગાળ્યો છે. અને તે અંતિમ અવસાન વેળા. તો તેટલા ટુંક સમયમાં કાવ્ય રચવા જેટલું પર ભાષાનું જ્ઞાન મેળવવું મુશ્કેલ–ઘણાં ખરાં કાવ્યો "ક્ષેપક" હોઈ મીરાંની છાપ ઘુસાડેલા પણ હોઈ શકે. છતાં મીરાંએ ગુજરાતીમાં કાવ્ય માત્ર તેના અવસાન સમયેજ લખ્યાં એ વાત મનાય એમ નથી. થોડાં ઘણાં પદો પણ એની બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૈધવ્યદશામાં એણે ગુજરાતીમાં રચેલાં એમતો આપણે માનવું જ પડે. હા. એમ હોય કે એના મૂળ કાવ્યોમાં પરંપરાથી શબ્દાદિનું પરિવર્તન થતાં થતાં શુદ્ધ અને સુંદર ગુજરાતી ધીમે ધીમે થઈ જઈ હાલ આપણને રૂચિકર લાગે એવા સ્વરૂપમાં ગવાતાં હોય. એમ બનવા જોગ છે. તથાસ્તુ.

---

આ લેખ પુરો કરતાં પરમ પ્રભુ શ્રી ગિરધરલાલજીનો તેમજ સદ્દગત રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીનો અને મારા જીવંત મિત્ર રા. રા. નટવરલાલ રણછોડદાસ શાહ ( મિ. જંબુસરીઆ )નો આભાર માનું છું કેમકે તેમની નિસ્વાર્થ સહાયથી જ આ લેખ લખવા હું સમર્થ થયો છું.

લિ. માણેકલાલ સુતરીઆ.

તા. ૩૦-૧૨-૨૮.

शार्दूलविक्रीडितम्

ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो ।
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ॥
अक्रोध स्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता ।
सर्वेषामपि सर्व कारणमिदं शीलं परं भूषणम् ॥ १ ॥
(भर्तृहरि)

